

શ્રી૰ ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા

"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા" નું પુસ્તક ૪૨ મું

# હાસ્યકથામંજરી

## ( ભાગ બીજો. )

( અસાધારણ અનુભવ અને બીજી વીસ વાતો. )

લેખક

ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા.

સાંતાક્રુઝ.

પ્રકાશક.

જીવનલાલ અમરશી મહેતા

સંપાદક—' જ્ઞાનવર્ધક પુસ્તકમાળા ", અમદાવાદ

પ્રથમાવૃત્તિ. ]    ઇ સ. ૧૯૭૪    [ પ્રત ૧૧૦૦



કિંમત રૂ. બે.

# પ્રસ્તાવના.

આમાની પહેલી પંદર વાતોમાથી કેટલીક મૂળ અંગ્રેજીના અનુવાદરૂપ છે, કેટલીકનુ મૂળ વસ્તુ માત્ર અંગ્રેજી ઉપરથી લીધેલ છે, કેટલીક મૂળ ચાર પાચ અંગ્રેજી વાતો ઉપરથી વસ્તુ લઇને સ્વતંત્ર રીતે ઘડવામા આવી છે

છેલ્લી ૭ વાતો સ્વતંત્ર કૃતિ છે

સૌથી છેવટનો સ્કેચ ' કાઠીયાવાડી કંઠસ્થ સાહિત્ય ' ની પ્રતિકૃતિ રૂપે લખાયેલ છે એમાના કેટલાક દુહા રચવામા સુવાન લેખક " બોધો, બી એ "એ મને મદદ કરી છે એ માટે હુ અહિ એમનો આભાર માનુ છુ

સાંતાક્રુઝ તા ૧-૯-૧૯૨૪

ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા.

# આ લેખકનાં અન્ય પુસ્તકો:—

૧. ડીટેક્ટીવ બહાદૂર શેરલૉક હોમ્સ. રૂા ૧–૪–૦
પ્રકાશક ડી લખમીદાસની કુા મુંબાઇ.

૨ ચંડાળ ચોકડી યાને શેરલૉક હોમ્સનુ બીજુ પરાક્રમ:
પ્રકાશક એન. એમ ત્રિપાઠિની કુા મુંબાઇ કી રૂ ૦–૧૨–૦

૩ શેરલૉક હોમ્સનાં સાહસ કર્મો રૂા ૦–૧૨–૦
પ્રકાશક એન એમ ત્રિપાઠિની ક મુંબાઇ.

૪ મેટર્લિકના નિબંધો રૂા ૦–૬–૦
મળવાનુ ઠેકાણુ: રા જીવનલાલ અમરશી મહેતા, અમદાવાદ.

૫ મોલિયેરનાં નાટકો ભૂલના ભોગ અને બિચારો રૂા ૧–૪–૦
પ્રકાશક સાહિત્ય પરિષદ્ ભંડોળ કમીટી, અમદાવાદ
મળવાનુ ઠેકાણુ—જીવનલાલ અમરશી મહેતા ,,

૬ હું, સરલા અને મિત્રમંડળ રૂા ૨–૦–૦
પ્રકાશક રા ગમણિયગામ ગો ત્રિપાઠી, મુંબાઈ

---

હવે પછી છપાશે—

૭. પ્રતિમાની પ્રતિજ્ઞા અને બીજી વાતો.
૮ કાલના ચક્રો
૯ અમારી નવલકથા

# પ્રકાશકનું નિવેદન.

" હાસ્યકથામંજરી " ના પહેલા ભાગને વાચકવૃંદ તરફથી સારો આદર મળ્યો છે તેવોજ બલ્કે તેથી વિશેષ આદર આ બીજો ભાગ મેળવશે એ વિશે શંકા નથી ભાઇ શ્રી ધનસુખલાલ મહેતા આ વિષયમા પ્રસિદ્ધિ પામેલા લેખક હોવાથી તેમનો જ આ સગ્રહ ગુજરાતી સાહિત્યભંડારમા ઉપયોગી ગણાશે.

ભાઇશ્રી ધનસુખલાલે આ સગ્રહ પ્રસિદ્ધિ માટે નિઃસ્વાર્થ વૃત્તિથી અમને આપ્યો છે, તે સારૂ અમે અને પુસ્તકમાળાના ગ્રાહકો તેમના આભારી છીએ

## " જ્ઞાનવર્ધક પુસ્તકમાળા " નાં

## નીચેનાં ત્રણ પુસ્તકો હાલ તૈયાર થયાં છે—

(૧) **હાસ્યકથામંજરી**, ભાગ ૨ જો કિ રૂ એ.
(૨) **દેશ-દર્શન** (પ્રસિદ્ધ હિન્દી ગ્રંથનુ ભાષાન્તર) કિ રૂ. ત્રણ
(૩) **ગૃહિણીભૂષણ રત્નમાળા.** (સ્ત્રી ઉપયોગી લેખસગ્રહ) ૦-૧૦-૦

નીચેના પુસ્તકો થોડી મુદતમા તૈયાર થશે—

(૪) **સંક્ષિપ્ત મહાભારત.** (આમાં આખુ મહાભારત આવશે.)
(૫) **હરકિશોરચંદ્ર**, ભાગ ત્રીજો
(૬) **સંસ્કૃત સાહિત્યની કથા-વાર્તાઓ** (કથામંજરીનો ભાગ ૩ જો.)
(૭) **આખ્યાન સંગ્રહ.** (પ્રસિદ્ધ આખ્યાનકાર શ્રી વૈષ્ણવ સ્વ૦ અનંતપ્રસાદજીના પ્રસિદ્ધ તથા અપ્રસિદ્ધ આખ્યાનો )
(૮) **કલાપીના પત્રો.**

આ પુસ્તકો સર્વેને ઘણા ઉપયોગી નીવડશે એવી આશા છે જે પુસ્તકમાળાના ગ્રાહકો ન હોય તેઓ ગ્રાહક થઇને અર્ધી કિંમતે આવા કિંમતી પુસ્તકો મેળવવાનો લાભ લેશે એવી આશા છે

જીવનલાલ અ૦ મહેતા.

# જ્ઞાનવર્ધક પુસ્તકમાળાનાં પુસ્તકો.

( શરૂઆતથી તે ઇ૦ સન ૧૯૨૪ સુધીનાં )

નવલકથા –
૨—૦ હાસ્યમંદિર
૨—૮ ચોખેરવાલી, ભાગ ૧–૨
૧–૧૨ ચંદા–રાજસ્થાનની
વીરરમણી (ઐતિહાસિક)
૩—૦ ગુલામી વહેપાર, ભા. ૧–૨
૨—૮ ચક્રવર્તી અશોક
૦—૮ નીલનેની.
૨—૮ ધર્મપાળ (ઐતિહાસિક)
૧—૮ મહારાણા પ્રતાપસિંહ
૨—૪ શારદાનું સ્વાર્પણ
૨—૦ કથામંજરી, ભા ૧ લો
૩—૦ સદર ભા ૨ જો
૨—૦ હાસ્યકથામંજરી ભા. ૧લો
૨—૦ હાસ્યકથામંજરી ભા ૨જો
૩—૦ હરીશ્ચંદ્ર, ભા. ૧ લો
૨—૮ સદર ભા ૨ જા
૦–૧૨ સુભદ્રા (સચિત્ર)
૦—૮ પાપીનો પસ્તાવો

જીવનચરિત્ર–સંવાદઃ—
૦–૧૨ ના ગોપાલ કૃષ્ણ ગોખલે
૨—૦ ટોમસ એલવા એડીસન
૨—૦ ગુર્જર સાક્ષર જયંતીઓ
૦–૧૦ સોક્રેટીસ અને તેના બે સંવાદ
૨—૮ સંવાદમાલા (સચિત્ર)

નીતિ–નિબંધ –
૩—૦ તત્વચિંતન, ખંડ ૧–૨સાથે
૦—૮ પશુમાંથી દેવ (જેમ્સએલન)
૦—૮ સ્વર્ગની સામગ્રી. ,,
૦—૮ વિજયધ્વજ ,,
૧—૮ સુખશાંતિ વિચારણા
૧—૮ જીવન–સુધારણાના સન્માર્ગ.
૧—૦ કરકસર-પૈસાદાર કેમ થવાય?
૧—૦મેઝેનીના લેખો-માનવી કર્તવ્યો
૦–૧૦ ગૃહિણીભૂષણ રત્નમાળા

નાટક—
૧—૮ સત્યભામા (સચિત્ર)
૧—૪ મેવાડ–પતન (,,)
૧—૪ સ્વામી વિવેકાનંદ
૦–૧૨ સીતા (શ્રી દ્વિજેન્દ્રલાલ રોય)
૦—૮ મુક્તધારા (મૂ લે ડૉ ટાગોર)

દેશ–રાજ્ય–શિક્ષણ—
૨—૦ જર્મનીની ઉન્નતિ શાથી થઇ?
૧—૦ શિક્ષાનો આદર્શ
૩—૦ દેશ–દર્શન

ધર્મ —
૩—૮ હિન્દુધર્મની પાઠમાળા
૧–૧૨ મુક્તિમાળા, ખંડ ૧ લો
૦—૮ બાલગીતા–પૂર્વાર્ધ
૧—૮ ગીતા પરિચય

રૂપીઓ એક પ્રવેશ ફી–ગ્રાહક થતા એક વખત આપીને ગ્રાહક થયા પછી ચાલતી સાલના બધા પુસ્તકો અર્ધી કીમતે અપાય છે, ને પાછલામાંથી જે માગે તે પોણી કીમતે મળે છે પોસ્ટેજ જુદું.

**જીવનલાલ અમરશી મહેતા**

સંપાદક—" જ્ઞાનવર્ધક પુસ્તકમાળા ", અમદાવાદ.

## હાસ્યરસના લેખકનો સંતોષ:—

પયગામ મુજને આવશે
બોલાવવા કે મૃત્યુનો,
વિચાર આ મમ હૃદયને,
સંતોષશે જાણું ખરો:
અર્પી દીધું મુજ હાસ્યને
દુઃખો ખલકના ટાળવા,
હૈયાં મહી છુપાવીને
આંસુ ખરાં મુજ જીગરનાં !

# અનુક્રમણિકા.

# હાસ્ય કથામંજરી.

## ( ભાગ બીજો. )

## ( ૧ )

## અસાધારણ અનુભવ.

### પ્રકરણ ૧.

રાતના નવેક વાગ્યા હતા અમારા ઓરડામા એક દિવો ચદ્રના પ્રકાશની સ્પર્ધા કરતા ઝાખો પ્રકાશ નાખતો હતો કનૈયા-લાલ અમારા બધાની ઇચ્છા વિરુદ્ધ હારમોનિયમ વગાડતા હતા અને જાણે એટલાથી પૂરૂ નહીં થતુ હોય તેમ સાથે સાથે પોતાના મધુર સુરથી ગાતા પણ જતા હતા સ્નેહવદન એક નાજુક આરામખુરશી ઉપર લાબા ટાટિયા કરીને પડયા હતા, મોમાથી ચીરૂટના ધુમાડા કહાડતા કહાડતા કનૈયાલાલ સાથે પોતાનો સુર મેળવવાનો યત્ન કરતા હતા, અને વચમા વચમા " ન્હાવાનુ પાણી ઉકળ્યુ હશે કે નહિં " વગેરે સવાલો સરલાને પૂછતા હતા સરલા, આરામખુરશી સ્નેહવદનનુ એકસો ને પચાસ શેર વજન ખમશે કે નહિ એની ગણત્રી કરતી, અને આ પ્રમાણે રોજ કનૈયાલાલ અમારૂ હારમોનિયમ વગાડે તો તેને બગડતા કેટલો વખત લાગે અને તેને સુધરાવવામા કેટલો ખર્ચ થાય તેનો અડસટ્ટો કરતી એક ' રૅાકીંગ ચેર ' ઉપર બેઠી બેઠી ધીમે ધીમે ખુરશીને ઝુલાવતી હતી હુ એક મોટા ઘડિયાળની ભાગેલી કમાનને સમી કરવાના મિથ્યા પ્રયાસમા ગૂથાઈ ગયો હતો બે ત્રણ વાર હુ ફતેહમદ થવાની અણી ઉપર હતો તેટલામા સહેજ આગળી ખસવાથી કમાન પાછી છટકી ગઈ અને મારી આગળી કપાતા સ્હેજમા બચી ગઈ

" તમે હવે મૂકીદોને એને " સરલા બોલી " નકામા કાઈ શરીરને ઈજા કરી બેસશો "

" અરે વાહ ! એમ તે ઈજા થતી હશે ! " મે કહ્યુ

કનૈયાલાલનુ સગીત ખીલ્યુ હારમોનિયમની ધમણ વેગથી ચાલવા લાગી સ્નેહવદનના મોમાથી ધુમાડા વધુ જોરમા નીકળવા લાગ્યા, અને આરામખુરશી પણ સાથે સાથે તાલ પૂરવા ઉશ્કેરાતી હોય તેમ કચુડ કચુડ થવા લાગી

“ હવે તમારે મ્યુઝિક બધ કરવુ છે ? ” સરલા બોલી “ચ્હાનુ પાણી ઉકળ્યુ હશે માટે જો તમારે હાથે બનાવવી હોય તો ચાલો નહિં તો પછી બૂમ નહિ પાડતા કે ચાકરે તો ચ્હા બગાડી નાખી ”

“ ખરેખરો તાલ જામ્યો છે ત્યા તમે કયા ભગ પાડો છો ” કનૈયાલાલે કહ્યુ

એટલામા મારો હાથ છટકયો કમાન બહુ જોરમા ઉછળી અને સીધી મારા કપાળમા વાગી હુ ચીસ પાડતો ખુરશી ઉપરથી ગબડી પડયો મને ચક્કર આવ્યા પછી,—

---

## પ્રકરણ ૨.

### જેમાં હું કેટલીક શોધો કરૂં છું અને ઉચ્ચ પદવી પ્રાપ્ત કરૂં છુ

હુ એક મોટા, ભપકાદાર રસ્તા ઉપરથી ચાલ્યો જતો હોઉ એમ મને જણાયુ મને મુંબઇના રસ્તાઓનુ સારૂ જ્ઞાન છે, છતા આ રસ્તો ઓળખી શકયો નહિ આથી મને આશ્ચર્ય ઉત્પન્ન થયુ

વરસાદ ઝીણો ઝીણો વરસતો હતો અને રસ્તામા પાણી અને કાદવ જોઇએ તેટલા હતા એટલે મારે રસ્તાનુ નામ પૂછવુ હોત તો પણ પૂછી શકાત નહિ કારણ કે રસ્તામા મનુષ્યો બહુજ થોડા નજરે પડતા હતા મારે પણ કાઇ ખાસ અગત્યનુ કામ જણાતુ નહિ હોવાથી ધીમે ધીમે રસ્તો કાપતો હુ આગળ વધતો હતો, એટલામા એક વિચિત્ર દેખાવના પુરૂષે લાંબો હાથ કરીને મારો ડગલો પકડયો

તે પુરૂષ એક મોટી પત્થરની ઇમારતના બારણાની વચમા ઊભો હતો “ કેમ, સાહેબ ! કાઇ આજે હુકમ છે ? ” તેણે પૂછયુ

“ ના, આજે તો કાઇ નથી ” મે રૉફમાજ જવાબ આપ્યો શેના હુકમ વિષે તે પૂછતો હતો તેની મને બિલકુલ ખબર ન હતી, પરતુ મારો જવાબ બધા જ કામમા ચાલે તેવો હતો એટલે મે તે વિષે કાઇ ચિંતા કરી નહિ

" પરંતુ રહેજ અંદર આવીને જૂઓ તો ખરા," તે બોલ્યો. " અમારા ભાવ બહુજ કિફાયત છે અને રૂપાંતરો ઘણા જ સસ્તા કરી નાખ્યા છે તમે લેવાને કયા બંધાયેલા છો ! અંદર આવીને જરા નજર તો ફેરવી જાઓ ! '

મને લાગ્યું કે આ કોઇ નવી જાતની વિમા કંપની હશે માટે લાવોને જરા જોઇએ તો ખરા, આમ ધારીને હું અંદર ગયો. જતાં જતા મે બારણા ઉપરનું પાટીયું વાંચ્યું

" વિ રૂપાંતર કંપની લીમીટેડ. "

પાટીયું વાંચીને મને આશ્ચર્ય ઉત્પન્ન થયું આ કઇ જાતની કંપની હશે ? નામ પ્રમાણે જો કાંઇક કરી આપતી હોય તો તો કંપનીના કામકાજની ખબર કહાડવામાં લાભ પણ છે ખરો, એમ ધારીને આશાભર્યો હું અંદર ગયો અંદર પણ બહારના જેવુંજ ઉજડ જણાયું મને તો એમ હતું કે અંદર માણસોની મોટી ભીડ હશે પણ તેવું કાંઇ જણાયું નહિ.

" અહિં કાંઇ ઝાઝી ગડબડ જણાતી નથી ' મે પેલા પુરૂષને પૂછ્યું

" હાજી, હજી અમારી કંપની નવી જ છે ને, ખરૂ પૂછાવો તો આજે સવારે જ તેનું મુહૂર્ત કર્યું છે અને આ વીસમી સદીમાં નવા વિચાર પ્રસરાવતા જરા વાર લાગે છે અમારૂ પ્રૉસ્પેકટસ આવતા અઠવાડિયામાં બહાર પડી જશે અને પછી અમારી પોતાની જાહેર ખબર આપવાની કાંઇક ઓરીજનલ રૂઢીથી આ જગ્યા મનુષ્યોથી એવી ચિકાર ભરાઈ જશે કે તમને આવવાનો માર્ગ પણ રહેશે નહિ, કારણ કે અમે જે જાહેરમાં મૂકવા માગીએ છીએ તે આ સૈકાની ખાસ જરૂરિયાત જ છે એટલે અમને ગ્રાહકની ખોટ નહિ પડે " પેલો પુરૂષ બોલ્યો

" એમ થાય તો સારૂ " મે વિનયપૂર્વક ઉત્તર આપ્યો

" હાજી, " પેલો પુરૂષ બોલ્યો " એ મારી આખી જીંદગીનું કાર્ય છે અને હજી પણ અંદર અંદર સહેજસાજ સુધારાની જરૂર છે, પણ તે તો વખત જતા દૂર કરી શકાશે અમારી મૂળ શોધ ' રૂપાંતર ' એવી છે કે જેથી કરીને અમારા ગ્રાહક ઇચ્છાનુસાર પોતાના રૂપ બદલી શકે છે જુઓને, હમણા તો એમ છે કે જે રાજાનો છોકરો તે રાજાનો છોકરો અને ફકીરનો તે ફકીરનો જ રહેવાનો, જન્મ્યો તે મૃત્યુ પામે ત્યાંસુધી તેનો તેજ રહેવાનો "

" હા, એ તો ખુલ્લુજ છે " મારે તેને દિવાનાશાળાનો સભાસદ ગણવા કે સાધારણ ઉલ્લુ તરિકે જ લેખવો તે વિષે હુ વિચાર કરતો બોલ્યો

" ખુલ્લુ છે તેમ છતા એથી કરીને તેની અગત્યતા કાંઈ ઘટતી નથી મનુષ્યો તેને કુદરતના અચલિત કાયદા તરિકેજ માની બેઠા છે પરતુ પ્રોફેસર રૂમઝુમલાલે આ કાયદાને તોડી પાડનારી શોધ કરી છે અને આ કપની તેનો અચુક પૂરાવો છે '

" વાહ ! પ્રોફેસર સાહેબ બહુ હોશિયાર માણસ હોવા જોઈએ ! " મે કહ્યુ

" એ વિષે તો જગત જે અભિપ્રાય બાધે તે ખરૂ, કારણ કે હું જ પ્રો રૂમઝુમલાલ છુ " આટલુ બોલીને પેલા પુરૂષે ગભીરાઈથી સ્હેજ નમન કર્યું

" તમારો દેખાવજ કહી આપે છે, ' હુ તરત બોલ્યો કારણ કે આ પુરૂષ કોઈ દિવાનાશાળામાથી પોલટીમ મારીને નાશી આવેલો છે એમ મને સાફ જણાઈ આવતુ હતુ

" આ કાર્ય મારા જીવનનુ લક્ષ્ય હતુ અને આખરે મે તે પરિપૂર્ણ રીતે મેળવ્યુ છે "

" પરતુ મને આ તમારૂ કામ ભય ભરેલુ લાગે છે " હુ બોલ્યો. " જેમ તમે કહો છો તેમ જો જરૂર થતુ જ હોય તો ગુનેહગારો–"

" નહિ, પછી ગુનેહગારો રહેજ શાના ? " તે વચમા બોલી ઉઠયો " પછી ગુનાહની જરૂરજ શાની રહે ? ગુનાહ ગરીબાઇને લીધે થાય છે, પણ હવે તો મનુષ્ય એવી કઢગી સ્થિતિમા આવે કે તરતજ તે પોતાના શરીરનુ રૂપાતર કરી શકે પછી તો દુનિયામા મુર્ખા તો રહે અને રહેવાના જ, પણ જો આવી રીતે રૂપાનરથી તેઓ પોતાની મુર્ખાઈ પણ ત્યાગી શકતા હોય તો તેઓ જરૂર સુખી થવાનાજ "

"આતો મને ઠીક લાગે છે " મે કહ્યુ " પણ સામા મનુષ્યની સ્થિતિ કેવી ? તે બિચારાનુ શુ ? "

પ્રૉ રૂમઝુમલાલના કપાળ ઉપર ચિતાની કરચલી વળી

" જરા એમા વાધો પડે છે ખરો " તેણે ઉત્તર આપ્યો " પણ એટલુ તો તમારે યાદ રાખવુ કે અમારા ગ્રાહકોને તો બધી જાતની સગવડ મળી શકશે. પછી કોઈ કોઈ જે અમારા ગ્રાહક

નહિ હોય તેમને વખતે કાંઈ હેરાનગતી પહોચી તો તેમા આપણને શુ ? બાકી, દુનિયાના લાખો લોકોમાથી એકેકને બધબેસતા રૂપાતર કરી લેવામા કાંઈ અગવડ પડે એમ મને તો લાગતુ નથી "

" મને એમા જરા ગુચવણ જેવુ લાગે છે તમે આ ક્રીનહિ ? " હુ બોલ્યો

પ્રૉફેસર માથુ ધૂણાવ્યુ ' તે વિષે તમારે કાંઈ ચિતા નહિ રાખવી અમે દરેક જાતના દર પ્રથમથી નક્કી કર્યા છે અને વળી સાથે બાર માસ સુધી અમારી કપની તેને મદદ કરવા બધાયેલી રહે છે એટલે જો કદાચ કાંઈ વાધો આવે તો સુધારવા અમે તૈયાર બેઠા છીએજ "

' એ ઠીક છે " મે કહ્યુ

' એ બાર માસ સુધીની મદદને પેટે અમે પચીસ રુપિયા લઈએ છીએ બાકી મૂળ રૂપાતરના ભાવ તો તે મનુષ્યની તે વખતની સ્થિતિ ઉપર આધાર રાખે છે કોઈ માણસ ફાસીએ ચડવાનો હોય અને તેમાથી છટવુ હોય તો દોટસો ગીની લઈએ બાકી તો ઉતરતા ચડતા ભાવ બધાને ફાવે તેવા રાખવામા આવ્યા છે વળી છ છ ટીકડીઓની અને બાર બાર ટીકડીઓની ડબ્બીઓ અમે તૈયાર રાખેલી છે છ ટીકડીના ડબ્બીની દસ ગીની અને બાર ટીકડીની ડબ્બીની સત્તર ગીની "

તમારો ધધો તો ધમધોકાર ચાલશે ! ' મે કહ્યુ પણ મારા અવાજ ઉપરથી તેને જણાયુ કે હુ આ વાત માનતો નથી તેથી તેણે મને કહ્યુ " તમે પ્રત્યક્ષપ્રમાણથી ખાત્રી કરી જુઓ તમે અમારા પહેલાજ ગ્રાહક છો એટલે ભાવ અમે જરા ઘટાડીશુ '

આટલુ બોલીને મને પ્રૉ રૂમઝુમલાલ પોતાના ખાનગી ઓરડામા એક મોટી લોઢાની ત્રીજોરી પાસે લઈ ગયા ઑફીસમા બીજી ઑફીસો જેવુ જ ફરનીચર હતુ અને કબાટોમા મોટી જાડી ચોપડીઓ ભરીહતી ત્રીજોરી ઉઘાડીને અદરથી એક લીલુ પડીકુ પ્રૉફેસરે કહાડયુ અદર પેલી ટીકડીઓ હતી જેમાથી એક કહાડીને મને તેમણે બતાવી અને કહ્યુ " આમાથી જ્યારે જરૂર પડે ત્યારેજ એક ટીકડી ગળવી પણ જો જો હો, જરૂર સિવાય આ ટીકડીને હવામા રાખતા નહિ "

ટીકડી પણ રગે લીલીજ હતી અને ઉપર કાઇક અગ્રજી

ભાષામા લખ્યુ હતુ, પણ મને અરબ્બી ભાષા સાથે કાઇ પણ જાતનો સબધ નહિ હતો એટલે હુ તે વાચી શકયો નહિ

" હવે ચાલો આપણે મારી પ્રયોગશાળામા જઇએ ભાવનુ પછી થઇ રહેશે " આટલુ કહીને રૂમઝુમલાલ આગળ ચાલ્યા હુ પણ જરા ગમત જોવા ટેબલ ઉપરથી પેલી ટીકડીની ડબ્બી લઇને તેમની પાછળ ચાલ્યો

ચાલતા ચાલતા ટીકડી જોવાનુ મન થયુ તેથી એક મોમા મૂકી પણ અદર કવિનાઇન, કડુ, કરીયાતુ વગેરેનો સ્વાદ ખાસ મૂકયો હતો તેવુ લાગ્યાથી હુ ટીકડી કહાડી નાખવા જતો હતો એટલામા મને પ્રયોગશાળાના ઉંબરાની ઠોકર વાગવાથી હુ તે ટીકડી ગળી ગયો

ટીકડીનો ખરાબ સ્વાદ હજી મોમાથી ગયો નહોતો એટલામા તો હુ અને પ્રૉફેસર એમની પ્રયોગશાળામા દાખલ થઇ ગયા પ્રયોગશાળાની ભીંત અને છત કાળી રગેલી હતી અને જમીન પણ કાળી હતી જયા ત્યા ગાઢ અધકાર હતો ફક્ત એક યત્રમાથી ભુરા રગની જવાળા નીકળ્યા કરતી હતી જમીન જરા પોચી જોઇને મે પૂછ્યુ " કેમ, આ ગટાપરચાની બનાવેલી છે કે શુ ? "

" હાજી, જમીન ગટાપરચાની અને ભીંતો વલ્કેનાઇટની " રૂમઝુમલાલે કહ્યુ " તમે પેલુ જે યત્ર જુઓ છો તે વિદ્યુત્ યત્ર છે અને અમારા કાર્યમા વિજળીજ મુખ્ય છે એમ મારે તમને જણાવવુ જોઇએ તેમાથી તમને લગભગ અગીયાર લાખ 'વોલ્ટસ' મળી શકશે અને કરટ પણ સૌથી વધારે ' ટેનશન ' નો છે "

હુ વિજળી વિષે બહુ જાણતો નહિ હોવાથી મે તેમના બોલવા ઉપર ઝાઝુ ધ્યાન આપ્યુ નહિ પણ તેમ છતા મને પેલા યત્રથી ભય લાગવા માડયો, અને લગાર આનાકાની પછીજ હુ તેની પાસે ગયો પણ આખરે દઢ હૃદય કરીને હુ તેની પાસે મૂકેલી મોટી, પ્રચડ કાચની ખુરશી ઉપર બેઠો

" આ કાઇ દફન ક્રિયાની તો તૈયારી નથીને ! " મે પૂછ્યુ, " એમ હોય તો કહી દેજો કે હું વિલ બિલ કરી લઉં ! "

" નારે ના, એમા કશો ભય નથી " પ્રૉફેસર રૂમઝુમલાલે જરા વ્યગ્ર ચિત્તે કહ્યુ

" ઠીક, ત્યારે થાવા દો " પરિણામ શુ થશે તે વિષે વિચાર કર્યા વિના મે કહ્યુ

રૂમઝુમલાલે કાંઇક રીતે યત્ર ચાલતું કર્યું મારી ડાબી બાજુએ બીજા યત્રો પણ ચાલવા માડયા હોય તેમ મને લાગ્યુ યત્રમાથી જ્વાળા મારા તરફ આવવા લાગી મને ફેર ચઢતા હોય અને સાથે સાથે હજારો ટાંકણીઓ મારા શરીરમા ભોકાતી હોય તેમ થવા માડયુ અચાનક મને ઘેન ચડવા માડયુ સહસા તે પ્રયોગશાળા અને પ્રૉફેસર મારી આખ આગળથી સરી જતા જણાયા, અને એક ઉંચા આસન ઉપર હું એક મોટો ઝભ્ભો પહેરીને બેઠો હોઉં એમ મને લાગ્યુ

મારી સામેજ એક મોટો આરસો ટીંગાડયો હતો તેમા મે જોયુ. મો મારૂં નહિં હતુ પણ મે હલાવ્યુ એટલે હાલ્યુ તો ખરૂં માથે કાંઇક 'વિગ' જેવુ હતુ એટલે મને લાગ્યુ કે હુ કોઇક કોર્ટમા છુ પણ તેમા પણ જ્યારે મને જણાયુ કે તે કોર્ટમા માજીસ્ટ્રેટ તરીકે પણ હુ જ છુ ત્યારે મને બહુ ગભરામણ થઇ

કૉર્ટમા શાતિ પ્રસરી રહી હતી ફક્ત કેટલાક મનુષ્યો ધીમે ધીમે મારી પુઠ પાછળ ચાલતા હતા મારી સામે ઉભેલો પુરૂષ બહુજ દયામણુ મો કરીને મારા તરફ જોતો હતો અને દયાની યાચના કરતો હોય તેમ દીન ભાવથી મારા સામુ તાકી રહ્યો હતો.

મને સમજાણુ પડી ! પ્રૉ રૂમઝુમલાલ અને તેમની 'ધી રૂપાતર કપની, લીમીટેડ' મા કાઇ દગા જેવુ નહતુ, પણ એમા કેટલીક ભૂલ હતી જ્યારે તે પ્રૉફેસરને હું મળીશ ત્યારે મારે તેને સમજાવવી પડશે કોઇ બીજા મનુષ્યના અગમા પ્રવેશ કરવામા ગમત છે પણુ આગળથી આપણે કયા જવાના છીએ તે જાણવુ તો જોઇએજ

હજી મારા હાથમા બાકીની ટીકડીઓ તેમની તેમજ હતી, એટલે પેલી એક ટીકડીએ આ પ્રમાણે સ્થિતિ લાવી મૂકી હશે બિચારો પ્રૉફેસર ! તે મારી પાસેથી પૈસા લેવાને પણ અશક્ત થઇ ગયો !

પરતુ અત્યારે મારે વિચાર કરવાનો વખત જ રહ્યો નહિં હતો કારણ કે કૉર્ટમા સર્વના મુખ ઉપરની અધિરાઇથી એવુ જણાતું હતું કે મારી પાસેથી તેઓ કાઇક સાભળવાની આશા રાખતા હતા મને જો જગ્યાની અને કામની કાંઇ પણ ખબર હોત તો હું ગમે તેમ ગાડુ ગબડાવત, પણ આ તો હું છેકજ અંધારામા હતો કૉર્ટનો અને તેના કામકાજનો અનુભવ મને

ફક્ત એકજ વખતનો હતો અને તે પણ એક મારા મિત્રને અને ગાડીવાળાને કાંઇક તકરાર થઇ હતી તે બાબતનો હતો. પણ તેમાંથી પણ મને થોડું ઘણું યાદ રહી ગયું હતું તે અત્યારે ઉપયોગમાં લેવું એવો મેં નિશ્ચય કર્યો તેથી હું ગંભીર અવાજે બોલ્યો

"ગુનેહગાર ! તેં ઘણો મોટો ગુનોહ કર્યો છે અને આ દેશના કાયદાનું ઉલ્લંઘન કર્યું છે, માટે એક વખત તને સજા કરીને દાખલો બેસાડવો જ જોઈએ પણ–પણ તારી સ્થિતિ જોતાં મને દયા આવે છે અને તેથી હું તને–શી સજા કરવી ?–તારા હાથ-મુચરકા લેવા એમ ફરમાવું છું–અને–"

મારી પાસે પણ જરા નીચે બેઠેલો કાર્કુન કલાર્ક જેવો પુરૂષ મારો ઝભ્ભો ખેંચતો હતો એટલે હું બોલતો અટકી ગયો

"અરે નામદાર ! એનો બે બૈરી કરવાનો ગુનોહ છે," તે ઘણો ધીમેથી પણ ઉસ્કેરાયલા અવાજે બોલ્યો ' ઘણો ભયંકર ગુનોહ ! '

"હા હા, હું તેમજ કહેવા જતો હતો,' હું જરાક ચાટ પડી ગયો તેથી ચીડવાઈને બોલ્યો "તારા હાથમુચરકા લેવામાં આવશે અને તારે તારી સ્ત્રીઓ સાથે નાતિથી રહેવું પડશે કારણ કે તારો ગુનોહ ઘણો ભયંકર છે "

પણ તેમ છતાં કલાર્ક સંતોષ પામ્યો હોય તેમ જણાયું નહિં

' અરે સાહેબ એને તો બબ બે છે ! " પેલા કલાર્કે વળી પાછું કહ્યું

" કોણ બે છે ? " મેં પૂછ્યું

" પેલાને બે બૈરી છે ' તે બોલ્યો

" અરે વાહરે વાહ ! બહુ સુચ્ચા જણાય છે ! ક્યાં છે તે બે ' કોર્ટમાંજ છે કે ? " જે ન્યાતમાં બે બૈરી કરવાનો ચાલ નહિં હોય તે ન્યાતમાં પેલો ગુનેહગાર બે બૈરી પરણ્યો હશે એમ મને જણાયું કલાર્કે પણ હા કહી અને મારી નજર ફેરવતાં બે જબરજસ્ત દેખાવની, મેલસ્ટીમર જેવી જાડી બૈરીઓ મને જણાઇ. મારી સજાથી તેમને સંતોષ નહોતો થયો એમ ખુલ્લુંજ જણાતું હતું, પણ એથી ઉલટું પેલા ગુનેહગારને મારે વિષે સારો અભિપ્રાય બંધાતો હતો એમ લાગ્યું.

કોર્ટમાં પુનઃ શાંતિ પ્રસરી એટલે હું પાછો બોલ્યો

" મને જરા અટકાવ્યો તે વખતે હું એમ બોલવા જતો

હતો કે તેને બે ચૈરી કરવાના ગુનાહને માટે બરાબરજ પકડવામા આવ્યો હતો જો તે એક સ્ત્રી કરી હોત તો હુ તને હાથમુચરકાથી જ જવા દેત, પણ આ તો બે કરી છે માટે સાથે માથે પગ-મુચરકાની પણ સજા કરૂ છુ, અને એટલુ વળી ઉમેરૂ છુ કે," મે જરાક મશ્કરીમા કહ્યું, " તારી સ્થિતિ ઘણી જ દયાજનક છે, અંગ્રેજીમા કહેવત છે તે પ્રમાણે તુ ઉંડા સમુદ્ર અને શયતાનની વચમા સપડાઈ ગયા છે"

---

## પ્રકરણ ૩.

### જેમાં હું કોર્ટમાં કેસ ચલાવું છું અને મને મળવા એક મનુષ્ય આવે છે.

---

પરતુ કોર્ટમા આથી શાતિ પ્રસરી હોય એમ મને લાગ્યુ નહિ બે એક નવાજ વકીલો માત્ર હાસ્ય ત્રમને વખાણતા હોય એમ મને જણાયુ, પણ બાકીના બહુજ ગભીર બની ગયા હતા અને અદર અદર ગુમપુસ ગુસપુસ કરવા લાગ્યા આખરે જે વકીલ ફરીયાદી પક્ષનો ગણાતો હતો તે ગભીર મુખાકૃતિ કરીને બોલવા ઉઠયો "યોર ઑનર, હુ કાયદાનુ એક પોઇટ ઉઠાવુ છુ જ્યુરીએ પણ જ્યારે ગુનેહગારને દોષિત ઠરાવ્યો છે ત્યારે આપ નામદારે આપેલો ચૂકાદો બહુજ ગેરવ્યાજબી ગણી શકાય, અને તેથી કરીને હુ તેની સામા વાધો ઉઠાવવાની રજા લઉં છુ"

"અહા! જો એમજ હોય તો તમેજ આ બૈરીઓને રાખો!" હુ પેલા વકીલના વાધાથી ચીડવાઈને બોલી ઉઠયો "કોઈએ પણ રાખવી તો જોઈ એજ બાકી હુ તો એમજ માનુ છુ કે તેમને રાખવી એ કાઈ રમતની વાત નથી હુ જો તમારી જગ્યાએ હોઉં તો એકને આપી દઉં અને બીજીને ગળે ઈંટ બાધીને કુવામા ડૂબાડી દઉં"

આટલુ બોલીને મે જાડા સોનાના ચશ્મા—બીજી વસ્તુઓની સાથે એ ચશ્મા પણ હમણા તો માગી માલેકીના જ હતા—ઉતાર્યા અને સહેજ સ્મિત કરીને કોર્ટમા નજર ફેરવી, પણ કોર્ટમાથી તે સ્મિતને આવકાર મળ્યો નહિ

આખી કૉર્ટ મુર્ખાઓથી ભરાઈ હોય એમ મને જણાતુ હતુ. તેમાનો એક પણ માણુસ હાસ્યરસ સમજતો હોય તેમ જણાતુ ન હતુ, પણ મારે જે હોદ્દાની ફરજો તે વખતે અદા કરવાની હતી તે હોદ્દાને યથાશક્તિ ન્યાય આપવાની મારી ફરજ સમજીને હું શાંત રહ્યો અને ફરીથી કેસ સાભળવાને પણ તૈયાર થયો

" વાહ, તમે હજી પણ સતોષ નહિં પામ્યા ? " હુ બોલ્યો: " કાઈ નહિ, ચાલો હુ કેસ ફરીથી સાભળવાને તૈયાર છુ બાકી આવા કેસમા ઉભય પક્ષને રાજી રાખવાનુ કેમ બની શકે ? પાછા સાક્ષીઓને બોલાવો—નહિ તો હુ જ બોલાવુ છુ પ્રથમ આપણે ગુનેહગારને પોતાનેજ પૂછી જોઈએ એ પોતે આ બાબતમા કાઈક તો જાણતોજ હશે હ, ગુનેહગાર ! તને કેટલી બૈરીઓ છે ? "

" બે, નામદાર ! " તે બોલ્યો

તે બિચારાનો આનદ પાછો અદૃશ્ય થતો જતો હતો અને તેના પ્રમાણુમા પેલી બે બૈરીઓના મુખ ઉપર પ્રફુલ્લતા પ્રસરતી જતી હતી

" પણ બે બૈરી પરણુવાનુ કાઈ કારણ ? " મે જરા કરડાકી-ભર્યો ચહેરો કરીને પૂછ્યુ

" નામદાર, હુ બેમાથી એકને પરણ્યો નથી " તે બિચારો ગળગળો થઈ બોલ્યો " મારે પરણુવાની ઇચ્છાજ નહતી "

" પણ તે કેમ બને ? તુ હમણાજ બોલ્યો કે તુ પરણ્યો ! "

" નહિં, નામદાર, તે બન્ને મને પરણ્યા " તે બોલ્યો " પેલી દહોડ આખવાળી બૈરીને તેના અને મારા મા બાપે પરણાવી અને બીજી મારો પૈસો જોઈને બળાત્કારથી મારી સાથે પરણી "

" એ પણ ઠીક ત્યારે તુ બે બૈરી પરણુવાના ગુનાહમાથી મુક્ત તો થયો, પણ કોઈ પણ કાયદો એવા જણાતો નથી કે જે તને મુર્ખાની પત્ની પ્રાપ્ત કરવામા વિઘ્ન પાડે પણ હવે આપણે બે બૈરીને તપાસીએ ચાલો, પેલી દહોડ આખ—પેલી પહેલી બૈરીને અહિં રજૂ કરો "

પોલીસો પેલી દહોડ આખવાળીને સાક્ષીના પાજરામા લઈ આવ્યા

" કેમ ? તુજ આ પુરૂષના ઝનાનાની બડી બેગમ છે ને ? " મે જરાક મશ્કરી કરવાની ઇચ્છાથી પૃછ્યુ

પણ એની સાથેજ પાજરામા ધડાકો થયો પેલી બૈરીના મો-માથી સાખી નહિ શકાય તેવા શબ્દો, ' મશીન ગન 'માથી જેમ

ગોળીઓ છૂટે તેમ, છૂટવા લાગ્યા હું ગભરાયો અને મે ક્યાથી આ તોપને ઉશ્કેરી એમ મને થવા લાગ્યુ

"કાતો આ હરામખોરને જેલમા મોકલાવો અને કાતો એને શિક્ષા કરવાનુ મનેજ સોપો" પેલી બૈરી મોટા ધાટા પાડતી બોલી.

"કેમ, બધવા, તારી શી મરજી છે?" મે પેલા ગુનેહગારને પૂછ્યુ "જો હુ તારી જગ્યાએ હોઉ તો હુ તો કારાગૃહ જ પસદ કરૂ ત્યા કાઇંક શાત જીવન તો ખરૂ"

"હાજી, હુ પણ તેજ પસદ કરૂ છુ" પેલો પુરૂષ ધ્રુજતો બોલ્યો.

"પણ ત્યારે મારૂ શુ? પેલો મુ—જ્યારે જેલમા મોજ કરે ત્યારે મારૂ ભરણ પોષણ કરનાર કોણ?" બીજી બૈરીએ તાડુકો કર્યો

"માફ કરજો, હુ તમારૂ અસ્તિત્વ જ ભૂલી ગયો હતો" હુ વિનયથી બોલ્યો "અલ્યા ભાઈ, તારૂ નસીબ ફુટેલુ જણાય છે આવી બલાઓ ઉભી કરીને તે તારે હાથેજ તારે માટે ફાશીનો માચડો તૈયાર કર્યો છે હવે એમાથી છૂટવાનો માર્ગજ રહ્યો નથી એ બન્ને તને રાખી શકે તે અશક્ય છે, તેમ એ બન્નેના હાથમાથી છૂટો કરીને તને કાઇંજ સજા નહિ કરવી એ પણ બની શક તેમ નથી પણ આ બે બૈરી અહિ કુસ્તી કરે તો કેમ? જે જીતે તે આ પુરૂષને લઈ જાય"

હુ સહેજ બચી ગયો પેલી બે બૈરીમાથી એકે કોઈની છત્રી ઉપાડીને મારી તરફ ફેંકી હતી, પણ તેનો ઘા છેક ખાલી ગયો નહિ મારે બદલે પેલા ડહાપણડાહ્યા ક્લાર્કને બરાબર નાક ઉપર વાગી "નામરદ, નામરદ," કરતો તે ક્લાર્ક નાકમાથી પડતા લોહીને અટકાવવા કોર્ટમાથી બહાર ચાલ્યો ગયો હુ એથી બહુ ગુચવણમા પડી ગયો ક્લાર્કને ઇજા થઇ એથી મને બહુ લાગ્યુ નહિ હતુ, પણ એમજ જો ચાલ્યા કરે તો વખતે બીજો 'બોંબ' મને પણ વાગે એ વિચાર મારા હૃદયમા વ્યથા ઉત્પન્ન કરવા લાગ્યો એટલામા મને વિચાર આવ્યો કે મારેજ અહિંથી ચાલ્યા જવુ હોય તો મને અટકાવનાર કોણ છે? આથી છત્રી ફેંકનાર બૈરીને પોલીસો લઈ ગયા એટલે હુ ગભીરાઇથી બોલ્યો "હવે તમે આ ગુનેહગારને છોડી મૂકો પાચ મીનીટ થાય એટલે બે બૈરીને પણ જવા દો. પછીથી એ ત્રણ એમનુ ફોડી લેશે. કોઈના ખાનગી સાસારિક કજીયામાં કોર્ટને પડવાની જરૂર નથી"

એટલામા પેલો લડકણો વકીલ પાછો વાધો ઉઠાવવા ઉભો

થતો હતો તેને મે ભપકામા કહ્યુ, "બસ થયુ કોર્ટને તમારો વાધો સાભળવો નથી સાહેબજી"

આટલુ કહીને હુ જતો હતો પણ મોટો ઝભ્ભો પગમા આવ્યો એટલે મારો મોભો જરા બરાબર સચવાયો નહિ એમ લાગ્યુ કારણ કે હુ તરતજ પેલા ઉચા આસન ઉપરથી નીચે આવ્યો પણ મને બહુ વાગ્યુ ન હતુ એટલે તરત ઉઠીને હું એક ઓરડા ભણી ગયો એટલે પેલો વકીલ મારી પાસે આવ્યો અને મને પીધેલો જાણીને વિનયથી બોલ્યો, "નામદાર, હુ તમને આવી સ્થિતિમા જોઇને બહુ દિલગીર છુ"

મે જાણી જોઈને તેના બોલવાનો ભાવાર્થ નહિ સમજ્યો હોઉ તેમ બતાવ્યુ "હા જુઓને, આવા મોટા ઝભ્ભા તો—હા, જેને ટેવ પડી હોય તેને માટેજ છે પણ હમણા તો સાહેબજી, કાલે મળીશુ"

આટલુ કહીને પેલો વળી પાછો કાઇ વાધો ઉઠાવે તે પહેલા હુ ઓરડામા અદૃશ્ય થઇ ગયો

પાછળથી હુ જ્યારે મારી પેલા માજીસ્ટ્રેટની ગાડીમા ઘેર જવા નીકળ્યો ત્યારે મને લાગ્યુ કે મે જરા મુર્ખાઇથી અને મારા હાસ્યરસના અખતરાથી કચુબર કરી મુકી છે મે જો પેલા ગુનેહગારને ત્રણેક વર્ષની સજા ઠોકી દીધી હોત તો કાંઈ નહિ હતુ. પણ આ તો મારા ડહાપણમા પેલા બુઢ્ઢા માજીસ્ટ્રેટની આબરૂ ઉપર પાણી ફેરવી દીધુ

પછી ગાડીવાળાને મારે માજીસ્ટ્રેટના ઘરની કાઇક ખબર પૂછવી કે કેમ એ વિષે મનમા ભાજગડ થવા લાગી પણ આખરે એમ કરવાથી મારા અધિકારમા વાધો આવે એમ ધારીને કળાથીજ જેટલુ જણાય તેટલુ જાણી લેવુ એવો નિશ્ચય કર્યો

" કેમ, મિતાગમ—તારૂ નામ સિતાગમ કેની ?" મે ગાડીવાળાને પૂછ્યુ "તુ બાઇને કહીને ગાડી લઇ આવ્યો છે ?"

"જી, મારૂ નામ તુકારામ," ગાડીવાળો બોલ્યો "હાજી, બાઇને કહીને લાવ્યો છુ"

"હ, ત્યારે મારે બૈરી પણ છે ખરી !" મને વિચાર થયો વળી આ કયા નવી પચાતી ! માજીસ્ટ્રેટ કુવારો હોત તો આ બધી પચાતી હતી ! પણ હશે, માથે પડી વિશ્વદેવા"

ઘર આગળ ગાડી ઉભી રહી કે તરતજ એક યુવાન, સુંદર યુવતી દોડતી આવી અને મારો હાથ પકડીને બોલવા લાગી "બાપુ, તમે કેમ આજે વહેલા આવ્યા ? અહિં તો કોઇ યુવાન માણસ આવ્યો હતો એણે એટલી ગરબડ મચાવી મુકી હતી કે આખરે સૈયાને બોલાવીને તેને ધક્કા મારીને કહડાવી મકવો પડયો. તે શુ કહેતો હતો તેની પણ મને તો સમજણ પડી નહિં, પણ એ આપણને બધાને ઓળખતો હોય તેમ જણાતુ હતુ."

પહેલેથીજ તેણે મારૂ અને પોતાનુ મગપણ જણાવી દીધુ એ ઠીક થયુ એટલે મે કાઇંક હિમતથી પૂછ્યુ "પણ દિકરી, તે કેવો હતો ?"

"હતો તો ખુબસુરત જુવાન" તે બોલી, "પણ બાપુ, તમે પ્રતાપરાયને મળ્યા ?"

એ વળી પ્રતાપરાય કોણ હશે એની મને શી ખબર ? એટલે મે ગલ્લાતલ્લા મારવા માડયા "અહ—ના—નહિં"

"એમ કેમ ? તે તો કૉર્ટમા આવવાનાજ હતા !" દિકરી જરા દીલગીર થઈને બોલી

"હા હા, એ તો મળ્યાતાસ્તો" મે પાછો જવાબ દીધો. "એ પ્રતાપભાઇને મારા જમાઈગીરીની પદવી મેળવવાની ઇચ્છા થઈ આવી હશે એમ મને તરતજ જણાયુ પણ આજે મારી તબીયત જરા બગડી આવી છે."

તે સુંદરીએ બહુ સ્નેહથી મને હાથ પકડીને મારા અભ્યાસ-ખડમા લઈ જવા માડયો જ્યારે ત્યા જઈને હું એકલો પડયો ત્યારેજ મને મારી મુશ્કેલીઓનો ખરો ખ્યાલ આવ્યો હું મારૂ પોતાનુ નામ, દિકરીનુ નામ વગેરે કાઇજ જાણતો નહતો, તેમજ પ્રતાપરાય કોણ છે અને પત્થરરામ કોણ છે એ પણ મારે શી રીતે જાણવુ ? માટે મને તો એમજ લાગ્યુ કે આ ખેલ કાંઈ મારાથી અંત સુધી ભજવાશે નહિં.

અને મારા શરીરમા ફરતા પેલા બિચારા બુઢ્ઢા માજીસ્ટ્રેટની મગજની શી સ્થિતિ હશે ? એ દિશામા મને બહુ ભય જણાતો હતો. આખરે મે એક સિગાર સળગાવી અને તેના ધુમાડા જોતા જોતા આખરે વિચાર કરીને રણછોડને બોલાવ્યો રણછોડ

માજીસ્ટ્રેટના ઘરના વિશ્વાસુ નોકરનુ નામ હતુ એમ મને અનાયાસેજ જણાયુ હતુ

" રણછોડ, " હુ બોલ્યો " તુ વિશ્વાસુ છે અને પેટમા વાત રાખી શકે તેવો છે માટે ઓરડાના બારણા જરા બધ કર અને પછી આ સિગાર આપુ છુ તે પીતો જા અને મારી સાથે વાત કરતો જા મારે તારી સાથે કેટલીક ખાનગી વાત કરવી છે "

રણછોડ આથી અજબ થઇ ગયો હોય તેમ લાગ્યુ આ ઉપરથી મને લાગ્યુ કે ખરા માજીસ્ટ્રેટ સાહેબને પોતાને વિષે બહુજ માન હશે અને આ પ્રમાણે ચાકરને પોતાના ઓરડામા સિગાર પીવા તો કોઈ દિવસ નહિ જ બોલાવતા હોય ! પણ તે વખતે મને આવા વિચારો બહુજ ક્ષુદ્ર લાગ્યા

' હવે હકીકત આમ છે કે, રણછોડ, " હુ સાવચેતીથી બોલ્યો " કોણ જાણે શાથી પણ મારી યાદદાસ્તજ ચાલી ગઇ છે આજે સવારે હુ કોરટ ગયો ત્યારથી આ પ્રમાણે થઇ ગયો છુ હુ મારૂ પોતાનુ નામ પણ ભૂલી ગયો છુ "

" આપનુ નામ રાવ બહાદૂર મણીશકર " રણછોડે કહ્યુ

" અને મારી દીકરીનુ નામ ? "

" કમળા બહેન "

" હ, હવે કાંઈક યાદ આવે છે ખરૂ " હુ બોલ્યો " કેમ સિગાર કેવી લાગી ? "

" બહુ સારી છે, સાહેબ " રણછોડે ઉત્તર આપ્યો

" હા હા હા ! તને એ સિગારની ક્યા નવાઇ હશે ! " ચાકરો શેઠની બીડીઓ પીવામા બહુ હોશીયાર હોય છે એ હુ જાણતો હોવાથી હુ બોલ્યો રણછોડ આથી જરા ખશીયાણો પડી ગયો

" હ, એમા કાંઈ નહિ તને એ પ્રમાણે પીવાની છૂટ છે " મે કહ્યુ " પણ મીસીસ મણીશકરનુ શુ ? એ બાઈસાહેબ ક્યા છે ? "

" સાહેબ, એ હુ જાણતો નથી–હ–એટલે–એ તો પહોચી ગયા છે " ગભરાટમા રણછોડ બોલી ઉઠયો

" પહોચી ગયા ? " મે પૂછયુ

" માફ કરજો સાહેબ, હુ એમ કહેવા જતો હતો કે ગયે વર્ષે એ મરી ગયા આપ જાણોછોજ ને " રણછોડે કહ્યુ

" વાહ, એ પણ અજબ જેવુ ! હુ તો ભુલીજ ગયો હતો

બાકી આ વાત સાધારણ ભૂલાય તેવી નથી, ખરૂને, રણછોડ ! ”

“ એવી તક મને મળે તો હુ કદાપિ ભૂલુ નહિ ! ” રણછોડ પોતાના ઘરનો ત્રાસ સાંભરી આવવાથી લાગણીથી બોલી ઉઠયો

“ હશે, કાંઈ નહિ, રણછોડ, હિંમત, હિંમત ! પણ આ ગરબડ શાની છે ? ”

બહાર બારણા આગળ કાંઈક ધમાધમનો અવાજ આવ્યો ચાકરડીઓની ચીસાચીસ અને માણસો ઝડપમા દોડતા હોય તેવુ સભળાવા લાગ્યુ

“ એ તો પેલો દિવાનો છે સાહેબ ” રણછોડ ટેબલ પાછળ જવા લાગ્યો અને ભયના ચિહ્ન જણાતાજ ત્યાથી પોબારા ભાગી જવાય તેવી સ્થિતિમા ઉભો રહ્યો

“ પેલો દિવાનો ! હ, ઠીક હુ તો જાણતો હતો કે તેને પોલીસને સોપી દીધો હશે ” હુ સ્વસ્થતાનો ડોળ કરીને બોલ્યો· “ એને અહિં મોકલો મારે તેની સાથે વાત કરવી છે ”

રણછોડને જેવી સિગાર પીવાની વાત વ્યાજબી લાગી હતી તેવી આ આજ્ઞા લાગી હોય તેમ જણાયુ નહિં, પણ મારા ડોળને જોઇને આખરે નહિં છૂટકે તે મારી આજ્ઞાનુ પાલન કરવા ગયો

“ તારો એક મહિનાનો પગાર લે અને અહિંથી ચાલતો થઇ જા, હરામખોર ! ” આ શબ્દો મારે કાને પડયા

“ હાજી સાહેબ–હાજી મહેરબાન–તમે આ તરફ–સાહેબ આ–દિ–વા–નો–સાહેબ, ’ આટલુ બોલતાજ રણછોડ પલાયન થઇ ગયો અને ટેબલની એક બાજુએ હુ અને બીજી બાજુએ મારી પોતાનીજ ખરી જાતને જોવાનો અસાધારણ અનુભવ મને મળ્યો

તે દિવાનો હોય કે નહિં, ગમે તે હોય પણ તે મારી આગલી જાત બહુજ ઉશ્કેરાયલી સ્થિતિમા હતી એટલુ તો ચોક્કસ જણાતુ હતુ તે–સરળતાને ખાતર હુ તેને દિવાનોજ કહીશ–દિવાનાને કાંઈ ગભીર અન્યાય થયો હોય અને તેનો તે બદલો માગતો હોય તેમ જણાતુ હતુ

“ હરામખોર, ગધેડા, કમીજ, શયતાન, ” તેણે શરૂ કર્યું “ ખવીસ ”–પણ તેનાથી વધુ બોલાયુજ નહિં, ગુસ્સાથી લાલપીળો થઈને તે સુંવાળા ગલીચા ઉપર હાથમા સાજનુ છાપુ લઈને કોઈ અજબ પ્રકારનુ નૃત્ય કરવા લાગ્યો

" હ, સભાળજે ભાઈ, ગલીચો કિમતી છે. " મે કહ્યુ "તુ શેને માટે અહિં આવ્યો છે તે હુ જાણુ છુ, પણ તુ જરા ધીરો પડે તો મારી યથાશક્તિ હુ તને બદલો આપવા તૈયાર છુ "

" નહિં, બદમાશ, તુ તૈયાર નથી, તુ તૈયાર થઈ શકે તેમજ નથી " દિવાનાએ ચીસ પાડી " આ જોયુ ' જરા આખ ઉઘાડીને આ પેપર વાચ ! દરેકે દરેક છાપામા આ વાત આવી ગઈ છે અને મોટામા મોટા ટાઇપમા છપાઈ છે ' માજીસ્ટ્રેટની વિચિત્ર વર્તણુક ! ' ' કૅાર્ટમા શરમ ભરેલા બનાવો ! ' લાબી ઝળકતી કારકીર્દિનુ આ કેવુ સારૂ છેવટ ! અને હજી તુ મને ઠંડે પેટે કહે છે કે તુ બદલો આપવા તૈયાર છે ! બાળ તારી આખ અને લે આ વાચ ! "

મે વાચ્યુ ખાસ્સુ અડધુ પાનુ ભર્યું હતુ અને વળી અધિ-પતિએ લખેલુ તે તો જૂદુ ટુકામા સાર એ હતો કે કૅાર્ટમા રાવ બહાદુર મણીશકરે જે સીન ભજવ્યો હતો તે ઉપરથી કાતો તેમનુ ભેજુ ચસકી ગયુ હતુ અને કાતો તેમણે ખૂબ દારૂ ઢાચ્યો હતો ગમે તેમ હો પણ જેમ બને તેમ જલદીથી તેમણે પોતાની જગ્યાનુ રાજીનામુ આપવુ જોઇએ !

" ખરેખર દિલગીર છુ " વર્ત્તમાનપત્રમા આવેલ લેખ વાચી રહ્યા પછી મે કહ્યુ " જો હુ તમારી જગ્યાએ હોઉં તો હુ તો દિવાનોજ રહેવાનુ પસદ કરૂ આ પ્રમાણે થયા પછી સ્પષ્ટિકરણ કરવાને માટે યત્ન પણ કરવો એ આપણા બન્નેની શક્તિની બહાર છે જો આ વાત આ પ્રમાણે જાહેરમા આવવાની છે એમ હુ જાણતો હોત તો હુ પેલા બધવાને જન્મટીપજ આપી દેત પણ જો ખરૂ પૂછાવો તો ગમત હતી દોસ્ત ! મે તો પેલી બે ડાકણોનો પેલાને માટે કુસ્તી કરાવવાનોજ વિચાર કર્યો હતો અને તેમાથી એકે તમારા કલાર્કની આખ ફોડી નાખવાનો નિશ્ચય કર્યો હતો હવે એ તો ઠીક પણ તમારી છોકરી ખુબસુરત અને હોશીયાર છે હો—"

હુ નસીબથીજ બચી ગયો પેલા દિવાનાએ એક ખડીયો ઉચકીને બરાબર તાકીને મને લગાવવાનો યત્ન કર્યો હતો.

" પુન દિલગીર છુ, મારા દોસ્ત ! " હુ બોલ્યો " આ બાબતમા રહેલો હાસ્યરસ મને જેવો સમજાય તેવો તમને નહિ સમજાય એ સ્વાભાવિક છે પણ જુઓ, મે મારી ઇચ્છાથી આ

સ્થાન લેવાનું નહોતું ધાર્યું શું બનવાનું છે એનો મને કશોજ ખ્યાલ નહતો, અને હવે પણ હું મારી સ્થિતિથી સંતોષ માનું છું એમ માનવાનું નથી તમે ઘરડાખુવડ છો અને અત્યારમાજ મને લાગે છે કે આ તમારૂં ખોળીયું કાંઈ ઝાઝો વખત ટકે તેમ લાગતું નથી ગંધિવા છે કેમ ? "

" હા, ગંધિવા છે " તે જરા ભાર મુકીને બોલ્યો અને તેના મુખ ઉપર કાંઈક આશાના કિરણો જણાવા લાગ્યા

" હં, એટલું બધું ખુશ થઈ જવાનું કારણ નથી, કારણકે પેલો કોર્ટનો ઘોટાળો ડોળા ઘુરકતો સામે ઉભોજ છે " હું બોલ્યો " એમ કાંઈ છેક આ એકનાજ સ્વાર્થની બાબત નથી હો કે ! પણ જો તમે શાંતિથી અહિં બેસવાનું અને આ બાબતની ચર્ચા ચલાવવાનું કબૂલ કરતા હો તો આપણે સિગાર પીતા પીતા આ વાતનો નિર્ણય કરીએ અને જો બન્નેના લાભની વાત હશે તો હું વિચાર કરીશ "

## પ્રકરણ ૪.

## જેમાં માજીસ્ટ્રેટ એક સૂચના કરે છે અને તેનું પાલન કર્યાથી વધુ ગુંચવણ ઉભી થાય છે.

પોતાને થયેલા નુકશાનથી હજી પણ ધૂંધવાતો માજીસ્ટ્રેટ એક ખુરશી ઉપર બેઠો મે સિગાર આપવા માંડી પણ તે તેણે સ્વીકારવાની ના પાડી—જો કે તેમ કરવાની તેને કશી જ જરૂર હતી નહિ, કારણ કે ખરૂં જોતા સિગાર તેની પોતાની માલેકીનીજ હતી.

" પ્રથમ તમે મને એ કહો કે, " મે કહ્યું " તમે ધિ રૂપાંતર કંપની, લીમીટેડ વિષે કાંઈ જાણો છો ? "

"ના—હા—એટલે જાણે કે—આજની ટપાલમા મને કાંઈક વિચિત્ર-સરક્યુલર મળ્યો હતો ખરો મે એના ઉપર ઝાઝું ધ્યાન આપ્યું ન હતું, પણ અંદર અતિશય ગપગોળા છાંટયા હતા અને મારો વિચાર એ સરક્યુલરને પોલીસને સ્વાધીન કરવાનો હતો "

" એમા ગપગોળા જેવું કશું હતું જ નહિં, તદ્દન સાચું જ છે." હું બોલ્યો અને મે પ્રો રૂમઝુમલાલ સાથેનો મારો અનુભવ જેટલો થયો હતો તેટલો લંબાણથી માજીસ્ટ્રેટને કહી સંભળાવ્યો.

માજીસ્ટ્રેટ આ સાભળીને બિલ્કુલ સંતોષ પામ્યો નહિં, ઉલટુ જાણે કોઈ અલાદીનના દિવા જેવી વાત પોતે સાભળવા નહિં માગતો હોય તેમ દેખાયો

"ઠીક ત્યારે," મે ઠડે કલેજે જવાબ આપ્યો, "મારે હવે કાઇ વિશેષ કહેવાનુ રહેતુ નથી મારી યાદદાસ્ત વિચિત્ર થઇ ગઇ છે અને તમને પણ એજ પ્રમાણે થયુ હોય એમ લાગે છે પછી કદાચ તમે જાણી જોઇને આ પ્રમાણે ઢોગ કરીને કોઇને છેતરવા માગતા હો તો જુદી વાત છે "

આથી માજીસ્ટ્રેટ સાહેબ તરત ઠેકાણે આવી ગયા, અને માર એજ જોઇતુ હતુ

"પણ—પણ આ વાત માનવા જેવી નથી" તે બિચારો બોલ્યો

"એ મનાય એવી જ છે, માનવી જ પડશે" હુ બોલ્યો "પણ હવે આપણે શુ કરવુ એજ વિચારવાનુ રહ્યુ છે કેટલી-વાત એમને એમ માન્ય રાખવી પડશે અને ધિ ફૂપાતર કપની લીમીટેડને પણ કબુલ રાખવી પડશે અલબત્ત, હુ ધારૂ તો આ પ્રમાણે જ હુ ચાલવા દઇ શકુ, પછી તમારેથી થાય તે તમે કરી લ્યો પણ મારે તેમ કરવાની ઇચ્છા જ નથી ગુન્સો લાગે તો માફ કરજો પણ તમારૂ ખોળીયુ ખખળી ગયેલુ છે, જરીપુરાણુ અને 'જાઉં જાઉં' કરી રહેલુ છે એટલે મને તે બિલ્કુલ ગમતુ નથી મારા ખોળીયામા પ્રમાણમા રહેવાનુ હુ વધુ પસદ કરૂ છુ વળી અહિં સધિવા અને ડાકટરો અને નર્સો વગેરે અનેક સતાપ ખડા છે માજીસ્ટ્રેટ થવાથી પણ આ બધાનો બદલો વળી જતો નથી"

"તમે માજીસ્ટ્રેટ તરિકે ઘણા દિવસ રહી શકવાના નથી" તેણે હોઠ પીસીને કહ્યુ "સરકાર તમને તરતજ રાજીનામુ આપવાનુ કહેશે અને તે પણ એવી રીતે કે તમારાથી ના પાડી શકાયજ નહિ!"

"હા હા હા હા! પણ પેનશન તો છે કેની!" મે હસીને કહ્યુ

"તેમ સધિવા પણ છે કેની!" પેલાએ સામો ઉત્તર વાળ્યો.

"મારે કાઈ તમારૂ આ સડી ગયેલુ પાજરૂ જોઇતુ જ નથી" મે કહ્યુ "તમે ચીડવાતા નહિ પણ તમારૂ શરીર તદ્દન થર્ડ ક્લાસ છે"

"હવે તો મારે પણ એ શરીરને માટે કાઈ ખાસ ઇચ્છા નથી" તે દીલગીરીથી બોલ્યો "મને મારા ધંધાને માટે ખાસ લાગણી હતી અને તે ધધો તો તમે ગધેડાઇથી પૂરો કર્યો"

"અરે, એમા મારા ભાઈ, ગભરાવા જેવુ શુ છે?" મે તેને ઉત્સાહ આપવા કહ્યુ "ડાકટરને સમજાવીને છએક મહીના રજા લઈ લીધી, એટલે બધુ ભૂલી જવાશે"

"ખરેખર તમે એમ ધારો છો?" તેણે પૂછ્યુ તેનો ચહેરો પાછો આશાથી પ્રફુલ્લિત થતો જતો હતો

"અરે, મારી ખાત્રી છે" હુ બોલ્યો, "પણ પાછુ બદલાવુ કેવી રીતે? ઘોડા લઈને રૂમઝુમલાલને મળવા જઈએ? એ ક્યા રહે છે તે તો હુ જાણુતો નથી, પણ એને શોધી કહાડવામા ઝાઝી મુશ્કેલી નહિ નડે એનો મગકયુલગ ગોખશુ?"

"પણ ત્યારે તમારી પાસે પેલી ટીકડીઓ છે તે અજમાવો તો કેમ?" તેણે પૂછ્યુ, એનાથી તમે મારા ખોળીયામાથી મુક્ત થશો એટલે હુ તમારા ખોળીયામા આવી જઈશ"

'વખતે એમ થાય પણ ખરૂ" મે શકમદ જવાબ આપ્યો "પણ મારૂ કેમ?"

"અરે તમે પાછા તમારી અસ્મલ જગ્યાએ આવી જશો" તે બોલ્યો 'ચાલો જલદી કરો"

"સ્વાદમા ટીકડીઓ બહુજ ખરાબ છે" હુ બોલ્યો 'તમે એકાદ લેશો?"

'ના, માફ કરો" તેણે કહ્યુ 'જોઈએ તો લેમન સાથે ગળી જાઓ"

હુ કટાણુ મો કરીને ટીકડી ગળી ગયો

* * * *

"મેના, મધુરી મેના! હુ તને શુ કહીને બોલાવુ?"

"મને? મને તારો દાદો કહીને બોલાવ, કે દાદાનો દાદો કહીને બોલાવ!" મે આખ ચોળતા કહ્યુ કોઈ એક શરમાળ, વિચિત્ર નવજુવાન મીસ્તર મારો હાથ પકડવાની કોશેશ કરતા બોલતા હતા તે જોઈને હું અજબ જ થઈ ગયો

મારા હાથને શુ થયુ છે તે જોવાને જોયુ તો ખુબસુરત, આરસના જેવો શ્વેત મારો હાથ! મે મારા શરીર તરફ જોયુ—મારાથી ચીસ કેમ નહિ પડાઈ ગઈ તેજ આશ્ચર્યજનક હતુ! યા ખુદા! છેલ્લામા છેલ્લી ફેશનનુ પોલકુ અને ચીપટી ખોસેલી સુખડીયા રગની, ઝીક કસબથી આરીના કામથી ભરેલી સાડી! હાથે સોનાની રીસ્ટ-

વૉચ, ગળામા મોતીનો નેકલેસ અને કાને હીરાની બુટ્ટી ! અને મારૂ નામ–પેલો મૂર્ખ તો તેમા વળી, 'મધુરી મેના' કહી મગ્તો હતો અને મારા હાથને એ ખાઈ જવા માગતો હોય પણ કેવી રીતે ખાવો એ સમજાતુ નહિ હોય એમ તે ચહેરાના ચાળા કરતો હતો !

અલબત્ત મે પણ માગ જીવનમા આ પ્રમાણે કરેલુ અને હુ સ્ત્રી હોત તો મને કદાચ ગમત, પણ જે વસ્તુસ્થિતિ હતી તે સ્થિતિમા મને તે બિલ્કુલ પસદ નહતુ

"ભાઈ, મુર્ખો નહિ બન નાહક" હુ ચીડવાઈને બોલ્યો· "જરા ગોટાળો થઈ ગયો છે માટે હમણા તુ આ બધુ જવા દે, નહિ તો નાહક પરતાઈશ માજીસ્ટ્રેટ સાહેબ પોતાના શરીરમા પાછા પહોચી ગયા તે નક્કિ, પણ સેવક પોતે કયા અને કેમ આવ્યા તે મારાથી જરા પણ સમજાતુ નથી"

"હુ–અ–મેના–**મીસ** દરૂ—હુ" પેલો બિચારો તો ધડાકો સાભળીને એકદમ તતપપ જ થઇ ગયો

ગરીબ બિચારો ! એ પણ બીજુ શુ કરે ! વળી તે વખતે મને એમ પણ જણાયુ કે પ્રોફેસર રૂમઝુમલાલને પોતાની શોધમા હજી ઘણા સુધારા કરવા પડશે તેમ થશે તોજ તેની શોધ જગત સ્વીકારશે

સાડી અને પોલકાને લીધે હુ બહુ કઢગી સ્થિતિમા મૂકાયો હતો, પણ તેમ છતા હુ સ્વસ્થ રહ્યો અને મારી સ્થિતિ વિષે કાઇક વધુ જાણવાનો યત્ન કર્યો

"જુઓ આપણે મુર્ખા ન થવુ જોઈએ" મે જરા લાડ કરતા કહ્યુ

"પણ **મીસ** દરૂ, મને આમા કાઇપણ સમજણ પડતી નથી" પેલાએ ગભરાયલે અવાજે કહ્યુ "તે સહેજ ચીડવાયો હોય એમ જણાતુ હતુ, પણ એમા મારો વાક શો ?"

"**મીસ** દરૂ, આપણા બેની સ્થિતિમા ઘણો ફેર છે એ હુ જાણુ છુ, પણ તમે મને આશા આપી હતી તેથીજ હું આ પ્રમાણે વર્ત્તન કરવા લલચાયો" તે બોલ્યો "કદાચ **મી** દરૂ—"

"હા, બરાબર કહ્યુ હવે બુઢ્ઢો પસરવા માગે છે."

મારા કહેવાથી તેને જેટલી અજાયબી થઈ તેના કરતા મારા કહેવાની રીતથી તેને વધારે અજાયબી થઈ હોય એમ જણાયુ

"કેમ, મને મરદોના જેવી કડક ભાષા બોલતા નહોતુ આવડતુ એમ જાણતા હતા ?" મે પણ હવે ઝડપથી કામ લેવા માડયુ. "તમે ધારો છો કે તમે મને ઓળખો છો, પણ તેમ નથી—સમજ્યા ? સરસ્વતિ પણ પૂરેપૂરી વાપરી શકુ તેમ છુ !"

"આ દિવ્ય શકિત તમારામા હશે એમ હું ધારતો નહોતો" તેણે કટાક્ષમા કહ્યુ "બીજી સ્ત્રીઓના પ્રમાણમા તમારામા રહેલુ ઉચ્ચ પ્રકારનુ સ્ત્રીત્વ, લજ્જા અને મૃદુતા વગેરે ગુણોથીજ હુ આકર્ષાયો હતો."

"અને હવે તમારી ભૂલ ભાગી ?" હુ બોલ્યો "તો વજો માપી જાઓ, રસ્તો ખુલ્લો છે"

આ પીડાને પતાવવાનો આ રસ્તો ઠીક છે એમ ધારીને હુ બોલતો હતો, પણ તેજ વખતે મને બિચારી ખરી મેનાને માટે બહુ જ લાગતુ હતુ

"ત્યારે હુ જાઉં તે પહેલા તમને હું ઉપર ગગ્બામા મૂકતો જાઉં ?" પેલો બોલ્યો

"મારે ત્યા આવવાની બિલ્કુલ ઇચ્છા નથી "હુ બોલ્યો· "જરા હિમત ધરો અને મનમા ધીરજ રાખો, સમજ્યા ! હુ હમણા પૂરેપૂરી હકીકત તમને સમજાવી શકુ તેમ નથી પણ આમા બહુ મોટો ભેદ છે આજે મારૂ મગજ ઠેકાણે નથી ખરી મેના તમારી સાથે પ્રેમમા પડેલીજ છે તે વિષે મને કશો શક નથી માટે જો બેએક દિવસ પછી તમે અહિ આવશો તો બધુ ઠેકાણે આવી જશે એ કુમળા હૈયાને મારે ક્રૂર ઝખમો નથી મારવા, પણ આથી વધુ ખુલાસો મારાથી હમણા થઈ શકે તેમ નથી"

"તમારો બહુ ઉપકાર થયો" બિચારાને બહુ ચીડ ચડી હતી તેથી કચવાતે બોલ્યો "પણ તમારા બોલવામા મને જરાય સમજણ પડતી નથી"

"હું પોતેજ સમજી શકતી નથી એટલે તમને તો કયાથી જ સમજણ પાડુ !" હું બોલ્યો

"પણ હવે જાઓ બા, બહુ થયુ, જુચો બહુ સારો છોકરો છે—જાઓ જાુઓની જાણો છો કે અમારા કમળાશકર કાકા ગુજરી ગયા છે તેથી મારૂ મગજ જરા અસ્થીર છે"

"ત્યારે મેના—" તેણે પુન શરૂ કર્યુ.

"અરે બાપુ, તારી મેના એક સ્વર્ગની સુંદરી જેવી છે, પણ બેએક દિવસ થોભી જાઓ એટલે સૌ સારાવાના થશે"

પેલો બિચારો આ શબ્દોથી ઘણો ગભરાઈ ગયો હોય તેમ લાગ્યુ આથી મને હસવુ આવ્યુ એટલે ભાઈનો પિત્તો પાછો ખસ્યો

"અલ્બત, જો મારે લીધે તમને માત્ર હસવુજ આવતુ હોય," તે ગુસ્સાથી બોલ્યો "તો મારી હાજરીથી હુ તમને સતાપવા નથી માગતો પણ આમા હાસ્યરસ કયા સમાયો છે તે જરા સમજાવશો?"

હવે મારાથી પણ તેની સાથે ઝાઝી માથાઝીક થતી ન હતી તેથી જેમ મગજમા આવે તેમ કેહવા માડયુ "સમજાવશો' સમજાવશો કો ફિલ્સુફી ઉન્હા ઉન્હા ભજીયા તણી! ભાઈ, મારા બાવા, હુ તમારા પ્રત્યે હસી ન હતી પણ કમળાશકર કાકાને હસી હતી"

"કમળાશકર કાકા!" તે ગુચવાઇને બોલ્યો

"હા, કમળાશકર કાકા! તેમનુ કોઈ ઉલ્લુએ ખૂન કર્યું છે ખરેખર, મન તો એટલુ હસવુ આવે છે–" આટલુ બોલીને મે હાસ્યની એક પ્રચડ ગર્જના કરી

"કોઈના ખૂનની વાતથી આપણને હસવુ આવે તે સમજી શકાય તેવી વાત છે ઠીક, સાહેબજી" પેલો આટલુ બોલીને ગુસ્સામા ચાલ્યો ગયો

"સાહેબજી, 'થેંક્યુ વેરી મચ'" હુ બોલ્યો "મને લાગે છે કે મે આ વખત મજ્જડ ઘોટાળો કર્યો છે પેલો બિચારોયે કોઈ સારો માણસ જણાય છે પેલા સાળા રૂપાતરને મારે તે શુ કહેવુ? હુ તો હોલામાથી નીકળીને ખાસ્સો ચુલામા આવી પડયો એમ મને લાગે છે પેલા ખખળી ગયેલા માજીસ્ટ્રેટના ખોળીયામા તો હુ ગમે તેમ ચલાવત, પણ આ તો મીસ મેના દરૂ! મારા બાપરે! આ તે કયા લગી ચાલશે? હશે, નસીબ પણ હવે મારે નિરાતે કોક જગ્યાએ બેશીને ધુમ્રપાન કરવુ પડશે તે વિના આમા પત્તો ખાવાનો નથી અને મારા વિચાર પણ સારી રીતે ગોઠવી શકાવાના નથી"

પેલાની સાથે વાતચીત વખતે હુ એક ખુરશી ઉપર બેઠો હતો ત્યાથી હુ ઉઠયો અને આમ તેમ ફરીને ચાકરોની બેસવાની જગ્યાએ પહોચ્યો ત્યા એક પુરૂષ જાણે આ જગ્યા પોતાની માલેકી-નીજ હોય તે પ્રમાણે એક ભાગલી આરામ ખુરસી ઉપર લાબા

ટાટીયા કરીને બીડી પીતો સતો હતો હુ ત્યા આવી ગયો એટલે તરત એ તો ગભરાઈજ ગયો અને બીડી વાસા પાછળ ધરીને ઉભો થઈ ગયો

" તુ કોણ છે ? " મે પૂછ્યુ

" જી, હુ રામજી " બહુજ આશ્ચર્ય પામીને તે બોલ્યો

" હ, રામજી," મે પૂછ્યુ " બોલ, આ ઘર કોનુ છે ? "

" બ્હેન, આપનુ—આપના બાપનુ " પેલો બિચારો આવા સવાલોથી ઠ ડો આઇસ્સજ થઈ ગયો હતો

" તુ બહુ હોશિયાર જણાય છે, હો. રામજી, મને પહેલેથી એમ જણાયુ હતુ કે રામજી બહુ વિશ્વાસુ છે અને કેટલીક વાતો ખાસ ખાનગી રાખી શકે છે ચાલ મને કહે તો, તારી પાસે પાઈપ-ચીરૂટ છે ? "

" બહેન, સિગરેટ આપુ ? " તે બિચારો ધ્રુજતો ધ્રુજતો બોલ્યો

" અરે સિગરેટથી ધૂળ કામ ચાલે ? અહિ તો મહાભારત પ્રશ્નો ઉકેલવા છે—નાના સુના નહિ, માટે પાઈપ તો જોઈએ જ ઘરમાથી એકાદ તફડાવી નથી ? "

રામજી ગભરાતો ગભરાતો ગયો અને એક પાઈપ અને તબાકુ-નો દાબડો ( ઘરમાથી ચોરેલા ) લઈ ને પાછો આવ્યો, ને બોલ્યો " બહેન સાહેબ જાણશે તો ગુસ્સે નહિ થાય ? "

તે સાહેબને ચાડી કરવા કોણ જવાનુ હતુ ? " હુ બોલ્યો અને એના હાથમાથી બન્ને વાના લઈ ને મારી અસલ જગ્યાએ આવ્યો ત્યા નિરાતે એક ખુરસી ઉપર બેસીને મે પાઇપ સળગાવી અને વિચાર કરવા માડયો પણ કોઈ પણ માર્ગ સૂઝયો નહિં. પાઇપ પૂરી થઈ એટલે મે બીજી ભરવા માડી અને તે સળગાવવા જતો હતો એટલામા વિઘ્ન નડયુ દાદર ઉપરથી કોઈ નીચે ઉતરે છે એમ મને લાગ્યુ મે તરતજ પાઈપને મારી કમ્મરે ખોશી દીધી

" ઓહો ! મેના દિકરી, તુ તો અહિંજ છે ને ? અમે બધા ક્યારની તારી વાટ જોઈ રહ્યા હતા કે મેના ગઇ કયા ? "

એક ઉંચી ખુબસુરત સ્રી દાદરના કઠેરાને અઢીગીને મારી સાથે બોલતી હતી તેના મુખ ઉપર શાત અધીરાઈના ચિહ્ન સ્પષ્ટ જણાતા હતા.

" મને જરા ફેર ચડી આવ્યા હતા—ઉપર સાળુ એટલુ —ગરમી એટલી હતી કે મારૂં માથુ ફરી આવ્યુ " હુ ધીમેથી બોલ્યો

" મેના, ગમે તે કારણ હોય હવે જલદીથી મારી સાથે ઉપર આવ ઉપર બધા તારીજ રાહ જોયા કરે છે હુ તને બોલાવવા વહેલી આવત, પણ હુ તો જાણતી હતી કે તારી સાથે નવીનચદ્ર છે એટલે હુ આવી નહિ નવીન કયા છે ? "

" એતો ભાઈ વટાણા વાવી ગયા " કકડતી ટાઢીમા, પ્રભાતમા કોઈ મનુષ્ય ફાસીને માચડે ચડવા જતુ હોય તેવા ઉત્સાહથી હુ આટલુ બોલીને તેની સાથે જવા તૈયાર થયો

" મેના, મેના, તુ કેમ આવા હલકા શબ્દો વાપરે છે ? " પેલી સ્ત્રી ચીડવાઇને બોલી " હુ આવી ભાષાને કેટલી ધિક્કારૂ છુ તે તુ જાણે છે "

" આ તો મારા માતુશ્રી જ લાગે છે " મને વિચાર થયો.

" માફ કરજે મમ્મા, પણ મારૂ માથુ બહુજ ચડયુ છે એટલે બોલવાનુ તો રહ્યુ પણ મારાથી વિચાર સરખો પણ થઈ શકતો નથી " હું બોલ્યો

પેલી સ્ત્રી ગુચવાઇ ગઈ અને સ્નેહથી ધીમેથી બોલી " મેના, બાપુ, તારી તબિયત ખરેખર નબળી જ જણાય છે—નહિ તો તારી ગરીબ બિચારી મા એક વર્ષ થયા મૃત્યુ પામી છે તેને તુ ભૂલી જાય અને મને મમ્મા કહીને બોલાવે ! પણ દિકરી, તારા બાપ પણ તારી રાહ જુએ છે અને મને ખાસ બોલાવવા મોકલી છે "

મારી ધારણા આ પ્રમાણે ખોટી ઠરવાથી મૌન ધારણ કરવામા જ લાભ છે એમ મને જણાયુ ઉપર હૉલમા દાખલ થતાજ " ઓહો, આખરે મેના બહેન જણાયા " ના પોકાર ગાજી ઉઠયા અને તરતજ પેલા નવીનચદ્ર જેવાજ એક બીજા ઉલ્લુ મને સામે લેવા આવ્યા

" મેના, અમે તમારા વિના, જેમ પાણી વિના મીન તરફડે તેમ તરફડતા હતા " તે ભાઈ બોલ્યા

" અહિ કાંઈ નાટક બાટક ભજવવુ ધાર્યું છે કે શુ ? " મારે કાંઇક જવાબ આપવો જોઇએ એમ ધારીને હું બોલ્યો.

" કેમ, નવીનચદ્ર પાસેથી આ જાતના હાસ્યરસના પાઠ શીખો છો કે શુ ? " તેણે ટકોર કરી.

"અરે, નવીનચન્દ્ર જેવા તો સત્તરને વેચીને ચણા ખાઈ આવું!" મેં સામો જવાબ વાળ્યો. આ પ્રમાણે બોલતા હું સ્ત્રી-મંડળમાં ભળવા જતો હતો એવામાં માડી પગમાં આવી અને મને ઠોકર વાગી. પેલા ભાઈએ મારો હાથ નહિ પકડી લીધો હોત તો હું આખી ગરબાપાર્ટીને સાષ્ટાંગ દંડવત જ કરત. પણ એ નહિં થયું તેના બદલામાં બીજું થયું. સરરર કરતી એક વસ્તુ મારી કમરમાંથી સરીને જમીન ઉપર કડાક અવાજ કરીને પડી. મેં ભયભીત આંખે જોયું તો મારી પાઈપ! બધી સ્ત્રીઓને કેટલાક પુરૂષો સર્વ આ અસાધારણ વસ્તુને જોઈ ગભા અને દિંગજ થઈ ગયા. પણ હું કાંઈ એમ સપડાઈ જાઉં તેમ નહોતું. પેલા ઉત્સુક્ર પકૃને મેં તરત જ ગોદો માર્યો અને ધીમેથી કહ્યું, "જોયા શું કરો છો! ઉપાડી લ્યો અને તમારા ગજવામાં મેલવી દ્યો." પછી મેં મોટેથી કહ્યું, "વાહવાહ, ગજવામાંથી પાઈપ પણ ઠીક પડી જાય છે!"

સ્ત્રીઓ પ્રત્યેની સન્માનવૃત્તિ પેલા યુવાનમાં નહત તો મારૂં શું થાત એ ધારવું બહુ મુસ્કિલ હતું, પણ સુભાગ્યે એ યુવાન કોઈ પણ સ્ત્રીને માટે કુવામાં પણ ભૂસકો મારવાને ચૂકે તેવા નહતો એટલે તરત વાંકા વળીને એણે હસતા હસતા પાઇપ ઉપાડી લીધી અને ગજવામાં મૂકી. બિચારો અપ-ટુ-ડેટ માણસ અને બીડી તમાકુને તો તે અડકતો જ નહતો એમ બધાને બતાવતો હતો એટલે આ પ્રમાણે પાઈપ પોતાની છે એમ કહેતા તેને નવનેજા પાણી ઉતર્યું!

"આ સદ્‍ગુણ બાબત પણ નવીન જાણે છે કે?" પોતે બધાના દેખતા બન્યો તેનું વેર વાળવાને તેણે કટાક્ષમાં કહ્યું.

"અરે, એ તો મેં પેલા રામજીની પાઈપ હતી તે મશ્કરીમાં સંતાડેલી. હું ઘણી વાર એ બુઢ્ઢાને બનાવું છું." મેં જવાબ આપ્યો.

"આહ, ભાગ્યશાળી રામજી!" તેણે દીર્ઘ નિશ્વાસ મૂકીને કહ્યું.

"તમારે એ સ્થિતિમાં આવવું હોય તો સ્થાન છે." મેં કહ્યું.

"ના, માફ કરો, શેક્યું નવીનની સામે કાંઈ માગથી હરિફાઇ થાય!" તે હસીને બોલ્યો.

પછી બધી સ્ત્રીઓની સાથે મેં ગમે તેમ ઘોટાળા વાળ્યા. ગરબા ગવડાવતા તો મને કેમજ આવડે? પણ એનો બદલો મેં

સેવક હારમોનિયમ વગાડવામા એક્કા એટલે, હારમોનિયમ ઉપર મારો અથગ કાબુ બતાવીને વાજ્યો માગ બાપ અને બીજો સ્નેહી વર્ગ પણ મારી આ કુશળતા જોઈને છક થઈ ગયો તે ઉપરાત મે ઘણાક પુરૂષોને બનાવ્યા ગરબામા માર એકટીગ જોઈને તો બધા હેરત જ પામી ગયા, અને મેના જેવી શરમાળ છોકરી એકદમ આવી બેધડક મશ્કરી કરનાર અને નફ્ટ કેમ થઈ ગઈ એના વિચારમા બધા ગોથાજ ખાતા રહ્યા

આખરે ગરબાપાર્ટી પૂરી થઈ અને હુ ગમે તે યુક્તિપ્રયુક્તિથી મારો ઓરડો કયો છે તે જાણી શકયો અને ત્યા જઇને ધમધસાટ ઉંઘી ગયો તે બીજે દિવસે છેક આશરે સાડા બારેજ ઉઠયો

---

## પ્રકરણ ૫.

### જેમાં મારા પિતાને કેટલાક પુરૂષો મળવા આવે છે અને સેવક એક નાનો છોકરો બની જાય છે.

હુ સવારે ઉઠયો ત્યારે મારૂ માથુ ધુમ થઇ ગયુ હતુ ગતે મ સાડી બદલવાની તસ્દી જ લીધી ન હતી એથી હુ બહુ ખુશ થઈ ગયો કોઇ બતાવે તો હુ સાડી પહેરી શકુ, કોઇ પહેરતુ હોય તો હુ શિખામણ આપી શકુ, પણ કોઈની મદદ વિના સ્ત્રીનો પોષાક પહેરવો એ મારી શકિતથી વિશેષ હતુ તેથીજ મે ડહાપણ વાપર્યું હતુ, અને ગતનો ભપકાભર્યો પોષાક જ પહેરી રાખીને હુ સુઇ ગયો હતો

મને ભુખ કકડીને લાગી હતી એટલે ખોરાકની શોધમાં ગયા વિના છુટકો ન હતો મોટાના ઘરમા કોઇ કોઈની દરકાર ભાગ્યે જ રાખે છે એટલે હું સાડાબારે ઉઠયો હતો તેમ છતા પણ તે વાતથી કોઇ આશ્ચર્ય પામ્યુ હોય તેમ જણાતુ નહતુ ખરેખરી મેના તો બિચારી અડધુ ચોપડુ અને એક વાડકી દુધ લે તો ધરાઈ જતી હશે, પણ સેવકને એટલાથી કેમ સતોશ થાય!

પહેલા તો એ ઓરડામા બેઠે બેઠે જ ચાકરને બોલાવવા ઘટડી મારવાની ઇચ્છા થઈ, પણ એ માર્ગ મને સહીસલામત

લાગ્યો નહિ, કારણ કે કદાચ કોઈ જૂનો નોકર કે ભટ આવી પહોંચે તો હું તો એનુ નામ પણ જાણતો નહિં હોઉં એટલે ગોટાળો એકદમ વધી પડે આ ઉપરથી આ વિચાર માડી વાળીને મેજ ચાકરોના સ્થાન ભણી ધસારો કર્યો વચ્ચે સુભાગ્યે મને કોઇજ મળ્યુ નહિ અને જે માણસ મને પ્રથમ મળ્યુ તે પેલો રામજી જ હતો મે તેને એકદમ બોલાવીને કહ્યુ, " જો, રામજી, જરા મારે માટે ખાવાનુ લઇ આવ તો. પુરી હોય તો પુરી અને ચોપડા હોય તો તે પણ સારા જથ્થામા લઇ આવજે માથે દુધ અને અથાણુ શાકભાજી વિગેરે જે હોય તે અહિંજ લાવજે "

ચાકરને આ પ્રમાણે ભટ તરિકે વર્તવાની ટેવ પડી ગઈ હશે એટલે તે બહુ અજબ નહિ થયો, પણ તેણે જતા જતા પૂછ્યુ, " બહેન, ગઇ કાલનો તબાકુ કેવો હતો ? "

" બહુ સરસ હતો, પણ પાઇપ તો રાતે જ ગુમ થઈ ગઈ માટે એક સરસ પાઇપ લેતો આવજે અને સાથે તબાકુનો એક ડબ્બો પણ લઇ આવજે સીગરેટનો ડબ્બો હશે તો તે પણ ચાલશે " મે ઠડે પેટે કહ્યુ

ખાવાનુ આવ્યુ તે ખાધુ અને પછી પાઇપ પણ ઝોકાવી પછી આમતેમ ફરતા ફરતા દિવાનખાના પાસેના એક નાના ઓરડામા હુ એક ખુરશી ઉપર પડયો અને ત્યા એક ઝોકુ પણ ખાઇ ઉઠયો હઇશ, કારણ કે હુ જ્યારે ઉઠયો ત્યારે દિવાનખાનામા મે ઘણા ધાટા સાભળ્યા

" અરે પપ્પા, પપ્પા, હુ તમારી મેના છુ તમે મને ઓળખતા નથી ? "

મે બારણાનો પડદો હળવેથી ઉચકીને જોયુ અરે પ્રભુ ! મે તે વખતે ચીસ કેમ નહિં પાડી એજ અજબ જેવુ છે પણ મારી સ્થિતિ એવી હતી કે મારાથી કાઇજ થઇ શકે તેમ નહતુ એટલે મે માડમાડ હસવુ રોકી રાખ્યુ પણ ખરેખર, તે સમયનો દેખાવ જોવા જેવો હતો !

ટેબલ ઉપર હાથ ટેકવીને આશ્ચર્યથી દિગ્મૂઢ બની ગયેલા મી દરૂ ( મારા તે વખતના પિતા ) બેઠા હતા તેની સામા ગુઠણીયે પડીને યાચના કરતો, દયાર્દ્ર અવાજે પ્રાર્થના કરતો અને બોલતા બોલતા ડુસકે ડુસકે રડતો એક સાઠેક વર્ષનો બુઢ્ઢો હતો !

મેં એ બુઢ્ઢાને તરતજ ઓળખ્યો કારણ કે છેલ્લી વખતે જે સમયે મે તેને જોયેલો ત્યારે હુ જ તે ખોળીયામા વિરાજતો હતો ! તે ખોળીઉ પેલા બુઢ્ઢા માજીસ્ટ્રેટ રાવ બહાદુર મણીશંકરનુજ હતુ પણ જીવ તે મણિશંકર કાકાનો નહિ હતો ખરા મણીશંકર ભાઈ તો મારા શરીરમા જ તે બાપ દિકરી પાસે ઉભા હતા અને માજીસ્ટ્રેટના વરમા અમે બન્ને મળ્યા તે વખતના કરતા પણ તે વધુ ઉશ્કેરાયલી સ્થિતિમા હોય તેમ જણાતુ હતુ

અમારો પ્લૅન નિષ્ફળ ગયો હતો તે દેખીતુજ હતુ બીજી ટીકડીથી ગુંચવાડો મટવાને બદલે ઉલટો વધી ગયો હતો અને ખરા મણીશંકર માજીસ્ટ્રેટ તો વચમાજ લટકી રહ્યા હતા, જ્યાં નવલ એક ' નમણી નાજુકડી નાર ને નાકે રે મોતી ' જેવા પાર્ટ પીતા અને એક આબરૂદાર કુટુબના સસારમા મોટી ઉથલપાથલ કરતા પડદા પાછળ છુપાઇને આ તમાશો જોઇ રહ્યા હતા !

" અરે, પણ આ તો હડહડતુ દિવાનાપણજ કહેવાય ! તુ બુઢ્ઢો સાઠ વર્ષનો ડોસો તે મારી દિકરી મેના ! કાંઈ તારી અક્કલ ઠેકાણે છે કે નહિ ? " મી દરૂ તદ્દન ગભરાઇને બોલી ઉઠ્યા

" ના, બાપા, ના પિતાજી, હુ દિવાની નથી, હુ તમારી લાડકી મેનાજ છુ " ડુમકા ખાતા ખાતા ખરેખરી મેનાએ બુઢ્ઢા માજીસ્ટ્રેટના ખોળીયામાથી જવાબ દીધો " આ તો બહુ ભયાનક ! હુ છેલ્લા નવીનચદ્ર સાથે દાદર આગળ વાત ( આટલુ બોલતા બોલતા તો તે બુઢ્ઢાના ગાલ ઉપર શરમના શેરડા પડી ગયા ) કરતી હતી, નવીનચદ્રને મે વચન પણ આપ્યુ હતુ કે જો પપાની ઇચ્છા હશે તો હુ એમની જોડે જ લગ્ન કરીશ પણ એટલામાજ તમે જે પ્રમાણે જુઓ છો તે પ્રમાણે હુ આ ગૃહસ્થ સાથે વાત કરતી હતી તેમ બની ગયુ વળી આ ગૃહસ્થ કહે છે કે ખરા રા. બ મણીશંકર તો એ પોતેજ છે—તો જો એ પ્રમાણે એમને બન્યુ તો મને કેમ નહિ બને ! " મેના આ પ્રમાણે બોલતી જતી હતી અને ગુંચવાડો વધતો જતો હતો એટલે મારા શરીરમા રહેલા માજીસ્ટ્રેટ સાહેબે ચલાવ્યુ " મી દરૂ, હું આપને ઓળખતો નથી પણ છતા હુ આપની પાસે ખુલાસો કરૂ છુ કે ખરો માજીસ્ટ્રેટ મણીશંકર હુ પોતે જ છુ જે મણીશંકરની કૉર્ટમાની વર્તણુકથી આખો દેશ ખળભળી ઉઠયો છે તેજ મણીશંકર પણ તદ્દન નિર્દોષ

માણસ હું જ છું એ ચેરી કરવાના ગુન્હાને માટે હું કોર્ટમા કેમ ચલાવતો હતો એવામા તમારી પુત્રીને બન્યુ તેમ હું પણ ત્યાથી ઉડીને અચાનક આ શરીરમા પેશી ગયો છુ, અને આ શરીરનો ખરો માલીક મારી જગ્યા લઇ બેઠો પછી તેણે જે કર્યુ બગ કરી તે તો આપને જાણીતીજ વાત હશે આ ભયકર જાદુ જૂના જમાનાથી ચાલતુ આવેલુ આ કોઈ અઠગ ઉસ્તાદે હમણાના શોધખોળથી પરિપકવ બનાવેલુ છે અને તે વિષેની જાહેર કપની કાઢવાની પણ તે માણસે ધૃષ્ટતા કરેલી છે જે માણસ હાલ તમારી દીકરીના શરીરમા ભરાઈ બેઠો છે તેની મે મુલાકાત લીધેલી છે તે સાચુજ બોલતો હોય તેમ મને લાગ્યુ હતુ, અને તેણે આપેલી હકીકત પેલા પ્રો રૂમઝુમલાલના ત[illegible]ન દિવાના સરક્યુલરને અક્ષરશ મળતી આવતી હતી —"

પછી તેણે પૂરેપૂરી હકીકત કહી સભળાવી અને મી દરૂને ધી રૂપાતર કપની લીમીટેડ અને તેના સબધમા પોતે ભજવેલા ભાગ વિષે સપૂર્ણ બાતમી આપી મી દરૂ આ વર્ણનથી સડક જ થઈ ગયા

" સાક્ષી તો બધા સાચા જણાય છે અને જુબાની પણ સાચીજ જણાય છે, પણ એમ બને જ શી રીતે ? તમે પોતે આ રૂપાતર કપનીની ઓફિસમા કેમ નહિં ગયા ? " દરૂએ પૂછ્યુ

" મહેરબાન સાહેબ, પેલા સિપાઇએ મને એજ શિખામણ આપી, પણ હું તે વખતે એટલો બધો ઉશ્કેરાઇ ગયો હતો કે મે તેને પેલી ટીકડી લેવાનુ જ કહ્યુ પાછળથી મે પેલી જગ્યાએ તપાસ કરી તો જણાયુ કે પેલાએ કહેલુ તેજ પ્રમાણેનુ મકાન છે અને મકાનની અદર બધી ગોઠવણ પણ તેવીજ છે પણ પેલા રૂમઝુમલાલનો પતોજ નથી "

" તમારી બધી વાત બહુજ રસ પડે તેવી અને વિચિત્ર છે, " દરૂએ કહ્યુ, " પણ–"

"અરે, તમે મારૂં કહેવુ પણ માનતા નથી ! " આટલું બોલતા પેલી ખરી મેના જમીન ઉપર પડી ગઈ અને મોટેથી રડવા લાગી

" પણ તમે તમારા ઘરનીજ જુબાની લઇ જુઓને ! " પેલીને રડતી અટકાવીને ખરા માજીસ્ટ્રેટ સાહેબે કહ્યુ, " તમે તમારી

પુત્રીના ગુણ, ટેવ, રીતભાત વગેરે તો જાણતાજ હશોને ! તેના ચારિત્રમા એવો ફેરફાર નથી થયો કે જેથી મારી અને આ તમારી ખરી પુત્રીની વાતને ટેકો મળે ? મારા ખોળીયામા જે માણસ હતો તે માણસના તે વખતના વર્તન ઉપરથી એમજ જણાતુ હતુ કે તદ્દન ઉલ્લુ અને ભલો આદમી છે તો તે તમારી પુત્રીના ખોળીયામા સખણો નહિ જ રહ્યો હોય માટે તે વિષેજ તપાસ કરી જુઓને ! "

"હા, એ વાત બરાબર છે" દરૂએ કહ્યુ, "જરા સબુર કરો હુ મારી બહેનને બોલાવુ "

થોડીવારમા, જે સ્ત્રી સાથે મારે ગતે વાત થઈ હતી તે ઓરડા-મા આવી પહોચી

"અઅ—બાલા, જરા અહિં આવતો," દરૂએ કહ્યુ, "આ ગૃહસ્થો આવેલા છે તેમને મેના વિષે બધી હકીકત કહે આ ગૃહસ્થ જે ભોય ઉપર બેઠા છે તે એમ કહે છે કે તે પોતે જ મેના છે"

આ સાભળીને પ્રથમ તો બાલા આશ્ચર્ય પામી, પણ પછી જે વખતે તેણે પેલા સાઠ વરસના બુઢ્ઢા અને બધિવાથી પીડાતા ડાસાને જમીન ઉપર આળોટતા અને "ફોઈ, ફોઈ, તમે તમારી મેનાને ઓળખતા નથી" આ શબ્દો બોલતા જોયો ત્યારે તેનાથી રહેવાયુ નહિં અને તે મોઢેથી હસવા મડી પડી હુ પોતે પણ તે વખતે કેમ નહિં હસ્યો તેજ અજબ જેવુ છે

પણ હસી રહી ત્યારે બાલા જરા ચીડવાઇ પણ ખરી એટલે દરૂએ ખુલાસો કરતા કહ્યુ, "બાલા, હમણા તે મેનાના ચરિત્રમા કાઈક અસાધારણ તત્વ જોયુ છે ?"

"હા, એમ કાક છે તો ખરૂ" બાલાએ થોડો વખત વિચાર કરીને કહ્યુ, "હુ પણ તમને એજ કહેવાનો વિચાર કરતી હતી મેના તદ્દન બદલાઇ ગઇ હોય એમ લાગે છે"

"હે ! તુ શુ બોલે છે ?" દરૂ બોલી ઉઠયા

"હા ગઇ કાલે રાતે મે મેનાને પાછલે દાદરે બેઠેલી જોઈ," બાલા બોલી

"તમે જાણો છો કે મેના કેવી સુશિલ અને શરમાળ છે, પણ જ્યારે મે પૂછ્યુ કે નવીનચદ્ર ક્યા ગયા ત્યારે તેણે જવાબ આપ્યો કે તે તો વટાણા વાવી ગયો છે ! ખરેખર, તેણે એજ શબ્દો ઉચ્ચાર્યા

હતા ! પછી તેણે મને પોતાની મા ધારી ! ”

“ આ તો બહુ વિચિત્ર ! ” દરૂએ કહ્યું, “બીજુ કાંઈ ? ”

“ પાછી ગગ્બામા પણ તેની વર્તણૂક બહુ વિચિત્ર હતી તે સિવાય ચાકરો તરફથી માલુમ પડયું છે કે મેના ન઼ાગના રમણામા બેશીને પાઈપ પીતી હતી ! ”

“ જા ” દરૂએ કાંઈક ચીડવાઈ ને કહ્યુ

“ હુ પણ એમ જ ધારૂ છુ કે એમ બનેજ નહિ પણ બેચર સોગન ખાવાને તૈયાર છે ”

“ તે બન્ને ચાકરને અહિ મોકલ આ વાત બહુજ અસાધારણ છે છતા તે માનવાની મને ઇચ્છા થાય છે ” દરૂએ કહ્યુ.

“ મી દરૂ, તમે આ હકીકતની સત્યતા તપાસી લ્યો એટલે પછી તરતજ હુ એ હરામખોરને ગોળીથી મારી નાખવા માગુ છુ ” ખરા માજીસ્ટ્રેટે ગભીરાઈથી કહ્યુ.

“ જારે, બુઢીયા, આ પ્રમાણેનીજ જો શરત હોય તો તો તુ મેનાને શોધી રહ્યો ! ” હુ મનમાજ બોલ્યો

“ શુ શૂટ કરશો ? ” દરૂએ કહ્યુ

“ હા, આ ગુચવાડાનો અત લાવવાનો ખરો માર્ગ એજ છે. નહિ તો પાછો તે મુર્ખો કાંઈક નવો માર્ગ શોધવાનુ કહેશે અને તેથી ગુચવાડામા વધારો થવાનો હુ અને તમારી છોકરી તો જ્યા છીએ ત્યાજ રહેવાના અને પેલો એક પગથીયુ આગળ જશે એની જગ્યા કોણ લેશે તે પ્રભુ જાણે ! માટે જો એ ઠગારાને આપણેજ મારી નાખીએ તો અમે બન્ને પાછા અસલ સ્વરૂપ ધારણ કરી દઇએ ” માજીસ્ટ્રેટે કહ્યુ

“ એમ ઉતાવળા નહિ થાઓ તમે મારી છોકરીનો કાંઈ વિચાર કર્યો ખરો ? ” દરૂએ કહ્યુ

“કાંઈક અસાધારણ જેવુ બન્યુ છે એ હુ કબુલ કરૂ છુ પણ તમારા ખુલાસાથી આ વાત સમજાઈ જાય તેમ નથી તેમજ તમારી હકીકતની આવી કસોટી કરાવવા હું તૈયાર નથી કસોટી ઘણી સખત છે. મને માફ કરજો, પણ તે કસોટીમાથી જ્યારે તમને ફાયદો થવાનો ઘણો સંભવ છે ત્યારે મારી છોકરીની શી સ્થિતિ થાય તેનો તમે વિચાર સરખો પણ કર્યો નથી. તમે એમ અધીરા નહિં થાઓ. જો તમે કહો છો તેમ આ માણસ ભલોજ હશે તો એ

બધો ખુલાસો કરશે અને બધાને ફાયદો થાય તે પ્રમાણે આપણે કાઇક કરવાનુ નક્કિ કરીશુ ”

પણ માજીસ્ટ્રેટ તો પોતાનુ ધાર્યું કરવાનેજ આવ્યો છે એમ મે તેના મો ઉપરથી જોઈ લીંધુ એટલે આ ખરા ખૂનનુ નાટક ભજવવુ હોય તોજ મારે એના તરફે રહેવુ એમ મને ચોખ્ખુ જણાઇ આવ્યુ તરતજ મે ટીકડી કહાડી અને ત્રીજી વખતે કટાણુ મો કરીને હુ તે ગળી ગયો

* * * * *

હુ તદ્દન ગદો અને ભિખારીનો છોકરો બની ગયો હતો અને એક પગે કૂદવાનો યત્ન કરતો હતો

“તુ જશુ, માળા ચોર, તુ જૂઠુ બોલે છે !” મારો હરીફ બોલ્યો

“તુ હરામખોર જૂઠુ બોલે છો” મે જવાબ વાળ્યો અને મનમા વિચાર કર્યો કે “વાહ વાહ, આ વખતે વળી ઓર તાલ ઝામ્યો છે ! સેવક ગટરમા રમતો જશુ—વય વર્ષ સાત અને શારીર અફલાતુન ચીથરા !” પણ હવે મને ટેવ પડી ગઈ હતી એટલે વેષ બદલતાજ હુ તૈયાર થઈ જતો હતો મારૂ વાક્ય સાભળતાજ મારો હરીફ કૂદ્યો અને તે અને હુ રસ્તામા એકેકને ધાપા, લાત અને ઢીકા મારતા ગબડી પડયા હજી લડાઈ પૂરી થઈ નહિ હતી તેટલામા તો સાક્ષાત શૂર્પણખા આવી હોય તેમ એક જબરદસ્ત બૈરી આવી અને કાંઈપણ વિવેક વિનાજ મારો કાન આમળીને બોલી, “ હરામખોર, મુઆ હાડકાભાગુ ! પાછો મારામારી પર ચડયો ! મરવાનો થયો છે આજેજ—નાપાક, ઘેર જઈને છોકરીને લે નહિ તો તારૂ મોતજ આવ્યુ સમજજે !”

કાન છોડાવીને હુ જરા દૂર જઈને ઉભો અને બોલ્યો,“ બાઈ, બહુ બેવકુફાઈ નહિ કરો ! છોકરા બોકરા કાઈ હુ રમાડવાનો નથી. છોકરૂ જાય જહાનમમા અને સાથે તમારી મરજી હોય તો તમે પણ!’

આટલુ કહેતાની સાથેજ મે ગબરડી મકી અને પાછળ અતિશય ગાલિપ્રદાનથી ધરતી ધ્રુજાવતી પેલી મારી મા જાણે દાનવોને મારવા કૃષ્ણ ભગવાન ચક્ર લઇને દોડતા હોય તેમ હાથમા સાવરણી લઇને દોડવા લાગી

હુ થોડે સુધી દોડયો અને પછી એક ગલીમા વળ્યો ત્યાં સામેથી આવતા એક ગદા ગધાતા દારૂડીઆ સાથે હુ અથડી પડયો

"અહોહો ! જગુ, એ શું ? પાછી પેલી ડાકણ તારી પાછળ પડીની કે શું ?' પેલાએ પૂછ્યું

"હા, કોઈ એક જાડી બકાણા જેવી ગંદી ફૈરી મારી પાછળ પડે છે અને જો હું પકડાઉં તો મને મગજની તજ્રિ વાપરીને કસરત કરવા માગે છે !" જો કે પેલા બિચારાએ મને ભલાઈથી પૂછ્યું હતું છતાં પણ મને તે એટલો બધો ગંદો લાગ્યો કે મે જરા ગેરૂમાં જ કહ્યું હું પણ તે વખતે એટલીજ ગંદી સ્થિતિમાં હતો તે વાત હું તે વખતે ભૂલી જ ગયો હતો

"બિલાડી ઉંદરની રમત ચાલતી હતી બિલાડીને મન એમાં આનંદ હશે પણ ઉંદરની દ્રષ્ટિએ જોતાં એમાં આનંદ જેવું કશું હતું જ નહિ" મેં પાછું કહ્યું

"રે, જગુ, બહુ ડહાપણ નહિ ચલાવતો, સમજ્યો કે દિકરા, નહિ તો હું તારો બાપ છું તે વાત તને સમજાવવી પડશે" પેલાએ મને ગરદનથી પકડીને કહ્યું, "આ બધું તું પેલી ઇસ્કોલમાથી શીખી લાવતો હશે કેમ ?"

મારું આખું શરીર પેલા છોકરાના અને પેલી ડાકણના મારથી ચમચમતું હતું એટલે મને એક યુક્તિ સૂઝી આવી મે કહ્યું, "પણ એની સાથે બીજુ પણ શીખવે છે હો ! મને તમારી માફકજ ચલમ પીતા આવડે છે"

"એમ કે ! પણ તમાકુ કયો તારો બાપ લઈ આપતો !" તે બોલ્યો

"એજ પીડા છે ને" હું બોલ્યો, "જમવાનાએ સાંસા ત્યાં તમાકુ ક્યાંથી ? માજીને બધું તાડીમાંજ ખપી જાય એટલે મારે ભાગે રહે શાનું !"

"હે, સમરી તાડી પીએ છે ? મારે પૈસે ? અને હું આખો દા'ડો પગ ઢસડી ઢસડીને મજૂરી કરૂ અને બધા પૈસા તાડીમાં જાય ! ચાલ જગુ, હું પણ તારી માને જરા બતાવું કે તાડી કેમ પીવાય છે !" તે ભપકામાજ બોલ્યો

"હા, ચાલો, પણ હું જરા તમારી પાછળ પાછળ આવું તો ઠીક પડશે ! નહિ તો પાછી પેલી જાણી જ લેશે કે આ પાઠ મે જ ભણાવ્યો છે એટલે મારી પાસે ભવિષ્યમાં વ્યાજ શિકકે વાળી લેશે" આટલું હું બોલ્યો એટલે પેલાએ મારી ગળચી છોડી મારે ખાસ

કરીને મારૂ ધર જોઈ લેવુ હતુ કે જેથી કરીને હુ તે જગ્યા ત્યાગી શકુ; તે ઉપરાત થોડી ગમત જોવાનુ પણ મન હતુ ખરૂ

ઘેર ગમત થઈ ખરી, પણ મારી ધારણા પ્રમાણે નહિ થઇ. જે મારી મા હતી તેને બરાબર ગમત આવી હશે

પેલીએ તો આ ભાઈ સાથે લડાઇ શરૂ કરી પહેલા સામી ગોધી કડછી આવી જે પેલાના મો ઉપર ચોટી પાછળથી આવ્યુ બળતુ લાકડુ અને પાછળથી પડી પગની આટી એટલે ભાઇ સીધા બારણા-માથી બહાર ગબડી પડયા બહાર પડતા પડતા એક સિપાઇ જતો હતો તેના દિલ ઉપરજ આવ્યો એટલે સિપાઈ દાદા પણ જમીન ઉપર! સીપાઇએ ઉઠીને તેને બોચીમાથી પકડયો અને એ બે જણ આગળ અને પાછળ તે શેરીમાના લગભગ બધા નવરા મનુષ્યો, આ પ્રમાણે વરઘોડો પોલીસ ચોકી ઉપર ઉપડી ગયો આ બધાનો લાગ સાધી સેવક જુદીજ મુસાફરીએ ઉપડી ગયા

## પ્રકરણ ૬.

### જેમાં સેવકને સારી મદદ મળે છે અને અંતે 'પુરૂષોના સ્વભાવ સુધારનાર મંડળી'ના સેક્રેટરી તરીકે કામ બજાવે છે.

હુ બહુ દૂર નહિ જઈ શકયો એટલામા તો નદી કિનારો આવી પહોચ્યો ત્યા અધારૂ થતા સુધી મે ભટકયા કર્યુ પછી ભૂખ લાગવાથી જે ગદા રસ્તામાથી હુ આવ્યો હતો તે તરફજ પાછો ફર્યો.

"અરે જગુ, આટલુ અધારૂ થઈ ગયુ અને હજી તુ ઘેર ગયો નથી?" જરા ધીમા મીઠા અવાજે કહ્યુ મે પાછળ ફરીને જોયુ તો એક પાતળી ઉચી સ્ત્રી હતી તેના મો ઉપર ગરીબાઈ અને દુખ ખૂલ્લા જણાતા હતા મને તે બરાબર ઓળખતી હોવી જોઇએ કારણ કે મારો જવાબ સાભળ્યા વિનાજ તે બોલી, "પાછો માએ તને ઝપેટેલો કે શુ?"

મે ડોકુ ધૂણાવ્યુ, "હુ હવે પાછો ઘેર જવાનો જ નથી, આખો દિવસ છોકરા રમાડવા અને માર ખાવો! મે તો સાથી રાજીનામુજ આપી દીધુ છે કોઇને નોકર જોઇએ છીએ?"

"અરે વાહ જગુ ! તું તો ભણેલા જેવુ બોલતા શીખી ગયો ને શું ! પણ એમ નહિ બોલીએ ભાઇ, હો ચાલ મારે ત્યા આપણે જે સુકુપાકુ છે તે ખાઈએ તને ભૂખ તો લાગી હશે "

મને પાછા જવાની ખાસ વૃત્તિ હતી જ નહિ નદિ કિનારે બેસીને મે જેમ જેમ વિચાર કર્યો તેમ તેમ મને મારી સ્થિતિ વધુ ખરાબ લાગતી ગઇ હતી, અને બીજી ટીકડી ગળીને પાછુ રૂપ બદલાવવાના વિચાર ઉપર જ હું આવ્યો હતો વચમા વચમા જે ઘર મે ઉતાવળમા છોડી દીધુ હતુ ત્યા શા બનાવ બની ગયા હશે તેના પણ વિચાર આવતા હતા પુર ઠાઠમા મજા થયેલ મેનાના શરીરમા ભરાઈ બેઠેલા જગુએ શા શા ઉલ્કાપાત કર્યા હશે તે વિશે વિચાર આવતા ત્યાની કાંઇક બાતમી મેળવવાની ઉર્મિ થઈ આવતી હતી "હવે વસ્તુસ્થિતિ બરાબર ગૂચવાઇ હશે," મે મનમાજ વિચાર કર્યો, "જો કોઇ રાજા કે શેઠીયાને હવ જગુની જગ્યાએ સપડાવી દઉ તો નાટકની પૂર્ણાહુતિ બરાબર થાય ! હુ આ રમત પૂરી કરી લઇશ એટલામા હુ જગતમા સૌથી વધારે ધિક્કારને પાત્ર માણસ થઈ જઇશ પણ બચ્ચા, સાવચેત, છેલ્લી ટીકડીઓ સાચવીને રહેવા દેજે અને પેલા ઉલ્લુ પ્રોફેસરે કહેલુ તે પ્રમાણે આફ્રિકાના અરણ્યમા કોઇના ખોળીયામા ઘૂસી જજે નહિ તો તારા બારજ વાગી ગયા સમજજે ! તારૂ ખૂન કરવા એકે એક આદમી તલપી રહ્યું હશે ! હા હા હા હા !"

હું પેલી બૈરી સાથે ધીમે ધીમે ગયો અને આખરે અમે એક નાના ગંદા મકાન પાસે આવી પહોચ્યા વાત કરતા જણાયુ કે પેલી બૈરીનો ધણી દારૂથી ચિકાર થઇને ઘેર આવતો અને ઘરમા જે કાંઇ હોય તે ખાતો અને બદલામા બૈરીના હાડકા પાસળાનો ખુરદો કરીને પાછો ચાલ્યો જતો પેલી સ્રીની ભલાઇ અને નમ્રતા જોઇને હું તો છક થઇ ગયો. મે ખાવાનુ ખાધું અને એક ખૂણામા સતાઇ રહ્યો એટલામા ઘરના માલિક આવી પહોચ્યા.

"એ આવ્યા ! જગુ, બોલ્યાચાલ્યા વિના ભરાઇ બેસજે—એ તો કદાચ હમણાજ પાછા ચાલ્યા જશે " પેલી સ્રીએ ગભરાતા કહ્યુ.

હુ શાંત રહ્યો. બારણુ ઉઘડયુ અને એક ખખડી ગયેલો, પાતળો ઢીંગણો માણસ જ્યારે ઘરમા દાખલ થયો ત્યારે મારા આશ્ચર્ય-નો પાર રહ્યો નહિં.

"કેમ, ખાવાનુ કાઇ છે કે ?" આવતા વેતજ તેણે તાડૂકો કર્યો

"ના, જરા વાર છે તમે મોડા આવશો એમ મે ધાર્યું હતુ" પેલીએ ધીમે જવાબ વાળ્યો, "પણ હમણા તૈયાર થઇ જશે."

"ઠીક, ચાલ જલ્દી કર, નહિ તો હાડકા રંગી નાખીશ" વ્હાલસોયા ધણીએ કહ્યુ

હુ આ નાટક સંતાઇને જોયા કરતો હતો મને ઘણુ મન થયુ કે જો પાચ મીનીટ પણ મારૂ અસ્સલ સ્વરૂપ મળે તો આ માણસને કેટલીક રીતભાત શીખવુ

સુભાગ્યે, પેલી સ્ત્રીના મતાનુસાર અમે થોડામાજ પત્યા. કારણ કે જમીને પેલાએ માત્ર એક લાતજ મારી સ્ત્રી ગબડતી એક ખાટલા જોડે અથડાઇ પેલો રોફમાજ ચાલ્યો ગયો

"અરે પ્રભુ ! આ બદલો જોયો ! હુ આખો દિવસ વહીતરૂ કરૂ અને આ પ્રમાણે માડમાડ ઘર ચલાવુ છુ ત્યારે જશમા જુતિયા !" પેલી બિચારી ભની બાઈ આખમા આસુ લાવીને બોલી

"હુ જો તમારી જગ્યાએ હોઉ તો એને પણ ખબર પાડુ" મે કહ્યુ

"તુ હજી નાદાન છે, બેટા !" પેલીએ કહ્યુ, "હોય એવો છે તોય મારો ધણી છે ને !"

"હા, પણ એનામા ઘણા સુધારાની જરૂર છે" હુ બોલ્યો, "એક લાકડીનો બરાબર ઉપયોગ થાય તો તેના સ્વભાવમા ઘણો સારો ફેરફાર થવાનો સભવ છે તમારે કોઈ મજબુત ભાઇ કે એવુ કોઇ સગુ નથી કે જે આ ધર્માદા કામ માથે ઉપાડી લે ?"

"નારે ભાઇ, મારે કોઇ એવુ નથી પણ હશે, એ મને બહુ મારતા નથી" તે બોલી, "પણ તુ હવે ઘેર જશે ?"

મે દ્રઢતાથી ડોકુ ધુણાવ્યુ આથી તે ખુશ થઇ હોય એમ મને લાગ્યુ

"તુ અહિ રહે તો મને તો બહુ ગમે અહિ મને એકલુ બહુ લાગે છે હુ તને સતાડી રાખવાને એક ખુણો તૈયાર કરી રાખીશ એ તો આવે છે ત્યારે કાતો દારૂના ઘેનમા હોય છે, અને કાતો ખુશમીજાજમાજ હોય છે એટલે તને જોશે નહિ ચાલ હવે હુ ઘરનુ કામ કરી નાખુ"

હું હજી પણ પેલા હીચકારાની વર્તણુકથી ગુસ્સાથી લાલપીળો થઈ ગયો હતો એટલામા જ એક બીજો પહગેણો આવી પહોચ્યો એક ઝાડી લઠ્ઠપઠ્ઠ બૈરી અદર આવી અને તેણે મને પૂછ્યુ, "કનક અહિ રહે છે ' મને કોકે કહ્યુ કે તે આ જ ઘરમા રહે છે જાણે ઘોડાનો તબેલો ! "

"પ્રમાણમા ઘર સારૂ છે, પણ ઘરના માલીકને કામ કર્યા વિના દારૂ અને મીઠાઇ જોઇએ એટલે સુધારો થવો અશકય છે બાકી તમારી બહેનને કોપગપાક વગેરે મીઠાઇનો તોટો નથી તેના શરીર ઉપરથીજ તમે તે જોઇ શકશો " મે જવાબ દીધો

"અરે તારૂ ભલુ થાય તારૂ ! તુ વળી કોણ છે ? તુ મારો ભાણેજ તો નથી ને ! કનકને છોકરા નથી એમજ હુ તો જાણુતી હતી "

"અરે, ના રે, હુ તમારો ભાણેજ નથી હાલમા તો હું જગુ છુ " મે જવાબ આપ્યો "જગતમા હમણા હમણા જરા મારી સ્થિતિ ખરાબ થઇ ગઇ છે દુનિયામા દયા રાખવાની અને નવી નવાઇઓ જાણવાની ઠીક મળે છે તેમા તમારો બનેવી પહેલા નબરનો નમુનો છે "

આ વાકય સાભળતાજ પેલી સ્ત્રીના માયાળુ ચહેરા ઉપર ભયાનક રેખા જણાઈ જે જોઇને હુ બહુ સતોષ પામ્યો

"તે તેને મારે છે ખરો કે ?" તેણે આતુરતાથી પૂછ્યુ

"એ બાબત પૂછો જ નહીં ને જનાવરને પણ એના કરતા કોઈ વધુ સારી રીતે રાખે " મે લાગ જોઇને પેલા હીચકારાને શિક્ષા મળે તેમ કર્યુ

પેલા ભાઈ પોતાની બૈરીને કેવી રીતે રાખતા હતા તેનુ હુ રસમય વર્ણન આપતો હતો તેટલામાજ કનક બહાર આવી આ જોઇને તેની બહેન બોલી ઉઠી, "કેમ કનક !"

"અહો નરબદા બહેન ! "

"હા, નરબદા અને તે પણ બરાબર વખતસર આવેલ છે ! તુ પહેલેથીજ કનક, મૂર્ખી તો હતી જ, પણ તુ પેલા તારા વેતીયા ધણીનો આટલો માર ખાધા કરતી હશે એમ તો હું ધારતી જ નહતી આ છોકરાએ મને તો બધુ કહ્યુ હું એ મારા બનેવીને આજ બરાબરનો પાઠ ભણાવીશ કે એને પણ કાંઈ સાન આવે "

" અરે, જગુ આ તે શુ કર્યુ ! " પેલી બીચારી રડવા જેવી થઇને બોલી ઉઠી

" જગુએ જે કર્યુ છે તે સારૂ જ કર્યુ છે " એની બ્હેને તપી જઇને કહ્યુ " તારે કાંઈ ગભરાવાની જરૂર નથી હું કાઇ તારા વહાલા ધણીનુ ખૂન કરવાની નથી, હું તો માત્ર તેને થોડી શિખામણજ આપીશ તેમ છતા એ સુધરશે નહિં તો તારે મારી સાથે ચાલ્યા આવવુ પડશે હુ તને ગમે ત્યા નોકરી રખાવી આપીશ જા, જરા બજારમાથી બે પૈસાના પાન લઇ આવ તુ બહાર ગઈ હશે એટલામાજ પેલા ભાઈ આવશે તો જરા ગમત પડશે "

પેલી કનકથી કોઈની સામાજ થવાનુ નહતુ એટલે તે બિચારી ધ્રૂજતી ધ્રૂજતી પાન લેવા ગઇ અને અહિં એની બ્હેન જાણે લીજ અને નામુરના કિલ્લા તોડવા જરમન સરદાર વોન કલ્કે એક મોટી તોપ ગોઠવી હોય તેમ પલાઠી વાળીને એક મોડા ઉપર બેઠી. થોડીજ વારે પેલા ભાઈ આવ્યા

પછી જે ગમત્ત શરૂ થઇ તેની આગળ ભલભલી ચાર્લી ચેપલીનની ફીલ્મ પણ પાણી ભરે પેલા ભાઇ દારૂના ઘેનમા નહતા પણ એમનો મિજાસ ઠેકાણે નહતો આવતાથી સાથેજ તેણે પોતાની લાકડી ફેકી પેલા બ્હેનનુ માથુ સહેજમા બચી ગયુ.

" કેમ હરામખોર, રા—આળસુ પાડા, હુ તને શુ કહેતો ગયો હતો ? મારે માટે ભજીયા કર્યા છે કે કેમ ? " હજી પેલો આ યમ સ્વરૂપન પોતાની ગરીબડી બૈરી કનકજ ધારતો હતો એટલે બહુ રોફમા બોલ્યો

પેલી બહેન પ્રમાણમા થોડાબોલી જણાતી હતી તેણે પાસે મોટુ લોહીયુ પડયુ હતુ તેજ ઉચકીને પેલા તરફ ફેકયુ, અને તે આબાદ પેલાના માથામા વાગ્યુ અચાનક આવેલા આ હૂમલાથી પેલો ગભરાઇને માથે હાથ દઇને બેસી ગયો " લીધા તારા ભજીયા ? કેમ કેવા લાગ્યા ? " પેલીએ ગર્જના કરી

પેલો વેદનાથી જમીન ઉપર ગબડી પડયો, પણ એટલાથી પતે એમ નહતુ લોહીયા પછી ઉડેલી કડછી બરાબર પગના નળામાં વાગી તેની વેદના પુરી થાય તે પહેલાજ એક બે પાતેલી, સાણશી અને ધોકણાએ પેલાના શરીરને સ્પર્શ કર્યો. પેલીની રહાડાત્રણ મણની

કાયાની બે ચાર લાતો પણ મળી ચૂકી, અને તે ઉપર પરચુરણ થોડાક ધબ્બા અને મૂક્કા પણ વ્યાજના આપવામા આવ્યા

" એમ સુઈ કયા રહ્યા છો ભાઈ ! જરા બેઠા થાઓ તમારી કનકે તમારે માટે ભજીયા તૈયાર રાખ્યા છે " આટલા શબ્દોની સાથે વળી પાછી એક લાત પેલાને પડી

" હરામખોર, તુ છે કોણ ? હુ તને બતાવી—" પેલાએ બોલવાને યત્ન કર્યો

પણ આગળ બોલાયુ જ નહિ કડછી, સાણુશીઅને લતાપ્રહાર કાઇ પણ વખત આપ્યા વિના આવ્યાજ કરતા હોય તો બોલવાનુ સુગમ પડતુ નથી એ વાચનાર સારી રીતે સમજી શકે તેમ છે એટલામા કનક આવી પહોચી તેણે આ યુદ્ધ જોઇને માત્ર એકજ ઉદ્‌ગાર કહાડ્યો " તમે આ શિક્ષાને બરાબર લાયક છો "

પેલો પુરૂષ કાઇ શૂરવીર યોદ્ધો નહતો પણ બાયલો અને હીચકારોજ હતો એટલે તેણેજ ઘણી નમ્રતાથી પોતાની બૈરી અને તેની બહેનની માફી માગી લોહીયાના પહેલા પ્રહારથીજ તેના માથામાથી લોહી નીકળતુ હતુ એટલે કનકની બહેને પણ યુદ્ધ ઝાઝુ લબાવ્યુ નહિ અને મને એક પૈસો આપીને ધાબાજરીયુ લેવા મોકલ્યો હુ દોડતો લેવા જતો હતો તેટલામાજ હુ મારી માના સામા અથડાઈ પડ્યો

" ઓહો, ઉજમાળા મારા દિકરા ! આખરે તુ મારા હાથમા આવ્યો ! હવે જો હુ તારી વલે કરૂ છુ ! રાતના કોને ત્યા પડી રહ્યો'તો ? જા, પાજી, ઘેર જઇને છોકરીને રાખ. હુ ઘેર આવુ છુ પછી તને જોઈ લઉં છુ. " મારી માએ ધડાકો કર્યો

" મારાથી એ કામ નહિ બને, કારણ કે મારે પેલી કનકના ધણીને માટે ધાબાજરીઉં લઈ આવવુ છે " મે જવાબ આપ્યો.

" જહાનમા પડી કનક અને સાથે તેનો ધણી ! મારા છોકરાને એ કામ બતાવનાર કોણ ? જા અત્યારે ઘેર જા "

" માફ કરજો, એ મારાથી નહિ બને " મે ભપકામાજ ઉત્તર આપ્યો જવાબમા ધડાધડ પ્રહારો પડવા માડ્યા, પણ હુ હવે જાનુના શરીરથી છેક કટાળી ગયો હતો ગમે તેમ કરીને મે મારા નવા સ્વરૂપથી ચલાવી લેવાનો યત્ન કર્યો હતો, પણ તેમા હુ નિષ્ફળ ગયો હતો એટલે મે એક ટીકડી લેવાનો પાછો વિચાર

ત્યાં પેલીના હાથમાંથી છટકીને હું નાઠો અને ગજવામાંથી ટીકટી કહાડી હું ગળી ગયો આગળ હું અને પાછળ પેલી સ્ત્રી એમ અમે દોડતા હતા એટલામાં તે ગબડી અને પાછળ દોડનાર સ્ત્રી ઝાંખા થઇ ગયા

* * * *

હું એક નાની સરખી ઓરડીમાં બેઠો હતો અને તે આખી ઓરડી હાલતી હોય તેમ જણાતું હતું મારા શરીર ઉપર ભપકાદાર કપડાં જોવામાં આવતાં હતાં કમ્મરે એક લટકી ગયેલી તરવાર પણ લટકતી હતી હું ઓરડામાં ઉઠીને ચાલવા ગયો પણ તરવાર પગમાં આવવાથી હું ગબડી જતાં સહેજમાં બચી ગયો

" આ વખતે સેવક કયા સ્વરૂપમાં છે ? ' મેં મનમાંજ પ્રશ્ન કર્યો ' આ વખતે કોઈ પર ઠાઠ લાગે છે કમ્મરે તરવાર ભપકાદાર કપડાં અને—ઓ તારીની ! હું તો લોર્ડ જેલીકો છું કે કોનો એડમીરલ જૉન ફલાણા ફલાણા છું આ ઝપાટામાં હવે રંગ જામતો જાય છે ! ક્યાં માજીસ્ટ્રેટ, ક્યાં એ મધુરી મેના ક્યાં એ જંગલી જણ, અને ક્યાં આ નવીન ભપકાદાર સ્વરૂપ ! ઠીક છે, જોઇએ કે આમાં શો રંગ જામે છે ! ' આમ હું વિચાર કરૂં છું તેટલામાંજ એક કાળો હુમમવાસી ખલાસી ઓરડીમાં દાખલ થયો આને જોઇનેજ મને થયું કે ઍડમીરલ બડમીરલના આ ઢંગ નહિ હોય પેલો માણસ મારા સામું જોઇને ખીખી હસ્યો હું ગમે તે સ્વરૂપમાં હોઉં પણ કોઇ માણસ મારી મશ્કરી કરે તે તો હું નહિ જ સહન કરી લઉં મેં ભપકામાં હિંદુસ્થાનીમાંજ ઝોકાવ્યું, " બેવકૂફ, ગદ્ધાકી મિસાલ કાયકુ લીગે હસતે હો ! "

જવાબમાં હસવું કાંઇક વધુ ખીલ્યું અને પછી તે માણસ બોલ્યો " ભાણા, વધારેમાં સાર નથી હો ચાંચીયા થવામાં જ મને કાંઇ મઝા પડતી નથી એવામાં જો આ રોફ કરશો તો પરિણામ સારૂં નહિ આવે " આ વાક્યો ચુનંદી હુમમની ખલાસીઓની ભાષામાં બોલાયલાં સાંભળીને હું તો છક્કજ થઇ ગયો હું ચાંચીયો ? હું ભાણો ? અને તે પણ એક ગંદા નાના વહાણમાં અને હુમમના ખલાસીઓની સાથે ! વિચારમાં ને વિચારમાં હું દિલગીર થઇ ગયો અને પેલા માણસને નમ્રતાથી બધું પૂછી લેવાની મને ઇચ્છા થઇ.

## પ્રકરણ ૭ મું

### જેમાં ચાંચીયા તરિકેની મારી ઝળકતી કારકીર્દિનો અંત આવે છે.

" ચાલ ચાલ, આમ આવ, અહિ બેસ " મે સહેજ નમ્રતાથી પેલા માણસને કહ્યુ

" કેમ, છે શુ ? આ વળી કાંઈ નવો ઢોંગ તો નથી ને ? " પેલાએ બેસતા બેસતા કહ્યુ

" જો મારૂ નામ ભાણો છે, ખરૂ ! " મે કહ્યુ

" અને મારૂ નામ જીવો છે વાત તો બહુ લાંબી છે ચાલવાની હો ! " પેલાએ કટાક્ષમા કહ્યુ

" હ, હુ ભાણો છુ અને આ વહાણનો કપતાન છુ—પછી જરા આગળ ચલાવને " હુ બોલ્યો.

" હુ શુ કરવા ચલાઉં ? તે ખાડો ખોદ્યો છે તે તુજ અદર પડને " તે બોલ્યો

જ્યારે માણસને પોતે કોણ છે ત જ ખબર નહિં હોય તે વખતે વાત આગળ ચલાવવી હોય એ સહેલુ નથી તેમ છતા મે અટમટેજ ટપો માર્યો "એ ખાડામા હુ અને તુ બન્ને પડવાના ! "

આ ગોળી આબાદ વાગી "હા ભાણા હા, તેની કાંઈ હવ ના પડાશે ! મૂર્ખા અમે કે તારૂ કહેવુ અમે સાભળ્યુ અને આપણુ પેલુ વહાણુ ખરાબે ચડીને ભાગી ગયુ એટલે તારી શીખામણુ માના અને આ બીજુ વહાણુ ઉડાવીને ચાચીયા થયા તને કયારનો અભખરો હતો કે એક વખત ચાચીયા થવુ પણુ ચાચીયા થયા પછી શુ કરવુ અને વહાણો કેમ લટવા તેનુ તો હવે કાઈ જણાતુ નથી તુ મોટો કપતાન થઈને બેઠો છે અને ભપકાદાર કપડા ચડાવીને બેઠો છે. પણુ યાદ રાખજે કે એમા તુ માર કહાડવાનો નથી બધા માણસો તારા ઉપર ચીડવાઈ રહેલા છે, એમા જો તુ દમ કમવા ગયો તો તને ઉંચકીને દરિયામાજ નાખી દેશે "

" વૉય મારા બાપલા, આ તો વળી કાંઈ નવુ જાગ્યુ ! " મે મનમાજ વિચાર કર્યો "હું જરા પણ દમ કરુ તો મને દરિયામા ફેકી દે ! "

"પણ આમાથી કાંઇ છૂટવાનો રસ્તો ?" જીવાએ પૂછ્યુ.

"હવે તો બીજો રસ્તો શી રીતે નીકળે ? પણ જોઇએ છીએ, આગળ ઉપર દેખ લેયગે !" મે પણ દમમાજ કે કર્યું

"પણ તારો દમ જરા ઓછો કરે તો સારૂ" જીવાએ કહ્યુ

"તેની કોણ ના પાડે છે ! લેને અત્યારથી તરવાર કહાડી નાખુ છુ" આટલુ કહીને પગમા તરવાર નડયા કરતી હતી તે મે કહાડીને ફેંકી દીધી. "પણ પછી ?"

"પછી શુ વળી ! આ વહાણને સીધુ હંકારીને કોઇક ઉજડ ટાપુ આગળ લઇ જઇને ભાગી નાખવુ અને પછી કોઈક આવતી જતી સ્ટીમર ઉપર ચડી બેસવુ."

"જીવા, તુ તારી મરજીમા આવે તેમ વહાણને હંકાર, મારા તરફથી તને છૂટ છે" સેવકને વહાણ સબંધી કશાનો જ ખ્યાલ નહતો એટલે ઠંડે પાણીએ ખસ કહાડવાના વિચારથી મે કહ્યુ

"નારે ભાઈ, એ મારૂ કામ નહિ જરૂર પડે હું રસ્તો બતાવુ, બાકી વહાણ હંકારવાનુ કે ચાચીયાના કપતાન થવાનુ કામ મારૂ નહિ" જીવો બોલ્યો

આ ઉપરથી મે બધા માણસોને એકઠા કરીને એક ભાષણ આપ્યુ વહાણ બાબત બિલકુલ નહિં જાણનાર તરિકે મે તે ભાષણ ઘણુ મારૂ આપ્યુ હતુ, પણ તેથી પેલા માણસોને બહુ અસર થઇ હોય એમ મને લાગ્યુ નહિં

"પણ કોલસાનુ કેમ ?" તેમાનો એક બોલ્યો

"કોલસા ! કોલસાનુ શુ કામ છે ?" પૂછ્યુ

"વહાણ ચલાવવા તુ શુ એમ ધારતો હતો કે મારે ખાવા છે ?" પેલાએ જવાબ આપ્યો એટલે બીજાઓએ અટ્ટહાસ્ય કર્યું

"તે તો હુ જાણુ છુ, એમા હસવાની જરૂર નથી" મે બને તેટલી ગંભીરાઈથી કહ્યુ "પણ મને તેની હમણા જરૂર લાગતી નથી ઝટ સઢ ચડાવીદ્યો એટલે સડસડાટ વહાણ ચાલશે"

"ત્યારે હલેસા મારીને જ ચલાવીએ તો કેમ ?" એક બીજાએ ટહૂકો પૂર્યો એટલે પાછુ હસવાનુ શરૂ થઈ ગયુ

"ઠીક છે, હસવુ હોય તેટલુ હસી લ્યો, પછી હું દરેકને તુતક ઉપર હાથકડી કરીને પૂરીશ ત્યારે જ તમારી અક્કલ ઠેકાણે

આવશે " મને વહાણવટીની ભાષાના બેત્રણ શબ્દ આવડતા હતા તેમા તુતક શબ્દ ઠીક લાગ્યો એટલે તે જ શબ્દ વાપર્યો

" નહિ, ભાણા સાહેબ, કપતાન સાહેબ, તારૂ અપમાન કરવાનો અમારો ઈરાદો નથી " બીજાએ મારા વાસામા આગળી ભોકીને કહ્યુ

" જુઓ, આ કાંઈ છોકરાઓની રમત આપણે રમતા નથી— આપણે ચાચીયા છીએ અને ચાચીયાના કપતાનને તમારે સાધારણ કપતાન કરતા વધુ માન આપવુ જ જોઇએ ખલાસીઓમાથી દરેકે હોશિયાર અને ચાલાક રહેવુ જોઇએ, અને તમારામાથી કેટલાકોએ તો વધારે ચોખ્ખા રહેવાની પણ ખાસ જરૂર છે બે ત્રણ દિવસે હજામતનો પણ જો તમે ધારો ગખ્યો હોય તો ખોટુ નથી " મે ભપકામા જ કહ્યુ

આથી તેમનુ હસવુ એકદમ બધ થઈ ગયુ અને તેમાના એક સૌથી મજબૂત અને સૌથી ગદા માણસે ડોળા કકડાવીને આગળ આવીને કહ્યુ, " તુ મને તો કહેતો નથીને ? "

' ના નહિ જ " મે એકદમ ગભરાઇ ને જવાબ દીધો

"શાહબાશ, માધિયા, શાહબાશ " ત્રણ ચાર જણા બોલી ઉઠયા

મે જાણ્યુ કે હવે અહિં વધુ વાત કરવામા સાર નથી તેથી દમમાં જ મે એક નાનો છોકરો ઉભો હતો તેના માથામા એક ધબ્બો માર્યો અને પછી સીધો હુ પેલી મારી ઓરડીમા ચાલ્યો ગયો ત્યા સારે નસીબે મને પેલા ભાણીયાએ લખેલી ડાયરી મળી આવી જે ઉપરથી મને આ ચાચીયાના ઇતિહાસનો અચ્છો ખ્યાલ આવ્યો ભાણીયો—ખરો ભાણીયો ઘણો હોશિયાર હોવો જોઈએ એમ મને એની ડાયરી વાંચતા જણાયુ પણ બિચારાનુ નસીબ જ વાકુ એટલે ' પ્રથમ ગ્રાસે મક્ષિકા ' જેવુ થઈ ગયુ એ બિચારો જગુના શરીરમા સહેલ કરતો રહ્યો અને દરિયાના જીવનથી તદ્દન અજાણ્યો હુ ચાચીયાનો ઉપરી થઇ ગયો ! હકીકત એવી હતી કે એક ઉજડ જગ્યાએ આ લોકોએ ભાણીયાની સરદારી નીચે બળવો કર્યો અને ઉપરીઓને એ ટાપુ ઉપર જ ઉતારી પાડયા, અને પછી પોતે ચાચીયાપણુ કરવા નીકળ્યા પ્રભુએ એમને પ્રથમથીજ આ પ્રમાણે પ્રૉ. રૂમઝુમલાલના પ્રતાપ નહિ બતાવ્યા હોત અને ખરા ભાણીયાને બદલે આ દીન સેવકને ત્યા ઠોકી બેસાડયો નહિં હોત તો

કદાચ એ લોકો થોડો વખત પણ પોતાનું જીવન વિજયી બનાવી શકત, પણ હવે એવી આશા રાખવીજ ફોકટ હતી આ પ્રમાણે વિચાર કરતો એ ઓરડીમા પડેલી સારી સીગરેટો પીતો પીતો હુ ખુરસી ઉપર બેઠો હતો એવામા મને ઝોકુ આવી ગયુ હશે એમ લાગે છે કારણ કે હુ થોડી વાર પછી આખ ઉઘાડીને જોઉં છુ તો તેજ ખુરશી ઉપર હું મુસ્કેટાટ બધાઈ ગયો હતો લગભગ બધા ખલાસીઓ તે ખુરશી આસપાસ બિભત્સ ગાલિપ્રદાન દેતા ઝનુનમા આવી ગયેલા લાગતા હતા એક થોડુક ભણેલો ખલાસી પેલી ડાયરી ઉશ્કેરાયલા અવાજે વાચતો હતો અને બીજા બધા ખલાસીઓ તે સાભળતા હતા તરત જ મને યાદ આવ્યુ કે મારી પૂરેપૂરી કમબખ્ની આવી લાગી, કારણકે એ ડાયરી ભાણાએ પોતાની ખાનગી રાખેલી અને અદર એવુ લખી મારેલુ કે પેલા ગદા, ઝનુની આધિયાને અને એવાજ બીજા ત્રણ ચારને લાગ જોઈને સમુદ્રમા ફેકી દેવા કે જેથી કરીને ખલાસીઓમા પોતાનો દાબ બરાબર બેસે આ વાતની આમ આ બધાને ખબર પડી ગઈ એટલે સેવકને તે લોકો હાથ જીવતો જવાદે એવુ નભવતુ નહતુ

"ભાઇઓ, મારૂ ગરીબનુ જરા સાભળશો ' ' મે વખત જોઈને દીન બની જઈને કહ્યું, ' હુ ભાણો નથી હુ તો જગુ છુ"

પણ સાભળે કોણ ? "બસ, બધ કર હરામખોર, તારી જીભ, નહિ તો તારી જીભ જ ખેચી કહાડીશ તારૂ પોટલુ કરીને દરિયામા નાખી દઈએ પછી તારે જેટલુ બોલવુ હોય તેટલુ બોલ્યા કરજે " આધિયાએ ભયાનક ઘાટો કહાડયો

"અરે, પણ હુ ભાણો જ નથી—હુ—તો" મે પાછુ બોલવાનુ શરૂ કર્યું

"સાલાના મોમા ડૂચો માર કે મુગો મરે " એકે કહ્યુ

એકદમ મારા મોમા એક ગદો રૂમાલ ખોસી દેવામા આવ્યો. પછી તો મારે મુગા સાભળવુ જ પડયુ મને મારી નાખવા કે નહિ એ બાબત મતફેર હતો કેટલાકો કહેતા હતા કે મને તરત જ મારી નાખવો જ્યારે જીવો એમ કહેતો હતો કે ભાણા જેવા હોશિયાર વહાણવટી બીજો કોઈ નથી એટલે એને હમણા જીવવા દેવો, પણ એકાદ બદરે પહોચ્યા પછી એને ઠેકાણે પાડી નાખવો મત લેવાતા આધિયાની દરખાસ્ત વધુ મતે પસાર થઈ એટલે સેવકને બદરે પહોચતા પહેલા જ સ્વધામ પહોચાડી દેવાનો ઠરાવ મજુર રખાયો

"ઠીક, ત્યારે તમારી બધાની મરજી એમ છે તો આવતી કાલે સવારે એને દરિયામા ડૂબાવી દઈશુ " જીવાએ કહ્યુ "પણ હમણા એને ખુલાસો તો કરવા દ્યો "

વચમા એક રાત બાકી રાખવામા આવી હતી એટલે મને નિરાત હતી, કારણ કે એટલા વખતમા સેવક નહિ છૂટે બીજી ગોળી ગળી જઈને નાશી શકે તેમ હતુ, એટલે મારામા એકદમ હિમત આવી

રૂમાલ મારા મોમાથી કહાડી નાખવામા આવ્યો અને મારો બચાવ હોય તે કહી દેવા એમ જણાવવામા આવ્યુ મે મારી હકીકત બધી કહી, મારા કપાતરોનુ વર્ણન આપ્યુ અને આખરે આ ડાયરી મે નથી લખી પણ ખરા ભાણાએ લખી છે એમ કહ્યું.

"એટલે ' તુ શુ કહેવા માગે છે '" જીવાએ ઉશ્કેરાઈને કહ્યુ

એ બિચારા ભોળા ખલાસીઓ મારી વાત બરાબર માની તો શકતા નહતા, પણ એમને પણ એમ તો લાગ્યુ કે એમા કાઈક ભેદ છે આવી વસ્તુસ્થિતિ જોઈને મે તરત કહ્યુ " મને એક કાગળ આપો અને પેનસીલ પણ આપો એટલે આ ભેદનો તરત નીવેડો આવી જશે " આ ઉપરથી મારા હાથ પણ છૂટા કરવામા આવ્યા અને કાગળ તથા પેનસીલ મને આપવામા આવ્યા મે ડાયરીમા સહીની માફક આધિયાનુ નામ લખ્યુ અને પછી જીવાને કહ્યુ કે એ સહીની નીચે પોતાની સહી કરે જીવા તો આ સાભળીને સડકજ થઈ ગયો

' તુ જાણે છે કે મને મારી સહી કરતા નથી આવડતી " જીવાએ મને કહ્યુ

પણ મારે તો થોડો વખત જ જોઈતો હતો એ વખત મળ્યો કે તરત પેલી ટીકડીમાથી એક મે મોમા મૂકી દીધી અને પછી ઠડે કલેજે હું બોલ્યો " જોયુ, જીવા ' કલીન બાલ્ડ ' આઉટ થઈ ગયો ! "

બધા ખલાસીઓ આ ભેદ શો હશે અને મારી વર્તણુકનો અર્થ શો હશે તે શોધવા માથુ ખજવાળવા મડી પડયા એટલામા જ બહાર ઉભેલા માણસોમા એકદમ ગભરાટ થયો અને એમાથી થોડાક ઉશ્કેરાયલા અદર દોડતા આવ્યા

## પ્રકરણ ૮ મું.

### જેમાં ચાંચીયાની પદવી ઉપરથી હું રજા લઉં છું અને એક મહા પ્રતિભાવાળી જગ્યાએ ગોઠવાઈ જાઉં છું.

ઓરડીમા પણ ઉશ્કેરણી ફેલાઇ રહી "શુ છે? શુ છે?" ની બૂમો પડી રહી 'અરે, હોય શુ બીજુ! લશ્કરી વહાણ આપણી પાછળ પડયુ છે અને થોડા વખતમા આપણને પકડી પાડશે!" ઉશ્કેરાયલા માણસોએ ખુલાસો કર્યો બધા માણસો ગભરાઇ ગયા પણ જીવાએ પોતાનુ મગજ શાત રાખ્યુ તેણે તરત મને કહ્યુ "ભાણા, તુ અમારો કપતાન છે એટલે તુ હવે આમાથી બચવાનો કાઇક માર્ગ શોધી કહાડ"

"કેમ, તમારે તો મને દરિયામા હોમી દેવો'તોને! તમે મને તરત ફેકી નહિ દીધો એ ઠીક કર્યુ ને? આખરે હુ પણ ઉપયોગનો છુ એમ તમને જણાયુ ને?" મારા મનમા નિરાત હતી એટલે મારો લાગ આવ્યો છે જાણી મે કહ્યુ

"ભાઇ, થયુ તે થયુ, હવે વાત કરવાનો વખત નથી અરધા કલાકમા પેલા આપણી ગરદન પકડશે માટે કાક ઉપાય બતાવ" માધિયો બોલ્યો

"ઠીક, ત્યારે જુઓ પહેલા એમ કરો આ ડાયરીને મારે બદલે દરિયામા હોમી દ્યો." અરધા કલાકમા તો હુ બીજી જગ્યાએ હોઇશ એમ હુ જાણતો હતો એટલે મે નિરાતે કહ્યુ

"કેમ તારે પોતાને છટકી જવા માટે કે?" માધિયાએ શક લાવીને કહ્યુ

"આ ડાયરીમા લખેલી બાબાતોથી તમને બધાને જ ફાસીએ ચડવુ પડશે પણ તમારી મરજી નહિ હોય તો નહિ ફેકી દ્યો, મારે હરકત નથી" મે જવાબ આપ્યો

"ભાઇઓ, ભાણો જે કહે છે તે ઠીક કહે છે, તે જ પ્રમાણે કરો" જીવાએ કહ્યુ

"હ, હવે જુઓ, તમારે બધાએ આ પ્રમાણે વાત કહેવાની છે કે એક વહાણ ડૂબી જતુ હતુ તેમાથી તમે હોડીયોમા બેસીને નાશી છૂટયા પછી આ વહાણ તમારે હાથ લાગ્યુ એટલે

તેમા ચડી બેઠા તમારો ઇરાદો હતો કે કોઈ પાસેના બંદરમા જ-ઇને બધી હકીકત કહેવી તમારામાથી કોઇએ પણ આ સિવાય બીજી વાત કહેવી નહિ " હુ બોલ્યો.

" પણ તારૂ કેમ ? આ મોટા સરદાર જેવો પોષાક અને તરવાર વગેરેનુ શુ ? " જીવાએ પૂછ્યુ

" તેનુ તમારે કામ છે ? હુ મારૂ ફોડી લઇશ પણ ચાલો આપણે જોઇએ તો ખરા વખતે એ સાદુ જ વહાણ હોય. " હુ બોલ્યો.

" હા તોપો અને વીજળીની લાઇટ સાથે સાદુ વહાણ હોતુ હશે ? " જીવાએ તિરસ્કારથી કહ્યુ

અમે બધા તુતક ઉપર તે વહાણને જોવા ગયા હુ તો નચિત હૃદયે ગયો થોડીવારમા દરિયો અને વહાણ ઝાખા થઇ ગયા

* * * * *

એક બહુજ નાની વાડીમા વપરાય છે તેવી ખુરશી ઉપર હુ બેઠો હતો અને મારી આસપાસ મોટી ઉમરની છોકરીઓનુ ટોળુ હતુ

" ઓય મારા બાપ ! વળી આ શુ છે ? " હુ બોલી ઉઠયો

" તમે એક ચાનો કપ લેશો ? " એક સુદર યુવતીએ અગ્રેજીમા કહ્યુ

" હે હે હે ! એકને બદલે બે થેક્યુ વેરીમચ " મે સ્મિત કરીને કહેવાનો યત્ન કર્યો પણ એટલામા પેલુ સ્ટુલ—પેલી ખુરશી ઉથલાઇ પડયુ અને હુ પેલી યુવતીના પગને નમસ્કાર કરતો પડયો ચાનુ ચલાણુ માથા ઉપર પડયુ એટલે ચાના શાવર—બાથથી સેવક ન્હાયા

' ગાર્ડનચેર ' હમેશાજ વિચિત્ર હોય છે અને એમા વળી મને હજી દરિયાના ફેર ચડેલા તે પણ ઉતર્યા નહતા, એટલે આ પ્રમાણે થઈ ગયુ હુ જેમ તેમ ભપકામા ઉઠયો અને રૂમાલથી જેટલુ સાફ થાય તેટલુ સાફ કર્યું

" માફ કરજો બાનુ, હવે વૃદ્ધાવસ્થાને લીધે આવી રમકડા જેવી ખુરશી ઉપર ઝાઝો વખત બેસી શકાતુ નથી પણ જરા કોઈ પણ મારી પેલી હેટ લાવશો ! પેલી જાડી બીની બરણી જેવી બૈરીનો તે ઉપર પગબગ આવશે તો બાર વાગી જશે ! " હુ બોલ્યો. બોલતાજ મને મારી ભૂલ્ય સમજાઇ. પેલી બીની

બ્હરણી બીજી કોઇ નહિ પણ મીસીસ આલમાય મહેરવાનજી કરીને એક પૈસાદાર ઘરડી પારસી બાનુ હતી અને તેજ પારસી બાનુએ આ ગાર્ડનપાર્ટી મશહૂર પ્રોફેસર ડી. ડી. શાહ ( હમણા સેવક પોતે ) એમ એસ સી પી એચ ડી વગેરે વગેરેના માનમા આપી હતી મારી આ ટીકાથી મીસીસ મહેરવાનજીનુ મો ગુસ્સાથી લાલચોળ થઈ ગયુ આસપાસ ઉભેલી યુવતીઓમા પણ આશ્ચર્ય અને નાખુશીની લાગણી ફેલાઇ રહ્યા

અરે, તારૂ ખચ્ચર જાય રે તારૂ કપાતરતી કપની અને પ્રો. રૂમઝુમલાલ તમારૂ પણ ! જરા આગળથી ખબર પાડતા જાય શુ તમારૂ કે હવે આ વેષ ભજવવાનો છે ! દરેક ટીકડી ઉપર ખાસ્સા લેબલ લગાવી દીધા હોત તો નવા વેષને માટે જરા તો તૈયાર થઇ રહેવાત પણ હશે, જે થયુ તે થયુ હવે તો બાજી સુધારી લેવી

" અ માફ કરજો—એકસક્યુઝ મી માદામ મારી તબિયત અચાનક બિગરી આવલી છે " ( હુ કહી જાતનો છુ વગેરેની કશીજ ખબર નહિ હોય સા ટટુ આલેજ કેમ ' ) " હે, આપણે શી વાત કરતા હતા ? " મે અદ્દર ઝોટાવ્યુ

' તમે પેલુ સરજન જૂનુ ઉખ્યાણુ— કોઇ બોલ્યુ

" હા, હા હા, જુઓ ગુજરાતીમાજ હુ એક ઉખ્ખાણુ કહુ વાટો ચુકો બાવળીઓ ઉપર બેઠો હાઉ, મારૂ ઉખ્યાણુ કહિ દહે તેનુ નાક કરડી ખાઉ " સેવકે યુનિવરસિટિ માથે મહાત્માજીના ફરમાન અગાઉ પણ અસહકારજ કરેલો તેમા નામાંકિત પ્રોફેસરનો વેષ તો કેવીજ રીતે ભજવી શકે ? એટલે આપણે તો વગર વિચાર્યુ ફેંકી માર્યુ આસપાસ ઉભેલા તો દંડાજ થઇ ગયા અને મારા મો સામે જોવા લાગ્યા પણ એમ હુ કયા પાછો હઠી જાઉ તેમ હતો ' " એ નહિ પસદ પડે તો બીજુ ઉખ્યાણુમા હુ કોઇથી ઉતરૂ તમ નથી સાભળો એક બાનુએ કહ્યુ કે તેનો બાપ તે મારો બાપ હતો, તેની મા તે મારી મા થતી હતી અને તેનો મામો તે મારો મામો થતો હતો, છતા પણ તે મારી બહેન ન હતી બોલો તે બાનુ શુ બોલતી હતી ? "

" તમે ' Riddle of spinx ' વિષે વિવેચન કરતા હતા, ઉખ્યાણા વિષે નહિ " એક કદરૂપી, જાડી સ્ત્રીએ કહ્યુ

"તેના કરતા આમા વધારે રસ પડે છે" એક સુંદર યુવતી-એ પોતાના સ્મિતથી વાતાવરણને હાસ્યમય કરતા કહ્યુ "પણ પ્રોફેસર, તેમને માબાપ એકજ હતા એટલે એ બહેન જ હોવી જોઇએ" તેણે મને કહ્યુ

"હા, પણ તે પોતે ના પાડે છે ને!" મે જરા હસીને કહ્યુ

અરધો ડઝન સૌંદર્યવતી યુવતીઓએ આગળ આવીને વિચાર કરવા માડયો અને મને આ ભેદ વિષે અનેક પ્રશ્નો પૂછવા માંડયા

મે આ ઉખાણુ પૂછ્યુ તેથી મને બહુ આનદ થયો, કારણ કે એક તો મને એથી મારી સ્થિતિનો વિચાર કરવાનો વખત મળ્યો અને બીજુ તો એ કે કેટલીક કદરૂપી બૈરીઓ મારી આસપાસ વીંટળાઈ વળી હતી તે બધી ગુસ્સામા ત્યાથી ચાલી ગઈ, અને માત્ર યુવાન, સુંદર, બટકબોલી યુવતીઓનુ વૃંદજ મારી આસપાસ રહ્યુ હું કોણ છુ તે પણ જાણુ નહિ તો મારે કેવી રીતે વર્ત્તન રાખવુ ' ચીડવાઈને મે તો યત્ન જ કરવો છોડી દીધો જેટલો આનદ થાય તેટલો કરવો, પછી થવાનુ હોય તે થાય અને જેમને પસદ નહિ પડે તે ભલે કુવામા પડે એવા ઠરાવ ઉપર હુ આવી ગયો

"ચાલો હવે વાર થાય છે, તમારે શોધી કહાડવુજ જોઇએ પેલી સ્ત્રી શુ બોલતી હતી ?" મે પાછુ પૂછ્યુ

"નહિજી, પ્રોફેસર શાહ, અમુને કાંઈબી ખબર પડતી નથી" કાઇક હીહી–હાહા કરતી પાચ છ પોરી બોલી ઉઠી.

પહેલા તો મને વિચાર આવ્યો કે કહી દેવુ કે 'પેલી સ્ત્રી જૂઠુ બોલતી હતી' પણ પાછળથી મને વિચાર થયો કે એ બહુ ઠીક નહિ લાગે તેથી મે કહ્યુ "નહિ, નહિ, એમ નહિ ચાલે, તમે કોલેજમા ભણો અને એટલુ નહિ આવડે!" હુ બોલ્યો "હુ તમને એક અઠવાડીયાનો વખત આપુ છુ"

"એમ કે પ્રોફેસર!" એક ઘણીજ કદરૂપી, વિકાળ ચહેરા-ની ઠીંગણી બૈરીએ કટાક્ષમા કહ્યુ અને મે તેના ચહેરા સામુ જોયુ એટલે કાળી નાગણ ફૂફાડો મારે તેમ તેણે ફૂફાડો માર્યો આસપાસ ઉભેલી સ્ત્રીઓ તેને બહુ માન આપતી હતી એટલે તે પણ કોઈ મોટી આબરૂદાર સ્ત્રી હશે એમ મે ધારી લીધુ અને મને કહ્યુ. "તમને હું એ અઠવાડીયા આપુ છુ"

"નાહક મુર્ખા બનો છો મુર્ખા!" પેલીએ ગર્જના કરી

" નહિ, નહિ, મીસીસ શાહ ! એમ શું બોલો છો ?" રસમા ભંગ પડયો જાણી એક યુવતીએ કહ્યું,

" ઓયરે ! આ મારી બૈરી ! એ મારી કે હું એનો ? આ વખતે તો રૂમઝુમલાલે મને ન્યાલ કરી દીધો ! જો સાવચેતીથી કામ નહિ લીધુ તો આ વખતે પૂરેપૂરા ભોગ જ મળ્યા છે ! " મારા મનમા વિચાર થયા

" હા હા હા હા ! એ તો જરા મશ્કરી, માઈ ડીયર ! " મે હસવાનો યત્ન કરીને કહ્યું

" હા, બહુ થોડી મશ્કરી ! " પેલી કટાક્ષથી બોલી- " મીસીસ મહેરવાનજી તમને છોકરાઓને ઈનામ આપવાને બોલાવે છે "

" કુવામા પડે તારી મીસીસ મહેરવાનજી અને સાથે તું પણ " આમ બબડતો હું એની સાથે જવા તયાર થયો, પણ હૃદયમા કાંઈ કાંઈ વિચાર આવવા લાગ્યા મે જ્યારે વહાણ ઉપર ટીકડી ગળી ત્યારે મને એમજ થયેલુ કે ખરો ભાણીયોજ પાછો પોતાની અસલ જગ્યાએ આવી જશે અને પોતાનું કરેલુ ફોડી લેશે, પણ અત્યારે જ્યારે મે વિચાર કર્યો ત્યારેજ જણાયુ કે ભાણીયો તો જગુ બની ગયો છે અને આ બિચારો વૃદ્ધ આબરૂદાર વિદ્વાન પ્રોફેસર શાહ પોતાની આવી વ્હાલસોયી, જાડી બફાણા જેવી બૈરીને મારી પનારે છોડીને ચાચિયાનો કપતાન બની ગયો હશે ! મને ઘણું દુ ખ થયુ પણ મીસીસ શાહે મને ઘણો વખત આપ્યો નહિ મારો હાથ પકડીને વાડીના એક ખુણા આગળ તે મને લઈ ગઇ ત્યા લોકોનું એક ટોળુ એકઠુ થયુ હતુ " આખરે તમે પ્રોફેસરને પકડી આવ્યા ખરા પ્રોફેસર, તમે પણ ઠીક નાસતા ફરતા હતા ! " પેલી બિચારી મીસીસ મહેરવાનજી હજી પોતાનું અપમાન ભુલી શકી ન હતી તેમ છતા હસતુ મો રાખીને તેણે મને કહ્યું

" હી હી હી હી ! પેલી યુવતીઓ મને આવવા દેતી નહતી. મારા જેવા ઘરડા ઠુવડની કંપનીમા તેમને શી ગમત આવતી હશે તે તો પ્રભુ જાણે ! પણ જ્યારે હું જુવાન હતો ત્યારે આ પ્રમાણે ઘરડા ઠુવડોની સોબત મને કોઇ પણ પ્રકારે પસદ પડતી નહતી." હું બોલ્યો પણ તરતજ મે મારી ભુલ જોઇ. લોકોના ટોળામાથી કૉલેજના જુવાન છોકરા છોકરીઓએ આકાશ ફાડી નાખે તેવો

ખુશાલીનો પોકાર કર્યો "Bravo Professor! The old dog has got life in him yet!" ના અવાજે આનંદથી ઉભરાતા યુવકવર્ગના હૈયામાથી નીકળી પડયા. પણ જે સ્ત્રીપુરુષો 'ઘરડા ઘુવડ' ની યાદીમા આવી શકે તેવા હતા તેઓની ભયંકર શાતિથી હુ ઢીલો થઇ ગયો.

"પ્રોફેસર, તમે ભીક છો—માદા છો" મીસીસ શાહે મોટા ડુંગર બળી જાય તેવી જ્વલંત જ્વાળાથી છલકાતી આખે કહ્યું.

"માઈ ડીઅરેસ્ટ—મારી વહાલી, હુ માદો છેઉ પણ આનંદ-ની બિમારીથી માદો છેઉ, હા હા હા હા!" મારૂ મગજ હવે કામ કરી શકે તેવી સ્થિતિમા હતુ નહિ તેથી જે પહેલુ મગજમા આવે તેજ હુ બોલ્યો જતો હતો.

"પણ હવે તમે શરૂ કરો હુ બરાબર સમજી." હુ વધારે બોલીશ એમ ધારીને મીસીસ શાહે કહ્યું.

"હા, ડીયર હા, આપણી ખોટી નથી, આપણે તો સદાના તૈયારજ છીએ બોલો, શુ કરવાનુ છે? કાઇ રમત રમવાની છે? 'બાઇ બાઈ ચારણી' રમશુ? કે 'છાપો દાવ'? 'ડાહી ઘોડો' રમીએ? મીસીસ મહેરવાનજી ડાહી થાય અને આ 'નાજુક નમણી' નવેલી નાર—મીસીસ શાહ—મારા પરણેતર ઘોડો થાય." હું બોલ્યો.

મોટાઓ બધા શાત રહ્યા પણ જુવાનીયાઓએ હર્ષથી આખી વાડી ગજાવી મૂકી "બુઢ્ઢો ખીલ્યો છે તો ખરો પણ ઘેર હાડકા રગાઇ જવાના છે" એક ચવિત્રા પારસીએ કહ્યું એટલે હસાહસ વધી.

"ગામડાની શાળાના છોકરાઓને ઇનામ આપવાના છે, બીજુ કાઇ નથી" મીસીસ મહેરવાનજીએ દાંત પીસીને કહ્યું.

'વાહ, તેમા સુ થઇ ગીયુ ઉસ્મે કયા બડી બાત હય' લાંવો છોકરાઓને અહિં એથીય સંતોષ નહિ થતો હોય તો તમુને બધાને પણ ઇનામ આપીસ, એમા સુ! આખરે ઇનામમા તો આ 'સોનેરી શિખામણો' અને 'લેખા' જેવી પૈસા પૈસાની ચોપડી-ઓ જ આપવાની છે ને?" યુવતીઓના મુખ ઉપર અવર્ણનીય હાસ્ય છવાઈ રહ્યુ. મીસીસ શાહે તો વણાય ડોળા ઘુરકાવ્યા અને મીસીસ મહેરવાનજીએ ઘણાય દાત પીસ્યા પણ આપણે એમની તરફ જોઇએ જ શું કરવા?

આખરે જેમ તેમ ઇનામનો મેળાવડો ખલાસો થયો.

---

## પ્રકરણ ૯.

### જેમાં હું આરામ લઉં છું અને વસ્તુસ્થિતિનો વિચાર કરૂં છું

બિજેજ દિવસે મારે કૉલેજમા લેક્ચર આપવાનુ હતુ એટલે આ સર્વ ઉપાધિ છોડીને હુમસ પલાયન કરી જવાનો વિચાર થયો અલબત્ત, હુ ધારત તો બીજી ટીકડી લઇને વય બદલી શકત પણ મારો ટીકડીનો જથ્થો ખૂટવા આવ્યો હતો અને બીજા વયમા પણ સુખ મળશેજ એવી આશા રાખી શકાતી ન હતી, એટલે જે છે તેને જ ગમે તે પ્રકારે ટકાવી રાખવાના વિચારને જ હુ વળગી રહ્યો

અમે પાર્ટીમાથી છૂટા પડીને—હુ અને મીસીસ શાહ—ઘેર જવાને અમારી ગાડીમા બેઠા એટલે જ મને આ સર્વ જજાળ ઉપર તિરસ્કાર આવ્યો અને હુમસમા શાત જીવન થોડોક વખત તો મળવુ જ એ વિચાર સૂઝયો બિચારી મીસીસ શાહનુ મન ઘણુજ ખાટુ થઈ ગયુ હતુ એટલે હુ પસાર થઇ જાઉ તે પહેલા એને લગાર ખુશ કરૂ એવા વિચારથી મે સહેજ વાતચિતનો યત્ન કરવા માડયો

"કેમ ડીયર, આજે કેવી બજાવી ?" મે હસીને પૂછ્યુ

"વાહ, બહુ સારી બજાવી ! તમારી જાતને ખરેખરા મુર્ખામા ખપાવી ! આવી ગધેડાઇ તમે કોઈ દિવસ નહોતી કરી" મીસીસ શાહનો પિત્તો ઉકળ્યો

"જરા તામડી ગરમ થઇ આવેલી, બીજુ કાઇ નહિ" હુ બોલ્યો "પેલી સેતાનની જણીએ ગરમાગરમ ચા મારા માથા ઉપર ઢોળી ત્યારથી જ મારૂ ટપાલ ગરમ થઇ ગીયેલુ"

"અરે અરે, આજે તમને શુ થયુ છે ? પ્રો શાહની ભાષા આવી થઈ ગઇ ! જો આવી ને આવી વર્તણુક રાખશો તો વરદે ઘડપણ નોકરી પણ ખોઈ બેસશો મીસીસ મહેરવાનજીને ગુસ્સે કર્યા તો આ ગામમા તમારાથી રહેવાવાનુ નથી એટલુ યાદ રાખજો" મીસીસ ગરમ થઇને બોલ્યા

"જહાનમમા જાય મીસીસ મહેરવાનજી" મારો મિજાસ છટકયો એટલે હુ બોલ્યો

" અરે આ તમે બોલો છો શુ ? " મીસીસ મારી ભાષાની ઉગ્રતાથી ગભરાઇને બોલ્યા

" તમે સાભળતા નથી, ડીયર ? બહેરા છો ? " હુ લહેકો કરીને બોલ્યો

" તમે ગાડા જ થઈ ગયા લાગો છો ! ' હવે મીસીસ ખરેખર ગભરાયા

" ના રે, ગાડાય શેના ને બાડાય શેના ! એ તો સહેજ કાતરીયુ ભાડે આપેલુ છે, જરા સ્ટ્રાગ સિગાર પી લઇશને એટલે ઠેકાણે આવી જશે પેલા ઘરડા કુકરને કહો કે કોઈ તબાકુવાળાની દુકાને ગાડી લે " હુ બોલ્યો

" કોણુ ? કોને કહુ ? " મીસીસે ચીસ પાડી

" પેલો આપણો ખટારો હાકે છે અને દુકાળીયા અને ખીમાકાતરનુ મિશ્રણુ છે તેને " મે જવાબ આપ્યો

" બિચારો રાવજી ! આપણે ત્યા આડત્રીસ વર્ષથી નોકર છે ત્યારે આજે આ પ્રમાણે તેની કદર થાય છે ! " ધણીયાણીએ નિશ્વાસ મકયો

' મારે કાઈ એની સામે વાધો નથી, પણ કોઈ વખતે ગાડી હાકતા હાકતાજ એ મરી જશે " મે કહ્યુ

" તમે દારૂ જ પીધો લાગે છે ! પેલી હરામખોર દુકતીઓએ તમને પાયો હશે " પેલીએ કહ્યુ

" હા હા હા હા ! હરામખોર દુકતીઓ ! ગોરા ગુલાબી ગાલ પર બુલબુલ મરી મરી જાય છે, હા હા હા ! " મને પેલીએ ગાડો થઇ ગયેલો ધાર્યો એટલે મે તેનો શક દ્રઢ કરવાના ઇરાદાથી બેગ્વીમા ગાયન લલકાર્યું અને પછી આ પીડામાથી પતવાને માટે ચાલતી ગાડીએ જ નીચે ઉતરી પડતા પડતા મે કહ્યુ " તમે તમારે ઘેર જાઓ હુ હમણા જરા લટાર મારીને આવી પહોચ્યુ છુ "

નીચે ઉતરતા હુ ગબડયો પણુ જમીન ઉપરથી તરત ઉઠીને મે એક તબાકુવાળાની દુકાન શોધી કહાડી ત્યાથી મે સિગાર, સિગરેટો અને પાઇપનો તબાકુ વગેરેનો સારો જેવો જથ્થો લઇને આગળ ચાલવા માંડયુ રસ્તામા અનેક માણુસોએ મને નીચા વળીને સલામ કરી મે મો એવી રીતનુ રાખ્યુ હતું કે

સામા મનુષ્યોને એક પ્રકારનુ સ્મિત જ જણાય આ ઉપાયથી મારૂ ગાડુ સરસ ગબડયુ

આપણે સીધા અમદાવાદના સ્ટેશને જ ગયા અને ત્યાથી સુરતની ટીકીટ લઇને ટ્રેનને માટે રાહ જોવા માડી. ટ્રેન આવી પહોચી એક કપાર્ટમેન્ટમા માત્ર એક સદ્‌ગૃહસ્થ અને એક યુવાન સ્ત્રી હતા એટલે એમાજ બેસવાની ધારણા કરી પેલી યુવતી બારણાને અઢેલીને પ્લૅટફૉર્મ ઉપર દ્રષ્ટિ ફેરવતી હતી તેને મે વિનયથી કહ્યુ, " બાઈ, જરા બારણુ ઉઘાડવા દેશો ? "

" કેમ ડોસા, આ ડબામા બેસવુ છે ? " પેલીએ પૂછ્યુ. આવો વિચિત્ર ઉત્તર સાભળીને હુ જરા કચવાયો. પેલીએ બારણુ ઉઘાડયુ એટલે હુ અદર જઇને બેઠો. મારી સામા પેલી સ્ત્રીએ ટગર ટગર જોયા કર્યુ અને પછી બોલી, " ઓય ભપકો ! મસાણમા જવાની તૈયારી છે પણ ભપકો છોડતો નથી—ઘરડી ઘોડી ને લાલ લગામ ! " ગરીબ ચાકરવર્ગ બોલે તેવી કર્કશ ભાષામા આ જાતનુ વાકય આવી સુદર, પૈસાદાર સ્ત્રીના મુખમાથી નીકળેલુ જોઇને હું તો પહેલા સ્તબ્ધજ થઈ ગયો પછી મે ઠપકારૂપે કાઈક કહેવાનુ ધાર્યું પણ મને મનમાજ કાઇક ગુચવાડો લાગ્યો એટલામા પેલી બોલી, " કેમ, બુઠ્ઠા, ગભરાઇ કેમ ગીયા ? આ મારો બાપ છે કની તે મને ઇસ્કોલમા મૂકવા માગે છે પણ મારે જવુ છે નથી એ તો મને મેના કહીનેજ બોલાવે છે હુ બધુય જાણુ છુ, પણ ખાવા પીવાની મોજ છે એટલે બોલુ શુ કરવા ? "

આ શબ્દો સાભળતાજ મને ભાન આવ્યુ " કોણ અલ્યા જગુ કે ? " મે પેલા વૃદ્ધ ગૃહસ્થની સામા જોયુ તો જણાયુ કે એ તો શ્રી દરજ છે અને આ મેનાના રૂપમા જગુજ છે

" અલ્યા બુઠ્ઠા, તે મને શી રીતે ઓળખ્યો ? " પેલી સ્ત્રીએ આશ્ચર્યથી પૂછ્યુ. " પણ તુ કોઇને કહી તો દેશે નહિ ને ? "

" ના, તુ સીધો ચાલીશ તો નહિ કહુ " હુ બોલ્યો. ખરો જગુ આ સાભળીને જરા ટાઢો થઇ ગયો અને ચુપ રહ્યો પણ મને એમ લાગ્યુ કે આ દરૂ જો એમની ઉઘમાથી જાગી ઉઠયા અને જો મને તેમણે ઓળખ્યો તો જબરી પચાતી ઉભી થવાની આથી વડોદરાને સ્ટેશને હુ તો ઉતરી જ પડયો અને બે કલાક પછી બીજી ટ્રેન આવી તેમા હું બેઠો ગાડી ચાલવાનો

વખત થયો એટલે તરત બારણું ઉઘડયું અને પેલી મેના—ખરો જગુ અંદર દાખલ થઈ ગઇ. હું તો એને જોઇને તપી જ ગયો "અલ્યા જગુ, તું કેમ અહિં આવ્યો ?"

"પેલા બુઢ્ઢાને ઉંઘતો જ રહેવા દઇને હું પણ ઉતરી પડેલો. આપણે બે ડુમસમાં લહેર કરીશું" પેલી મેનાએ નિરાંતે જવાબ આપ્યો

"શું ધૂળ લહેર ઉડાવે ! હું તો પરણેલો છું, મારી બૈરી તારા જેવી બૈરીને ઘરમાં પણ પેસવા દે કે ?" હું આ બલાને પતાવવા બોલ્યો

"પણ આપણે કયાં અમદાવાદ જઇએ છીએ ? આપણે તો ડુમસ જઇએ છીએ ના !" જગુ બોલ્યો

"પણ મારે તો ડુમસમાં પણ એક છે" મેં કહ્યું

"હોય તો ભલે રહી તમે તમારે કહેજો ને કે હું તમારી છોકરી છું—બહેન છું—મા છું—ગમે તે ઠોકજો ને" મેનાએ ઠંડે પેટે જવાબ આપ્યો

"અરે મેના—જગુ, તું સમજતો જ નથી હું નામાંકિત પ્રોફેસર છું અને મારે મારી આબરૂ સાચવવાની છે તારા જેવા સાથે ફરૂં તો મારી આબરૂ ઉપર તો પાણી ફરી વળે" મેં કહ્યું.

"ફરી વળે તો છો ફરી વળતું—મારે તેની શી દરકાર છે ?" જગુ બોલ્યો.

"તારે નથી પણ મારે છે ને જો જગુ, તને એક ભિખારીના છોકરામાંથી શેઠની છોકરીમાં ફેરવી નાખનાર માણસ હું જ છું એટલે જો મારૂં કહ્યું નહિં માને તો હું તને પાછો જગુ બનાવી દઇશ તને જે સ્કુલે તારા બાપ મૂકવાના છે તે સ્કુલ કાંઇ તું જગુ તરિકે ભણતો હતો તેવી નથી. તેમાં માસ્તરો નેતરના ઝપાટા લગાવતા નથી ત્યાં પણ તારે મઝાજ મારવાની છે." મેં હવે દમ ફર્યો

"એમ જો હોય તો હું સીધો ચાલ્યો જઇશ, તમારી સાથે નહિં આવું" ખરો જગુ ઢીલો પડી ગયો અને બોલ્યો.

એટલામાં ત્રણ ચાર મરદો અમારા ડબામાં એક સ્ટેશનથી આવ્યા. દુર્ભાગ્યે એમાંના બે ત્રણ ખરા પ્રો શાહને ઓળખતા હતા એટલે તેમણે મારી સાથે વાત કરવા માંડી અને એક મરદ મેનાને ઓળખતો હતો તેણે મેનાને સાહેબજી કરી તરતજ મેનાએ ઘાંટો પાડીને કહ્યું.

" સાહેબજી, ભાઇ સાહેબજી, જુવાન પોટ્ટી જોઈ કે ભાઇ લટુજ બની જતા જણાય છે ! " આ સાભળીને અમે બધા એકેકના સામુ જોવા લાગ્યા પેલા મિત્રને આથી ચટકો લાગ્યો એટલે તેણે ફરીથી પૂછ્યુ, ' મીસ મેના, તમે એકલાજ છો ? "

" ના બાપુ ના, અમારા બુઢ્ઢા બાપા સાથે હતા પણ એ ઢાંખરાને હાથતાળી આપીને મે આ ડોમાને પકડયો છે આ ડોમો મો ઉપરથી જણાય છે તેટલો ભલો નથી મહા કાફરની વસ્તી છે એને એક બૈરી અમદાવાદમા છે અને બીજી ડુમસમા છે આવો મેનાનો ધડાકો સાભળીને ડબામા બેઠેલ બધાજ ઠંડા થઈ ગયા. મને ઓળખનાર માણસો મારી સામા ડોળા ઘુરકાવીને જોવા લાગ્યા મેનાનો મિત્ર પણ શાત પડી ગયો અને બીજેજ સ્ટેશને એ લોકો ઉતરીને બીજા ડબામા બેઠા

સુરતથી હુ મીસ મેનાથી છૂટો પડયો લાગલો ટાગો કરીને ડુમસ ઉપડી ગયો અને ત્યા સેનેટોરિયમમા મે આશરો લીધો

## પ્રકરણ ૧૦.

### જેમાં સેવકની કીર્તિને કલંક લાગે છે અને પરિણામે પોતે પોબારા ગણે છે

બે ત્રણ દિવસ થઈ ગયા મારી વિશ્રાંતિમા ભગ પાડનાર કોઈ મળ્યુ નહિ અને મારા હૃદયમા અપૂર્વ શાતિ પ્રસરી રહી પણ એવામા મારા હાથમા એક વર્તમાનપત્ર આવ્યુ ઘેર જઈને વાચતા જ મારી શાતિ દૂર થઈ ગઈ વર્તમાનપત્રમા મોટા મોટા અક્ષરે નીચે પ્રમાણે લખેલુ હતુ —

**જાણીતા વિદ્વાન પ્રોફેસરની ભેદભરી વર્ત્તણુક !**

**ખાનદાન કુટુંબની કુમારિકા સાથે નાસભાગ ! !**

**કોર્ટે જનાર વરઘોડો ! ! !**

થઇ ચૂક્યુ ! કોર્ટમા માજીસ્ટ્રેટની આબરૂ કહાડી અને વળી આ પ્રોફેસરની પંચાતી ઉભી થઈ મેનાને લઇને હુ પ્રો શાહ નાસી ગયો ! મી દફ, ટ્રેનમા મળેલા મિત્રો વગેરે મારી સામેના શાક્ષીઓ ! મીસીસ શાહનો જવાલામુખી એકદમ ફાટયો ! ગરીબ બિચારા પ્રોફેસર શાહની આબરૂનુ નામનિશાન પણ આ જગતમા રહ્યુ નહિ !

પરંતુ વર્તમાનપત્રોમા તેમ છતા એમ આશા બતાવવામા આવી હતી કે ગાર્ડન પાર્ટીમાની પ્રોફેસર શાહની વર્તણૂકથી એમ જણાય છે કે આ બધા કાર્યોમા એમની દુષ્ટતા નથી પણ ઉન્મા-દાવસ્થાના ખુલ્લા ચિહ્ન જણાય છે !

મે તરતજ મારૂ મગજ શાંત કરવા સમુદ્રનો રસ્તો લીધો અને ત્યા ખૂબ ન્હાયો બિચારા વૃદ્ધ પ્રોફેસરના ઘરડા અગમા તેથી ઉલટી શરદી થઈ ગઈ ન્હાયા પછી એક ટેકરા ઉપર બેસીને મે બીડીઓ ફૂકતા ફૂંકતા આ નવી ઉભી થયેલી સ્થિતિને પહોચી વળવાના વિચાર કર્યા ત્યાથી ઉતરીને હુ સીધો પોસ્ટ ઓફિસમા ગયો અને ત્યાથી એક મીસીસ શાહને અને બીજો કૉલેજના પ્રિન્સીપાલને એમ બે તાર કર્યા

' વર્તમાનપત્રો હમણાજ જોયા છે મારી તબિયતને લઈને હુ અહિ છુ સઘળી બીના ખોટી છે કાગળ લખુ છુ

શાહ. ”

આ સિવાય મુબઇના પત્રોને પણ કડક તારો કર્યા મી. દરૂને પણ એક લખી નાખ્યો અને પછી બધાને ખુલાસાના પત્રો પણ લખી નાખ્યા.

થોડીવારમા પ્રિન્સીપાલ તરફથી જવાબ આવ્યો “ચિંતા દૂર થઈ છે. તમે જલદી આવી શકશો ? ” આના જવાબમા મેં તરતજ લખી નાખ્યુ કે ' બિછાનામા છુ એટલે લાચાર ”

પછી મે ત્યાના એક ડૉકટરને ઢોંગ પૂરો ઉતારવાને બોલાવ્યો. છાતીમા દુ ખે છે, પાસળીમા દરદ થાય છે કાકડા સૂઝયા છે, પગ કળે છે એવુ એવુ મે એને કહ્યુ એટલે એણે પ્રિસ્ક્રીપશન લખી આપ્યુ હુ નિરાંતે બે એક વાચવાની ચોપડીઓ લઈને મારે માથે આવી પડેલી વિપત્તિ સાહિત્યના સમાગમમા ભૂલી ગયો થોડા વખત પછી મી દરૂ પણ મારી મુલાકાત લઈ ગયા તેમને જે હકીકત બની હતી તેમાથી ફાવે તેટલી મે કહી એટલે તે પણ સંતોષ પામીને પોતાની મોથેરી બેનાને શોધવા ઉપડી ગયા. પણ જ્યારે ખુદ મીસીસ શાહ—મારા ધર્મપત્ની આવી પહોચ્યા ત્યારે પચાતી વધી પડી. એમની આખમાથી જે જ્વાલા નીકળતી હતી તેની આગળ વિસુવિયસનો લાવા પણ શાત જ ગણાય તેમનો પહેલો સવાલજ આ હતો, “ કેમ, આ ઢોંગ ક્યારે છોડવો છે ? ”

" પણ ડીયર, મને હમણા શા શા રોગ થયા છે તેનુ પણ તમને ભાન છે ? મને હમણા ન્યુમોનિયા, પેરાટાઇફૉઇડ અને ટયુબરકયુલોસિસ લીગના ચિહ્ન ખુલા જણાય છે બાનગી કેટલા રોગના ચિહ્ન હશે અને ભવિષ્યમા નવુ શુ થશે તે તો ભલો ભગવાન જ જાણે ! " મે જવાબ આપ્યો

" ગમે તેમ હોય પણ તમારે મારી સાથે અમદાવાદ આવીને આ વાતનો ખુલાસો કરવો પડશે. તમે આ પ્રમાણે એકદમ ચાલ્યા આવ્યા એટલે ત્યા તો કેવી કેવી વાતો ચાલી રહી છે " પેલીએ કહ્યુ

' તો ચાલવા દો હમણા લડાઇ પૂરી થઇ છે એટલે લોકોને કાંઈ વાત કરવાનુ તો જોઇએજને ? " મે જવાબ આપ્યો

" તમે કેમ આમ છેક બદલાઇ ગયા છો અને તે પણ આ ઉમ્મરે ! તમને દારૂની બદી તો લાગી નથી ને ? " પેલીએ પૂછ્યુ

" સાચુ કહુ ? દારૂની નહિ પણ પનાની " મે કહ્યુ.

" શુ ! પત્તા ! એટલે ? '

" એટલે શુ ! પત્તાનો જુગાર. " મે કહ્યુ

" અદર પૈસા ગુમાવ્યા ?" મીસીસ શાહે પૂછ્યુ

" પૈસા ગૂમાવ્યા એટલુજ નહિ પણ સામાવાળાઓને અતરના હુ પકડાયો " હુ બોલ્યો

" મને કાંઈ સમજણ પડતી નથી " પેલીએ કહ્યુ

' થયુ એમ કે મારા હાથમા ચાર એક્કા આવ્યા તેજ વખતે સામાવાળાના હાથમા પણ બે એક્કા આવ્યા " હુ બોલ્યો

" આટલાથી ગભરાઇને તમે આ ગોટાળો કર્યો ? "

" હા, ડીયર " મે જવાબ દીધો

" હશે ગમે તેમ હોય, તમારે મારી સાથે અમદાવાદ આવવાનુ છે " પેલી બોલી

" મારાથી નહિ અવાય " હુ દ્રઢતાથી બોલ્યો

" તે તો હુ જોઇ લેઈશ " પેલીએ પણ નિશ્ચયપૂર્વકજ કહ્યુ

આખરે મારી ઇચ્છાવિરૂદ્ધ હુ ટાગામા બેસીને મીસીસ શાહની સાથે સુરત આવ્યો અને સ્ટેશને પહોચ્યો સ્ટેશને મુબઈ જવાની ગાડી ઉભી હતી અને ચાલવાની તૈયારીમાજ હતી એટલે મને એક યુક્તિ સુઝી આવી મીસીસ શાહ મજૂરોની સાથે સામે પ્લૅટ-ફૉર્મ ઉપર પહોચ્યા હતા એ તકનો લાભ લઇને તું છાનામાના પેલી

ટ્રેનમા ચડી બેઠો ટ્રેન તરત ઉપડી અને સેવક મીસીસ શાહથી પાછો છુટો પડીને મુંબઇ ભણી ઉપડયા

ટ્રેનમા સુરતના ઝવેરીઓ હતા એમની સાથે વાતોના ગપાટા અને દેશી તેમજ ' કેચી ' છાપની સિગારેટોના ઝપાટા મારવામા હુ એક વિદ્વાન, વૃદ્ધ પ્રોફેસર છુ એ વાતજ હુ ભૂલી ગયો હતો, અને એમની સાથે પત્તા રમવામા અને મસ્તીતોફાનમા મે બહુ ઉમંગથી ભાગ લીધો ડબામા હુ ' રંગીલા કાકા ' તરીકે જાણીતો થઇ ગયો માર્ગમા ' ધીમા ધીમા ચાલોને મારા પ્રાણ રે ' અને ' મૂને જીગર કા પીતી હુ બસ ગમમે મેરે યાર ' ના ગાયનો પણ પૂર એકટીગથી મે ગાયા. આ પ્રમાણે આનંદમા અમે ગ્રાંટરોડ સ્ટેશને આવી પહોચ્યા જેવો હુ ડબામાથી ઉતરૂ છુ કે તરતજ સામે એક જાડા પારસી બાનુએ આવીને મારી સાથે ' શેકહેંડ ' કરી ! હું ગભરાઇ ગયો પણ સુભાગ્યે તરતજ એ બાઇએ વાત કરવા માડી એટલે મે જાણી લીધુ કે આ તો અમદાવાદના પ્રખ્યાત મીસીસ મહેરવાનજી જ છે સાથે તેમના ધણી ખાન બહાદુર મહેરવાનજી પણ હતા ખાનબહાદુરે તરતજ મને કહ્યુ, " પ્રો. શાહ, તમે પણ ખૂબ કીધી હો ! આય ન્યુસપેપરોમા તો હમના બીજુ કાઇ આવતુજ નથી. જ્યા બી નજર નાખો ત્યા તમારૂજ નામ ! હાહાહાહા ! એ તો મસ્કરી હો કે ! ચાલો સૌ સારૂ જેનુ સેવટ સારૂ. વારૂ, તમે કેઇ જગ્યાએ ઉતરવાના છો ? અરે બીજી જગ્યાએ ઉતરો તે કરતા અમારી સાથે જ ઉતરોને. તમારે કયા વાધો છે ! આય રેલ્વે હૉટલમાજ અમે લોકો ઉતરેલા છીએ. આજે કૉરટમા એક મજેનો કેસ છે તે સાભળવા ઉપડી જઇશુ ચાલો વેકો. " હુ જવાબ આપુ તે પહેલા તો અમે ત્રણે રેલ્વે હૉટલમા ઉપડી ગયા. ત્યા ખાઇ કરીને હુ અને ખાનબહાદુર કૉરટમા ગયા અને એક સારી સીટ લઇને બેસી ગયા.

" માજીસ્ટ્રેટ રાવ બહાદુર મણીશંકર છે. લોકો કહે છે કે પેલા કૉરટમા બનેલા બનાવ પછી એમનુ મગજ જ કેથે ગૂમ થઇ ગીયેલું છે, પોતે જુવાન છોકરી છે એમજ એવણ ધારિયા કરે છે. આજે છેલ્લો દિવસ એમને કૉરટમાં બેસવાનુ છે, કારણ કે સરકારે એમને રિટાયર થવાની ફરજ પાડી છે. " ખાન બહાદુરે કહ્યું

હુ તો માજીસ્ટ્રેટનુ નામ સાભળીને જ ઠંડો થઇ ગયો. પણ

મને આ વેશમા કોણ ઓળખવાનુ છે એમ ધારીને મે હિમતથી કહ્યું, "બહુ દિલગીરીભર્યું—Very sad !"

થોડીવારમા કોર્ટમા બધવાઓને લઇ આવ્યા તેમને જોતા મારૂ લોહી ઉડી ગયુ. માધિયો, જીવો અને તેમના બધા સાથીઓ ધીમે ધીમે પોલિસના ધક્કા ખાતા દાખલ થયા અને તે ટોળાની વચમા ભપકાદાર પોષાકમા પેલો બિચારો ખરો પ્રો શાહ ચાલતો હતો

મારી તો બુદ્ધિ બહેર મારી ગઇ કોર્ટમા શુ ચાલે છે તેનુ પણ મને બરાબર ભાન રહ્યું નહિ કોર્ટમા પેલાઓનો ગુનોહ શો હતો તે સભળાવવામા આવ્યુ માધિયો ફરી જઇને સરકાર તરફ-નો સાક્ષી થઇ બેઠો હોય તેમ જણાતુ હતુ આશરે બે એક કલાક કામ ચાલ્યુ એટલે પેલા ભપકાદાર પોષાકવાળા હાલના ભાણુાએ ( પણ ખરા પ્રો શાહે ) એકદમ ઉશ્કેરાઇને બોલવા માડયુ કે પોતે ચાચીયો છે જ નહિ, પણ પ્રોફેસર શાહ છે આથી કોર્ટમા ખૂબ હસાહસ થઇ રહી પણ માજીસ્ટ્રેટ સાહેબ હસ્યા નહિ તેમજ કોર્ટમા એક જુવાન પુરુષ હતો તે પણ હસ્યો નહિ મે જોયુ તો તરતજ જણાયુ કે મારા ખોળીયામા ઉભેલા એજ ખરા મણીશકર ભાઇ છે ! આથી ગભરાઇ જઇને મે તરત જ પેલી ટીકડીનુ પાકીટ જોયુ અને અદરથી એક ટીકડી ત્યારે પણ કામ પડે ત્યારે ગળી જવાને તૈયાર રાખી

## પ્રકરણ ૧૧.

### જેમાં હું શાક્ષી આપવા જાઉં છું અને ત્યાંથી એકદમ પલાયન કરી જાઉં છુ.

મારા હાથમા ટીકડી આવી એટલે મને હિમત આવી અને આ ગમત બરાબર જોવાનો મને વિચાર થયો, તેમજ જો બને તો પેલા ચાચીયાના સરદાર ખરા પ્રોફેસરને બચાવી લેવાનો વિચાર થયો

કેદીઓએ બધાઓએ જ માત્ર લુલો બચાવ કર્યો, પરતુ ચાંચીયાના સરદારે તેમ નહિ કર્યું તેને ઘણુ ગભરામણુ થતું હોય એમ જણાયુ છતા તેણે જે બચાવ રજૂ કર્યો તેનો જેવો બચાવ કોર્ટમા ભાગ્યેજ સાભળવામા આવ્યો હશે, સુભાગ્યે માજીસ્ટ્રેટ સાહેબ

આ હકીકતને પોતાનો ટેકો આપતા હોય તેમ જણાતુ હોવાથી પેલા પુરૂષને વધુ હિમત આવી ગાર્ડનપાર્ટી ચાલતી હતી તેવામા પોતે અચાનક કેવી રીતે વહાણનો કપતાન બની ગયો તે વિષે એણે લબાણથી ખુલાસો આપ્યો અને પછી કહ્યુ "નામદાર, જેમ જેમ હુ આ વિષે વિચાર કરતો જાઉ છુ તેમ તેમ મને આ બનાવ બહુ ભેદભર્યો જણાતો જાય છે, તેમ છતા હુ એટલુ તો સોગનપૂર્વક કહી શકુ છું કે આ બાબતમા હુ તદ્દન નિર્દોષ છુ આ બાબતમા વધુ પૂરાવો જોઈતો હોય તો પ્રૉફેસરને પોતાને જ અહિં શાક્ષી તરીકે બોલાવો"

"પણ પ્રૉફેસર કયા છે ?" કોઈએ પૃછ્યુ

"કોર્ટમા જ છે" સરકાર તરફનો બારિસ્ટર માજીસ્ટ્રેટ સાહેબ આ બધુ ટાયલુ શા માટે સાભળતા હશે તેનો વિચાર કરતો કટાળા-ભર્યા ચહેરાથી બોલ્યો કેદી તો આ સાભળીને સડકજ થઈ ગયો અને આખી કોર્ટમા ખળભળાટ થઇ રહ્યો

"એને સાક્ષી તરીકે બોલાવો" માજીસ્ટ્રેટે કહ્યુ બારિસ્ટરને ચોખ્ખુ જણાયુ કે રાવબહાદુર હવે રીટાયર થાય તો સારૂ, પણ તે વખતે તો આજ્ઞાનુ પાલન કર્યા વિના તેનો છૂટકો નહતો એટલે મારા નામની બૂમ પડી, અને સેવક સાક્ષીના પાંજરામા ગયા

"તમે આ માણસની વાત સાભળી ?" પ્રશ્ન પૂછાયો.

"જી, હા" મે જવાબ આપ્યો

"ત્યારે તમે આ માણસની ગપગોળાથી ભરેલી હકીકત ઉપર કાંઈક પ્રકાશ પાડી શકો તેમ છો ?"

"જી હા." મે જવાબ આપ્યો

"પ્રથમ તો, તમે અમદાવાદવાળા પ્રૉ શાહ છો ?"

"નહિ જ" મે આનદથી જવાબ આપ્યો

બારિસ્ટર તો આ સાભળીને આભોજ બની ગયો કેદીના મુખ ઉપર આથી આશાના ચિહ્ન જણાયા

"ત્યારે તમે કોણ છો તે હુ પૂછી શકુ ?" પેલાએ પાછુ મને પૂછ્યુ

"વાહ, કેમ નહિ !" હુ બોલ્યો "હાલમા હુ પ્રૉ. શાહ તરિકે ઓળખાઉ છુ, પણ આખુ જગત એક રગભૂમિ જ છે અને તેમા મે હમણા હમણા અનેક પાત્રોનો વેષ ભજવેલો છે અને દરેક

વેષમાં ઘણી જ કચુબર કરી છે. જો મારૂં માનો તો આ માણસે જે હકીકત કહી છે તે અક્ષરશ ખરી છે અને તે વાત માનીને જ આ કેસનો નિકાલ લાવી નાખો ”

“ આ વાત જૂઠી નથી ” માજીસ્ટ્રેટે ગભીરાઇથી કહ્યું “ આ માણસ જે કહે છે તે ખરૂ જ છે. ”

“ આપ કહો છો તો હુ કબૂલ રાખુ છુ ” ગુસ્સાથી બારિસ્ટરે કહ્યું “ પણ અહિ ખા. બ. મહેરવાનજીએ મને કહ્યુ તે ઉપરથી હુ કહું છુ કે ખરા પ્રૉફેસર શાહ આજ છે અને પેલો કેદી જૂઠુ બોલે છે ”

“ મહેરવાનજી શેઠ ખરૂ જ કહે છે ” હું બોલ્યો “ અત્યારે તો હું પ્રૉફેસરજ છુ, પણ એમ તો હુ એક વખત માજીસ્ટ્રેટ પણ થઈ ગયો હતો અને આજ ન્યાયાસન ઉપરથી મે ન્યાય પણ આપ્યો હતો ”

“ આ કેસ મુલ્તવી રાખવો પડશે ” માજીસ્ટ્રેટે કહ્યું “ પ્રૉ. શાહ, તમે જરા અમારી સાથે ખાનગી વાત કરવા આવો ”

“ કાઇ જરૂર નથી ’ હુ બોલ્યો, અને તે પછી કોર્ટમા જ મે ચાચીયાની બધી હકીકત કહી પણ આખી કોર્ટમાથી માત્ર માજીસ્ટ્રેટ, ખરા મણિશકરભાઇ અને ખરા પ્રોફેસર સિવાય બીજા કોઇએ આ વ ત માની નહિ એટલામા ખરા મણિશકરે આવીને મારો ડગલો એચ્યો

“ હું તારી જ રાહ જોતો ઉભો છુ ” તે બોલ્યો ‘ આ વખતે મારે તારી રમતનો ચોક્કસ અત આણવો છે ”

“ થેંકયુ વેરી મચ ” મે ઉત્સાહથી જવાબ આપ્યો.

“ હવે ગમે તેમ કરશે પણ અહિથી છટકવા દેવાનો નથી ” તે બોલ્યો

“ પેલી જ વખતે હુ છટકત નહિ, પણ તમારે તો મને નિશાન તરિકે ગણીને ગોળીથી વીધવો હતો એ મને પસદ નહિં આવ્યુ હું પડદા પાછળ ઉભો રહીને બધુ સાભળતો હતો અને તમારી આ યુક્તિ સાભળીને હુ નાસી છૂટયો. ” મે કહ્યું.

“ હા, એ વિચાર જરા ભૂલભર્યો હતો ” પેલો બોલ્યા, “ પણ આ વખતે તો તને આખોને આખો પીગળાવી જ નાખવો છે. ”

“ શુ ? પીગળાવી નાખવા છે ? ” મે જરાક ગભરાઇને પૂછ્યુ.

"હા, એમા જરા દુખ તો લાગશે પણ તે સિવાય બીજો છુટકો નથી" પેલાએ કહ્યુ "જો કે તારો છેલ્લો ભોગ કદાચ અદ્ધર લટકી જશે પણ તેમા અમારો ઉપાય નથી. તને એક મોટા ટબમા બેસાડી વિટ્રિયોલ કે નાઈટ્રિક એસીડથી પીગળાવી જ નાખવો એવો મારો દઢ વિચાર છે"

"માર્ગ તો બહુ સારો છે પણ મને એમા શો બદલો મળવાનો છે તે કહેશો?"

"તને બદલો મળે કે નહિ એની મને પરવાહ નથી તે અમને બહુ પજવ્યા છે એટલે હવે તને અમે છોડવાના નથી" તે બોલ્યો

"એમ કે!" આટલુ કહીને મે પાછુ કૅાર્ટમા ચાલતા કામકાજ ઉપર ધ્યાન આપ્યુ ચાચીયાઓએ, પોતાના કપતાનની આવી તદ્દન ગપ જેવી વાત પણ માજીસ્ટ્રેટે સાભળી એ ઉપરથી પાતે પણ નવો જ તુક્કો કહાડયો તેમણે માજીસ્ટ્રેટને કહ્યુ, "સાહેબ, અમારી વાત પણ સાભળો પેલા માધિયાએ જે વાત કહી છે તે ખોટી છે"

બારિસ્ટર તેમને અટકાવવા જતો હતો પણ માજીસ્ટ્રેટે તેને અટકાવ્યો અને કહ્યુ કે "તેમની તરફથી કોઇ વકીલ નથી એટલે જે ખુલાસો કરવો હોય તે કરવાની તેમને છુટ છે"

"સાહેબ, અમે જે વાત પૂછીએ છીએ તે આ ભાણો સમજી શકતો નથી પણ પેલો બુઢ્ઢો ભણેલો આદમી (સેવક પોતે–પ્રો શાહના રૂપમા) એ બધી વાત જાણે છે તેનુ કેમ?" જીવાએ કહ્યુ

માજીસ્ટ્રેટે ભાણાને પૂછી જોયુ પણ તેણે ડોકુ ધૂણાવ્યુ એટલે મને પૂછ્યુ. મે હા કહી અને જીવા સાથે કેટલીક વાત કરી. આખી કોર્ટ આશ્ચર્ય પામી ગઇ. પરિણામે જ્યુરીએ કેદીઓને છોડી મુક્યા આખી કોર્ટમાં ખળભળાટ ચાલુજ હતો એ તકનો લાભ લઇને મે પેલી ડીકડી મોમા મુકી દીધી અને પેલા ખરા મણિશકરભાઈ જે મને પીગળાવી નાખવાની વાત કરતા હતા તે પાછા હવા ફાકતા રહી ગયા

થોડી વારમા કોર્ટ, કેદીઓ, માજીસ્ટ્રેટ વગેરે ઝાખા થઈ ગયા

* * * * *

"સોલી સહીઆર, તારે બોલવાનું આવ્યુ, જા જા" કોઇએ મને પાછળથી ધક્કો મારીને કહ્યું. સેવક સોલી સહીઆર અને મારે

કોઇક ઠેકાણે બોલવાનુ હતુ ! પણ મારે કયા બોલવાની ઇચ્છા જ હતી ! આસપાસ લાકડા પડયા હતા બધા મરદો વિચિત્ર પોષાક પહેરીને મો પર પાઉડર લગાવીને ફરતા હતા અને બહાર ' વન્સ મોર, વન્સ મોર 'ની ચીચીયારીઓ ચાલતી હતી " પ્રભુ ! આ શુ ? આ તો કાઇ નાટક ચાલે છે અને તેમા મારો પાર્ટ છે ! " આમ વિચારતો હુ આમતેમ ફાફા મારવા લાગ્યો, એટલામા એક બીજો એકટર ત્યા ઉભો હતો તેણે મને કહ્યુ, " કેમ સોલી, શુ ગોધે છે ? પેગબેગ લેવી છે ? આ રહી આજે હાઉસ ભારે થયુ છે હો ! ' પ્યારે જીગર યાને રોમિયો અને જૂલિયેટ, તો આબાદ કાવવાનુ ! '

' અરે નારૂ ભલુ થાય તારૂ ! " 'યારે જીગર યાને રોમિયો અને જૂલિયેટ ! અને તેમા હુ રોમિયો ઉર્ફે રમજાન ? " આમ વિચાર કરતો હુ તો ભાગ્યો મને એમજ થયુ કે આમા તો જરાય ફાવે તેમ નથી માટે કોઈ અધારા ખૂણામા જઇને તરત બીજી ટીકડી ગળી લેવી પણ નસીબ ક્યાથી લાવુ ? ખૂણાને બદલે હુ તો સીધો સ્ટેજ ઉપરજ ચાલ્યો ગયો ! ખરો એકટર સોલી સહીઆર કોઇ પ્રખ્યાત ખેલાડી હશે કારણકે જેવો મે સ્ટેજ ઉપર પગ મકયો કે તરતજ ચિકાર હાઉસે કાન ફાડી નાખે તેવી તાળીયો પાડવા માડી આથી મને વિચાર કરવાનો વખત મળ્યો

શેકસપીયરના પુસ્તકો કોણે નથી વાચ્યા હોતા ? ખરૂ જોતા ચાર્લ્સ લૅંબની વાતોજ બધા વાચે છે પણ જાહેરમા બધા જ શેકસપીયર વાચવાનો દાવો કરે છે એવા દાવા કરનારાઓમા હું પણ એક હતો એટલે મે જાણ્યુ કે આવી તક ફરીથી મને કયા મળવાની છે ' આગરે બે હજાર આદમીઓ આગળ રોમિયોનો પાર્ટ ભજવવાની મને તક મળી છે તો મારે પણ એમને દેખાડી આપવુ કે હિંદુસ્થાનમા પણ ઇરવિગ, રૉબટસન અને મેથીસન લૅંગ પડેલા છે પણ શુ બોલવુ ' ગુજરાતીમા બોલવુ કે હિંદુસ્થાનીમા ? આ બધા વિચાર મારે માત્ર અડધી મીનીટમાજ કરવાના હતા એ મારી શક્તિની કદર કરનારે ખાસ ધ્યાનમા રાખવાનુ છે મે વિચાર કરીને આખરે હિદુસ્થાનીમા જ બોલવુ પસંદ કર્યું. મે છાતી ફૂલાવી, એક હાથ છાતી ઉપર રાખીને બીજો માથે રાખ્યો અને નેત્ર અર્ધ મીચ્યા, એક લુહારની ધમણુ ફૂકાય તેમ દીર્ઘ નિશ્વાસ મૂકીને

મે ચલાવ્યુ, "રેમિયો—રો—મિ—યો રમજાન—ર—મ—જા—ન, તુ કિદર હય, ક્યા કરતા હય ! હાય, અફસોસ, પ્યાર, સારા બિયાબાનમે તેરેકુ ઢુંઢ રહા હઉ મગર—ઉફ ! ' આ છેલ્લો શબ્દ સરસ બોલાયો પણ તેનુ કારણ માત્ર એટલુ જ કે મારા શરીર ઉપર ધડ કરતો કે પડદો આવી પડયો હુ ધડામ લઈને જમીન ઉપર પડયો કે તરત જ બે માણસે મને અંદર ખેચી લીધો હુ હજી તો માડમાડ ઉભો થાઉ છુ એટલામા તો એક જાડો, વિકાળ દેખાવનો શખ્સ મારી સામે દાત કચકચાવતો, મુક્કીઓ ઉગામતો આવીને ઉભો બહાર પ્રેક્ષકવર્ગમા ચીચીયારીઓ પડવા માડી અને જાતજાતના જનાવરના ઉચ્ચારો થવા લાગ્યા કમબખ્ત સોલી આ તે શુ કરવા ધાર્યુ છે ? ' પેલા મેનેજર સાહેબે પુછ્યુ

"રોમિયો—જૂલિયેટના નાટકનુ એક દ્રષ્ય ! મે જવાબ આપ્યો

" પણ એમા ઝખ મારવા આગળ ગયો હતો ! તારે તો જૂલિયેટની સાથે એની બારીના કઠેરામા ઉભા રહીને વાત કરવાની અને ગાયન ગાવાનુ છે " પેલાએ કહ્યુ

" પણ અહિં કોને તેની ખબર હતી ? એમ કહોને કે આનો બાલકનીનો સીન છે અને ' એક ચુબન વધુ અને પ્રિયા, હુ નીચે ઉતરૂ છુ ' ( One kiss more and I shall descend ) એ સીન છે કેમ ? મને તરત અંગ્રેજીમાથી યાદ આવ્યુ એટલે ઝોકાવ્યુ

' હા એજ એજ, " એક એકટરે કહ્યુ " આજે સોલી, કોઈ દિવસ નહિ ને એકાએક ગભરાઈ કેમ ગયો ? એક એને ' ડોઝ ' આપો ' ડોઝ ' ! " આટલુ બોલતાની સાથે જ મને શેંપેનની એક પ્યાલી પાઇ દેવામા આવી આની અસરમાથી હુ મુક્ત થાઉ તે પહેલા મારો હાથ બે ત્રણ જણાએ પકડયો અને પાટીયાના બાંધેલા એક કઠેરા જેવુ હતુ ત્યા મને પહોચાડી દીધો મારી સામા ડોળા ઘૂરકતી એક બૈરી ખૂબ પાઉડર લગાડીને અને ઘણો ભપકો કરીને ઉભી હતી તેણે મને ગોદો માર્યો અને કહ્યુ કે, "બોલ બોલ, તારૂ વાક્ય બોલ. "

" શુ કપાળ બોલુ ! તું જ બોલને, તને બોલવાનો શોખ હોય તો ! " મે કહ્યુ.

પેલી પ્રથમ તો મારી સામા જોઇ જ રહી પછી હોશિયારીથી એકદમ તેણે ગાવાનુ શરૂ કર્યું, હારમોનિયમ અને તબલા વાળા પણ

ચેતી ગયા એટલે તેમણે પણ ધમપછાડ શરૂ કરી મે આ ગાયન ચાલતુ હતુ એટલામા પડદા ગાછળ ઉભેલા એકને પૃછી જોયુ તો જણાયુ કે આ એકટ્રેસ તો પ્રખ્યાત નટી મીસ મનોહરી હતી અને ઈગ્લિંડ જઈને ખાસ તાલિમ લઇ આવેલી હતી ! ગાયન સુભાગ્યે ચાર વખત વન્સમોર થયુ એટલે આપણે તો નિગાતે કઠેરામા ઉભા રહ્યા પણ એમ કયા સુધી ચાલે ? ગાયન પૂરૂ થઇ રહ્યું એટલે મારે ગાયન ગાવાનુ હતુ મે તો જે પહેલી લીટી યાદ આવી તે જ લલકારી. હાર્મોનિયમનુ ગાયન જૂદુ અને મારૂ જૂદુ

" ગોરા ગુલાબી ગાલ પર બુલબુલ મરી મરી જાય છે—આ—આ આ—આ—આ—આ "

" અરે કમબખ્ત, કયા ગાને લગા ! હયવાન હય ! બધ કર " મીસ મનોહરી જૂલિયટની નમ્રતા ભૂલી જઇને મને ગાળો જ ભાડવા માડી હાર્મોનિયમવાળાએ ગભરાઇ જઇને હારમોનિયમ વગાડવુ બધ કર્યું ઑડીયન્સમા પાછી ફીકીયારીઓ શરૂ થઇ. એટલે મે ગાવાનુ બધ કરી દોરડાની સીડી લટકાવી હતી તે ઉપરથી નીચે ઉતરવા માડયુ મુગો મુગો ઉતરી ગયો હોત તો કાઇ નહતુ પણ પેલુ વાકય બોલવાનો મને વિચાર થઇ આવ્યો તેથી અડધી સીડી ઉતર્યો એટલે મે ગભીર, પ્રેમથી છલકાતા અવાજે ત્રાડ પાડી, " પ્રિયે, માશૂક, એક ચુબન, એક બોસા ઔર મે નીચે ઉતર જાતા હઉ ! " અભિનયના આવેશમા મારાથી બન્ને હાથ છોડી દેવાયા એટલે હુ વિના વિલબે જ સીડી ઉપરથી ઉતર્યો. મોટા ધબાકા સાથે હુ જમીન ઉપર પડયો પ્રેક્ષકવર્ગમા આનદ ફેલાઈ રહ્યો પીટમાથી કેટલાક અવાજ આવ્યા " અલ્યા ભાઇ, પણ તું ચુબન લેવુ તો ભૂલી ગયો ! " આ ઉપરથી લોકોએ ફરીથી તાળીઓથી થીયેટર ગજાવી મૂકયુ એક તરફથી લોકોનો આવો ઉત્સાહ, બીજી તરફથી પેલા કઠેરામાથી પ્રખ્યાત નટી મીસ મનોહરીની નહિ સાભળી શકાય તેવી ગાળો અને આ તરફ પેલા જાડા મેનેજરની વિકાળ આકૃતિ—આ સર્વથી હુ ગભરાઈ ગયો કયા જાઉ—શું કરૂં—કોનો આશરો લઉં એવા વિચારોથી મારૂ મગજ ગૂચવાઇ ગયુ.

## પ્રકરણ ૧૨.

### જેમાં, કેટલાંક રૂપાંતરમાં ટુંક જીવનજ સારૂં છે એમ માનીને હું બદલાઉં છું અને એક કુટુંબમાં ચાકરીએ રહું છું.

આટલી મુશ્કેલીઓ છતા હુ શી રીતે સ્ટેજ ઉપરથી અંદર ગયો તે હવે માગથી કહી શકાતુ નથી, પણ જેવો હુ અંદર ગયો કે તરત જ મને પેલા મેનેજરે પકડયો

" આજે નાટકનો ઘાણુ બગડી ગયો છે એમ લાગે છે " મે' આસપાસ ઉભેલા એકટરો સામા આખ માગતા કહ્યુ આથી તો મેનેજરનો મિજાસ હાથથી ગયો જેટલી ગાળ એને આવડતી હતી એટલી મને એણે કહી બભળાવી અને છેવટે તે બોલ્યો, " આજે તે નાટકને પૂરૂ કર્યું છે "

" અને નાટકે મને પૂરો કર્યો છે " મે તરતજ જવાબ આપ્યો

" પણ આમ કરવાનુ કાંઈ કારણ ? તને નાટકનો પચીશ વર્ષનો અનુભવ છે અને આજ નાટક તે સો વખત ભજવ્યુ હશે; છતા આજેજ આ ગામમા પહેલેજ દિવસે તે આ શુ કર્યું ? આખી કપનીમા કોઈ એવો એકટર નહિ હોય કે જે તારા કરતા ખરાબ ભજવત ! " તે બોલ્યો

" એવો બેવકૂફ કોણ નીકળે ? " મે તેના મતને મળતા થતા કહ્યું.

મેનેજર જવાબ સાભળીને ચોકી જ ગયો " કેમ સોલી ! તને પગાર ઓછો પડે છે ? તે શરૂતો બરાબર કર્યું હતુ !" તે ગુસ્સામા તો બહુજ હતો પણ મારા આવા જવાબોથી તે ગુચવણુમા પડી ગયો લાગતો હતો.

" સાચું પૂછાવો તો હુ આજે બધુ જ ભૂલી ગયો છુ. મારી યાદદાસ્તશક્તિ, અનુભવ તેમજ અભિનયકલા બધુજ ગૂમ થઇ ગયુ છે. " હું બોલ્યો, " સ્ટેજ ઉપર જઈને શુ કરવુ અને ત્યા શું બોલવુ એનુ મને કંઇજ ભાન રહ્યુ નથી માટે મારી જગ્યાએ કોઇ બીજા માણસને મૂકીને તમે તમારે નાટક આગળ ચલાવો અને મારે ઘેર જવા દો. હુ ફરીથી મૂર્ખો બનવાને સ્ટેજ ઉપર જવાનો નથી." હુ બોલ્યો.

" કોઇક આપને મળવા માગે છે સાહેબ " એક માણસે આવીને મને કહ્યુ

"કોણ મળવા માગે છે ? કેવા લાગે છે ?" મે તરતજ પૂછ્યુ.

" બે જણ છે, એક ઘરડો લાગે છે અને બીજો જુવાન છે "

અ—જરા એમને કહે કે બહાર મારી રાહ જોતા બેસે. " મે કહ્યુ તરતજ મે એક ટીકડી ગળી લીધી અને મેનેજરને કહ્યુ " હુ હમણા તો જાઉ છુ, સાહેબજી "

" પાછા આવવાની તસ્દી લેતા જ નહિ " મેનેજરે હાથ અફાળીને કહ્યુ

સ્ટેજ, મેનેજર, એકટરો બધા ઝાખા થઇ ગયા

* * *

હુ છેડો વાળીને એક રસોડામા રડતો બેઠો હતો મે તદ્દન ધોળા ( બૈરીના ) લુગડા પહેર્યા હતા ' ઓત્તારીની ! હુ તો આયા—રાધનારી—વાસણ માજનારી—જે કહો તે—બની ગયો છુ પણ હુ રડુ છુ શા માટે ? અમારા શેઠાણી પણ પાસે ઉભેલા જણાય છે ઠીક છે, રડુ છુ ત્યારે રડવા જ દ્યો ' રડનારાને રડવા દ્યો ને '

એક પુખ્ત ઉમરની પારસી બાઇએ કહ્યુ, ' મેરી ! બધો તારો જ વાક છે "

આમા શી સમજણ પડે ? શો વાક છે તે જાણ્યા વિના જવાબ પણ કેમ અપાય એથી મે બીજુ મોટુ ડુસકુ ખાધુ

' મે તને બહુ છુટ આપી હતી " શેઠાણીએ કહ્યુ

" હા બાઇ " બીજો જવાબ મારાથી અપાય તેમ નહતો એટલે હુ આટલુ જ બોલ્યો શેઠાણી થોડીવાર શાત રહી અને પછી બોલી, " પણ તે એમ કર્યું શા માટે ? "

" મારી ખરાબ બુદ્ધિને લઇને " મે કહ્યુ

" પણ તે લઇને શુ કર્યું ? " શેઠાણીએ પૃછ્યું.

" ખાઇ ગઇ, " કાઇ ખાવાની બાબત જ હશે એમ ધારીને મે કહ્યુ.

" શુ ? સિગાર ખાઇ ગઇ ? " શેઠાણીએ અજબ થઇને પૂછ્યુ.

"ના બીજુ " આમા પકડાઇ ગયા એટલે મે બીજુ ઠોક્યુ.

" હે, મેરી ! તે બીજી વસ્તુઓ પણ ચોરેલી ? " શેઠાણીએ પૃછ્યુ.

"હાજે બાઇ બીજુ ઘણુ મીણુબત્તો, કેટ, ધડા, સાબુ, વગેરે" મે કહ્યુ

"પણ તે તો મને એમ કહેલુ કે બીજા કશાને તુ અડકી નથી!" પેલીએ પૂછ્યુ

"હુ પોતે પણ સમજી શકતી નથી, બાઈ! મારી યાદદાસ્ત એટલી બધી નબળી થઇ ગઇ છે પ્રોફેસર તરિકે મે ઘણા ઘોટાળા કર્યા પછી રોમિયો તરિકે તો મે હદ જ કરી મને મારી પોતાની શક્તિ વિષે ઘણો જ ખરાબ અભિપ્રાય આવી ગયો છે"

"અરે, આ પોઢી તો મેડ થઇ ગઇ લાગે છે!" શેઠાણી જરા ગભરાઇને બોલી

"એજ પચાતી છેને બાઇ" હુ બોલ્યો "બિચારી મારી મા દુખી થઇ જશે"

"પણ તારે મા જ કયા છે?" શેઠાણી બોલી, "જો હુ તારી ટેવ બરાબર જાણુતી નહિ હઉ તો તો મને એમજ લાગે કે તું દારૂ પીએ છે ચાલ, સાચેસાચુ કહી દે. તે સિગાર શા માટે ચોરી? સાચુ કહેશે તો તને રાખવાનો વિચાર કરશુ નવી ને નવી પેટી તે તોડી અને તેમાથી તે અડધી જ ગેપ કરી એટલે શુ?"

"પેલાએ મને શીખવ્યુ" હુ અદ્ધર જ બોલ્યો

'હુ એમજ ધારતી હતી પેલો સિપાઇ જે રોજ તારી પાસે આવે છે તેણે જ આ મહોકાણ માડી લાગે છે" શેઠાણી બોલી, "જો હવથી એને આ ઘરમા તુ પગ મકવા નહિ દે તો જા, આ ગુનોહ તારો માફ કરશુ" મારો તુક્કો આબાદ લાગ્યો એટલુ મારૂ સુભાગ્ય. મે તરત જ માફ માગી લીધી એટલે શેઠાણીએ આપી પણ દીધી અને પછી પોતે મને કહેતા ગયા કે રાતે પોતે અને પોતાનો ધણી મોડા આવશે માટે જમવાની તૈયારી તે પ્રમાણે કરની શેઠાણી ગયા એટલે ઘરમા હુ એકલો પડ્યો. "અહાહા! શી મારી પણ સ્થિતિ! ચાકકડી અને તે પણ સિગાર ચોરીને પોતાના આશક એક સિપાઇદાદાને આપનારી! ઠીક છે જોઇશુ, ગાડું ગબડશે ત્યા સુધી ગબડાવશુ—જો વચમા પેલા મણિ-શકર કાકા આવી નહિ પહોચે તો!" આટલો વિચાર કર્યા પછી મે જરા આમતેમ નજર ફેરવી અને શેઠની બીજી થોડીક સિગાર તફડાવી તે પીતા પીતા હુ નિરાતે બેઠો હતો તેટલામા એક માણસ

આવી પહોચ્યો. " કેમ મેરી, શુ કરે છે ? " તે બોલ્યો. આજ ભાઇ પેલા પોલિસદાદા હશે એમ ધારીને મે કહ્યુ, " બહુ ઉતાવળા નહિ થતા હો, નહિ તો આ સાવરણીના ઝપેટા ખાઇ જશો "

" અરે, મે વેષ બદલ્યો છે એટલે તુ પણ મને ઓળખતી નથી ? " પેલો બોલ્યો, " હુ તો તારો ભાઇ છુ બાપાને તો પોલિસો હમણા જ પકડી ગયા અને મે વેષ બદલ્યો હતો એટલે હુ બચી ગયો ચાલ, મને વીશેક રૂપિયા આપ, મારી પાસે કાઇ નથી "

વહાલા ભાઇના આવા શબ્દો સાભળીને હુ તો ચોકી જ ગયો અને બોલ્યો, " પણ અહિ કયા ભરો મૂકયા છે ! તારે ખાવાનુ ખાવુ હોય તો આ પડયુ છે તે ખાઇ લે પણ જલ્દી કરજે હો નહિ તો હમણા જ પોલિસ અહિ આવવાનો છે " આટલુ હુ બોલી નહિ રહ્યો હોઇશ એટલામા તો બહાર પોલિસના પગલા ખખડયા મારો ભાઇ એકદમ કોલસાના પીપમા સતાવા ગયો થોડીવારમા પોલિસદાદા ધીમે ધીમે ચાલતા આવી પહોચ્યા મારે તો એટલુજ જોઇતું હતું, કારણ કે પેલા ભાઇની બલામાથી તો જ છૂટાય તેમ હતુ મે એને રસોડામા બેસાડયો અને ખાવાનુ તેમજ દારૂબારૂ આપવા માડયુ પેલાએ તો જાણે પેટ કાઇ ઉંડો કુવો હોય તેમ પેટમા ઠાલવવા જ માડયુ.
" બધા જ પોલિસો આટલુ ખાતા હશે ? " મે પૂછયુ

" હે હે હે ! હમણા હમણા હુ જરા ઓછુ ખાઉ છુ " પોલિસદાદા બોલ્યા

" ત્યારે આ શહેર ભિખારી કેમ નહિ થઇ જતુ હોય ? " મે પૂછયુ

" એટલે ? " પેલાએ જરા ખીશીયાણા પડીને કહ્યુ

" નારે, એ તો હું અમસ્થી હિસાબ ગણતી હતી " હું બોલ્યો અને પાછુ થોડુક ખાવાનુ મે તેને આપ્યુ તે ખાઇને તે જવાની ઉતાવળ કરવા લાગ્યો એટલે મે તેની પાઘડી સંતાડી દીધી, પણ પછી તે ચીડવા લાગ્યો એટલે તેને પાછી આપી એ તો ઉતાવળે પગલે ચાલતો બહાર નીકળ્યો કે તરત જ જમાદાર સાહેબે તેને પકડયો " અલ્યા ભીવા, આવી નોકરી કરે છે કે ? "

પેલો બિચારો ગભરાઇ ગયો અને તે તે પે પે થઇ જઇને બોલ્યો, " જમાદાર સાહેબ, આના ઘરમા કાઇ અવાજ થતો હતો તે હું જોવા ગયા હતો. મને કાઇ જણાયુ નહિ. "

"માત્ર થોડુક ખાવાનુ અને થોડીક મહુડી જ જણાયલા." મે પાછળથી હુકારો પૂર્યો.

"ઠીક, તારી પણ ખબર લેવાશે. હમણા તો જા." જમાદાર સાહેબ ભપકામા મૂછો આમળતા બોલ્યા પેલો તો ગયો. આ ભાઇ હતા એટલે મે એને જ પકડવાનો વિચાર કર્યો. હુ એની સામે જોઇને જરાક હસ્યો

"તમે લોકો જ અમારા આદમીઓને બગાડો છો" તેણે પણ પોતાની કલફ લગાડેલી મૂછો પર હાથ ફેરવતા કહ્યુ

"પણ કારણ કે અમને બધાને જમાદાર મળતા નથી ને"

"તારા જેવી પોઢીને તો જમાદાર જ મળવા જોઇએ"

"એ તો હવે નસીબની વાત છે પણ જરા પાઉમા પણ લેશો?" આમ કહીને હુ એને ઘરમા લઇ ગયો જ્યા પેલા ભાઇ મતાયા હતા ત્યા જ મે એને બેસાડયો અને શેઠાણી તરફથી મેં એની બરાબર પરોણાગત કરી શાંત રીતે અમે ગપ્પા મારતા હતા એટલામા કોલસાના પીપમાથી છીંકનો અવાજ આવ્યો

## પ્રકરણ ૧૩.

### જેમાં ચાકરડી તરીકેના બીજાં પરાક્રમોનું વર્ણન છે.

જમાદાર સાહેબ તો આ સાભળીને બેઠા હતા તે ધડાક દઈને ઉભા થઇ ગયા અને બોલ્યા, "એ શુ?"

"હે હે હે હે! એ તો અમારી બિલાડી હશે, બિચારીને શરદી થઇ લાગે છે"

"પણ બિલાડી આવડી છીંક ખાય?" પેલાએ શક લાવીને કહ્યુ.

"છે તો બિલાડી જ પણ સહીસલામતીને ખાતર એણે હવે અહિથી પલાયન થઇ જવુ જોઇએ" મે ઘાંટો પાડીને કહ્યુ, અને જમાદારને વાતમા રોકવાનો યત્ન કર્યો પણ એને વહેમ પડયો હતો એટલે વાતમા એનુ ચિત્ત ચોટયુ નહિ "ના ના, આ કોલસાના પીપમા કોઇ ભરાયેલુ લાગે છે" આમ બોલીને તે ઉઠયો.

"એ તો મારો ભાઈ હશે" મે જવાબ આપ્યો "એને

પોલિસો રાજાના મહેમાન તરિકે લઈ જવાનો યત્ન કરી રહ્યા છે, પણ એને જવુ નથી એટલે એણે કોલસાના પીપનો આશરો લીધોછે ”

“ હુ એમજ ધારતો હતો ” કહીને જમાદારે પીપ તરફ ધસારો કર્યો પીપમાથી પેલાએ નીકળીને જમાદારને એક ઝાડુનો ઝપાટો લગાવ્યો કોલસાથી ભરેલા ઝાડુના પ્રહારમાથી જમાદારથી મુક્ત થઇ શકાય તે પહેલા પેલાએ ગચ્છન્તિ કરી દીધી જમાદાર આખ ચોળતા ચોળતા અને મોમાથી બિભત્સ શબ્દો કહાડતા તેની પછાડી દોડયા

આ પ્રમાણે બન્નેને કડે પાણીએ કહાડયા એટલે હુ ખુશ થતો એક આરામ ખુરસી ઉપર આરામ લેવાને પડયો, પણ મારા નસીબમા આરામ હતોજ નહિ થોડીવારમા ઘટડી વાગી અને મે બારણુ ઉઘાડયુ એટલે શેઠ અને શેઠાણી અદર આવ્યા

“ ઓહો જલ્દી પાછા આવ્યા ! આનદ થયો, મઝા પડી ?” મે પૂછ્યુ પણ જવાબ મળ્યો નહિ એટલે હુ તેમની પાછળ ગયો તે બન્ને તો સીધા જમવાના ઓરડામાજ ગયા અને હજી તો હુ બીજા સવાલ પૂછવાનો વિચાર કરતો હતો એટલામા તો શેઠાણીએ ચલાવ્યુ, “ કેમ, જમવાનુ કયા છે ? ”

‘ તે હુ કેમ જાણુ ?” મે જવાબ દીધો શેઠને આથી હસવુ આવ્યુ પણ તે એણે ઉધરસના રૂપમા ફેરવ્યુ

“ બસ, બહુ થયુ ઝટ જમવાનુ તૈયાર કર ” શેઠાણીએ કહ્યુ

“ શુ કરૂ ‘ ” મે પૂછ્યુ

‘ હજી કરવાનુ છે ? ત્યારે પાઉ માખણને ચીઝ તો લાવ ” શેઠાણીએ તપીને કહ્યુ

“ તેમાનુ પણ ઘણુ સિપાઈસાહેબના પેટમા જઇ ચૂકયુ છે, જેટલુ હશે તેટલુ લાવીશ ” મે સહેજ હસીને કહ્યુ

“ આ છોકરીને આજે થયુ છે શુ ? ” શેઠાણી બોલ્યા

“ તે હુ કેવી રીતે જાણુ ? હું કાઇ એનો વાલી છુ ! ” શેઠે જવાબ દીધો

“ તમારા જેવા વાલી હોય નો ગમત તો ઠીક આવે ! હુ બોલ્યો

“ મેરી, તુ એક મહિનાની નોટીસ લઇ લે ” શેઠાણીએ ત્રાડ પાડી

" મેરી, ખાવાનુ લઇ આવ અને તારી જીભ બધ કર ! " શેઠે કહ્યું.

" પહેલા શુ કરૂ ? ખાવાનું લઈ આવુ કે જીભ બધ કરૂ ? " મે પૂછયુ

શેઠ આ સાભળીને ખડખડાટ હસી પડયા અને શેઠાણીનો મિજાસ હાથથી ગયો, પણ શુ બોલવુ તેની સમજણ પડી નહિ એથી ચૂપજ રહ્યા. આખરે બન્ને જણાએ જે સુકુ પાકુ ઘરમા હતું તે ખાધુ અને ઉંઘવા ગયા. આપણે પણ જે હાથે ચડયું તે ખાઇને સિગાર ફૂકતા હોલમાજ એક સારા સોફા ઉપર ઘસઘસાટ ઉઘી ગયા સવારના શેઠાણીએ મને સોફા ઉપર જોઇને પાછુ બોલવાનુ શરૂ કર્યું, " તું અહિંયા સૂતી હતી ? આ ઓરડામા ? "

" એમા શી હરકત છે ? જ્યા ત્યા સૂઇ રહેવાનુજ હતુ ને !" હું બોલ્યો.

" તુ એક મહિનાની નોટીસ લે. " શેઠાણી બોલ્યા

' બીજી વખત લઉ ? તમે કાલે રાતે તો એક વખત આપી હતી ! આમને આમ જો ચાલે તો વરસનો પગાર તો નીકળી આવે " હું બોલ્યો

" અરે કમબખ્ત, તુ અત્યારે ને અત્યારે મારા ઘરમાથી નીકળ. " શેઠાણીએ કહ્યુ

" આવા ડ્રેસમા ? શી વાત કરો છો ? " હું બોલ્યો

" બસ ચૂપ તારા ઓરડામા જા અને લુગડા બદલીને દશ મીનીટમા રસોડામા આવ " શેઠાણીએ કહ્યુ

" ટાઇમ ઘણો થોડો આપ્યો છે—એટલામા રસોડામા નહિં અવાય. " મે કહ્યું.

કાઇપણ બોલ્યા વિના શેઠાણી પગ અફાળતા બહાર ચાલ્યા ગયા, અને હું રસોડામા ગયો મોટા પાયા ઉપર તૈયારી કરીને મે રસોઇ શરૂ કરી વચમા વચમા ઝાડુ મારવાનુ, કપડાને ઘડી કરવાનુ અને થોડા કપડા ધોવાનુ એ કામ મે કર્યા

રસોઇમા ખીચડી, ફાકડી કઢી, તળેલા પાપડ અને પાઉં માખણ હતા. શેઠ શેઠાણી ભપકામા જમવા બેઠા. મે ટેબલ ઉપરજ ખીચડી અને કઢીના પાતેલા મૂકયા. શેઠાણીએ ખીચડી કહાડવા માડી તો એક તરફથી તદ્દન બળીને કોયલો થઈ ગયેલી અને બીજી

તરફ પાણીના ખાબોચીયા ! કઢીમા લોટ પુષ્કળ પડવાથી ચોસલા પડાય તેવી થઇ ગઈ હતી અને પાપડ તો કઇ વસ્તુ છે તે જ કહી શકાય તેમ નહતુ ખાવાનામા રહ્યા માત્ર પાઉં અને માખણ ! શેઠાણી તો આ રસોઇનો હિસાબ જોઇને ડ્ડી જ થઈ ગઇ એકદમ જાણે કોઇએ તેના શરીરમા ભાલો ભોકી દીધો હોય તેમ મોટેથી ચીસ પાડીને તે બોલી, " મેરી, મેરી, તે આ રસોઇ કરી છે ?"

" હુ તો ખાત્રીથી કહુ છુ કે મે કરી છે પણ માનવુ નહિ માનવુ એ તમારી મુન્સફીની વાત છે કેમ કાઇ શક જાય છે ? ' મે કહ્યુ

"હાય હાય, આય હુક્તી સાવ મેડ થઇ ગયેલી છે, નહિ તો આમ જવાબજ કેમ આપે ? અને તમે તો કાઇ બોલતાજ નથી ! તમે મુગા મુગા મારૂ ફારસ જોવા માગો છો ? " ઇત્યાદિ ઇત્યાદિ ઘણુ ઘણુ શેઠાણીએ ચલાવ્યુ અને આખરે તેની છાતી શ્વાસથી ભરાઇ આવી ત્યારે જ બધ રહી એ બધ રહી એટલે મે કહ્યુ,

' કેમ, હવે માખણ ને પાઉ ખાવા છે કે હજી પણ બોલવાનુ ચાલુજ રાખવુ છે ? આમ જો રોજ થશે તો ફેફસા બગડશે અને એમાથી ક્ષયરોગ થતા વાર નહિ લાગે "

આ ધડાકો યત કર્યાથી ભાષણ ગરૂ થયુ અને તે પહેલાના કરતા બધીજ રીતે ચડીયાતુ હતુ આખરે હુ કટાળ્યો અને રસોડામા જઇને બેઠો શેઠાણી શાત થયા અને ધણીધણીયાણીએ પાઉ માખણ ને ઠંડો સોડા પીને પોતાની ભૂખ ભાગી

---

## પ્રકરણ ૧૪.

### જેમાં હું નોકરી છોડી દઉં છુ અને જૂના મિત્રને મળુ છુ.

' મેરી, તુ કેટલા વખતમા તૈયાર થઇ શકશે ? " શેઠાણીએ જમીને પૂછ્યુ

" તૈયાર ? શેને માટે ? " મે પૂછ્યુ

" અહિંથી ચાલ્યા જવા માટે " તેણે કહ્યુ

' તમે કહો ત્યારે " મે જવાબ દીધો હવે આ જગ્યાએ બહુ વખત રહેવામા ફાયદો નહતો અને પેલા મણિશ કરભાઇ અને

તેમના દોસ્તો પાછા વહેલા મોડા મને શોધીને પકડવા આવશે જ એવી મારી ખાત્રી હતી એટલે મારો ત્યા રહેવાનો ઝાઝો વિચાર હતો જ નહિ

" ત્યારે આજે રાતે જ તુ જા " શેઠાણીએ દ્રઢતાથી કહ્યુ

" જુદાઈ–વિયોગ દુઃખકર તો છે જ, પછી વિલબની વધુ શી જરૂર છે ! " મે કહ્યુ

શેઠાણી ગમે તેવી હતી પણ ખરાબ નહોતી જ તે મારા ગુનાહ કરતા મારી બોલવાની રીતથી વધારે નાખુશ થતી હતી એથી એણે પ્રછ્યુ, " મેરી ! મેરી ! મને આમા કાઇ સમજણ પડતી નથી તુ આમ કેમ બોલે છે ?"

" એમા સમજણ પડે તેવુ જ નથી હુ મેરી જ નથી " મે જવાબ આપ્યો

" તુ મેરી નથી ! ત્યારે તુ કોણ છે ? " શેઠાણીએ અજબ થઇને પૂછ્યુ

" હુ એની અવેજીમા કામ કરનાર છુ મેરી તો નાટકમા અકટર તરિકે ગઇ છે " હુ બોલ્યો

" પણ તુ આબેહૂબ તેના જેવી છે, તુ એની બહેન હશે " શેઠાણી બોલી

" કાઇક એવુ જ છે " મે જવાબ દીધો એટલામા જ ઘટડી વાગી અને બારણુ ઉઘાડતા જ પેલા જમાદાર સાહેબ અદર આવ્યા

" શેઠાણી ઘરમા છે કે ? " તેણે ભપકામા પૂછ્યુ

" કેમ કાલે ખાઈ ગયા તેનુ બીલ આપવા આવ્યા છો ' ' મે પૂછ્યુ

" જે બોલે તે સભાળીને બોલજે હો કે છોકરી ' જમાદારે ગભીરાઇથી કહ્યુ

" ઓહો ! હવે છોકરી થઇ ! ગઇ કાલે તો હુ 'માશૂક–દિલદાર –ગુલજાર–રાસ્તગોફતાર ' હતી ! શુ પુરૂષો આવા જ સ્વાર્થી હશે !" મે દીર્ઘ નિશ્વાસ નાખીને કહ્યુ

" શુ છે મેરી ? " શેઠાણીએ આવીને પૂછ્યુ

" આ કોઈ પોલિસખાતાનુ ધગડુ તો જણાય છે " મે જવાબ દીધો

"હું જમાદાર છુ અને ખાસ કામને માટે આવ્યો છુ" જમાદારે અતિ દમામથી કહ્યુ, "હું ગઇ કાલે તમારા રસોડામા આવ્યા હતો"

"આ રાક સ્ત્રીની સાથે લયલા—મજનનનો કિસ્સો કરવા" મે વચમા ટાપશી પૂરી

"મુગી રહે મેરી" શેઠાણી બોલી ઉઠી, "હ પછી—"

જમાદાર સાહેબ મારી ટાપશીથી ઠડા તો ઘણા જ થઇ ગયા પણ પછી બોલ્યા, "તમારા રસોડામા હુ હતો તેવામા મને જણાયુ કે તમારા કોલસાના પીપમા એક બદમાશ ભગાઇ બેઠો હતો હું તેને પકડુ તે પહેલા તે નાસી છૂટયો"

"અને નફામા જમાદાર સાહેબને એક ઝાડુ અને આખમા કોલસાની ધૂળ એટલા મળ્યા" મે કહ્યુ

મારા બોલવા ઉપર ધ્યાન નહિ આપતા જમાદાર બોલ્યો, "આખરે અમે એને પકડયો છે અને જેલમા નાખ્યો છે આ છોકરી કહે છે કે એ તેનો ભાઇ થાય છે તમારે ત્યાથી બીજુ કાઇ ગયુ છે કે નહિં એ બાબતની તપાસ કરવા હુ આવ્યો છુ"

"આ વાત શુ ખરી છે?" શેઠાણીએ ગભરાઇને કહ્યુ

જેટલી હકીકત બની હતી અને હું જેટલુ જાણતો હતો તેટલુ મે કહ્યુ આ ઉપરથી જમાદારને મારે માટે સારો મત બધાયો હોય એમ લાગ્યુ

"તારે કાલે પોલિસ કોર્ટમા જુબાની આપવા આવવુ પડશે" જમાદારે મને કહ્યુ

"અમને પહેલા તારા ઉપર જ શક હતો તે એને કોલસાના પીપમા સંતાડયો કેમ?"

"મે અને સતાડયો નહતો તે એની મેળે જ સતાયો હતો" મે કહ્યુ

"ઠીક છે, કાલે દશ વાગ્યે તુ કોર્ટમા આવજે" જમાદારે કહ્યુ

પણ મારે કોર્ટમા જવાની ઇચ્છા જ નહતી પાછો હું ત્યા જાઉ એટલે પચાતીમા આવી પડુ એ ચોક્કસ જ હતુ એટલે જમાદાર ગયો કે તરતજ મે પણ ચાલવા માડયુ મારી પાસે એટલે કે મેરીના ગજવામા પૈસા તો બહુ થોડા હતા પણ સારા દેખાવની જુવાન ચાકરડી—આયાને નોકરી વિના ભૂખે મરવાનુ ક્વચિત જ

બને છે, એટલે એ વિષે મને ધાસ્તી હતી જ નહિ. હું આમથી તેમ રખડતો હતો એટલામા માગથી ભૂલથી એક ઘરડી ભિખારણ-ને ધક્કો વાગી ગયો મે તરત તેની માફી માગી

"બાઇ, હુ ઘણી ભૂખી છુ," તે ભિખારણે કહ્યુ, "બે દિવસનુ મે ખાધુ નથી"

"હુ તને કાઇ આપી શકુ તેમ નથી, પણ આવવુ હોય તો ચાલ—એકાદ ઇગ્રાનીને ત્યા પાઉ માખણનો મારો ચલાવીએ, નહિં તો પછી દીડકીયી ચાહ અને દીડકીયા શકરપારા' ડફ્રાવીએ" મે કહ્યુ. પેલી બુઢ્ઢી મારી સાથે આવી અને અમે બન્ને એક ગંદા રેસ્ટોરામા ગયા અને ખાવા બેઠા

"છોકરી, તુ ઘણી દયાળુ છે" પેલી બુઢ્ઢી ભિખારણ જરી આયા બોલી, "જો હુ મારી અગ્મલ સ્થિતિએ પહોચુ તો—"

"અગ્મલ સ્થિતિએ? એટલે?" મે અજબ થઇને પૂછ્યુ.

"મારી ખરી સ્થિતિ એ વાત બહુ લાબી છે અને તારાથી સમજાય તેવી નથી' બુઢ્ઢી નિશ્વાસ નાખીને બોલી

"એમા તુ ભૂલ કરે છે" મને એક વિચાર આવ્યો તેથી મે કહ્યુ, "તે રૂપાતર કપની સાથે તો કામ નથી પાડયુ ને?"

"હે! શુ?' પેલી બુઢ્ઢી આ નામ સાભળીને એટલી બધી ચમકી કે પોતાની ખુરશી ઉપરથી ઉભી જ થઇ ગઇ અને ચાહનો પ્યાલો પણ તેનાથી પડી ગયો તે બોલી, "તે વિષે તો એક જ માણસ જાણે છે તુ કોણ છે?"

"હું હમણા તો મેરી છુ." હું બોલ્યો, "દેખાવડી જુવાન, ગાધવામા એક્કો અને શેઠાણી સામા જવાબ દેવામા સોયા હિડન-બર્ગ વધુ માહીતિ માટે વાચો હેડબીલો, પણ તારે તો હમણા ચાકરડીની જરૂર નથી ને?"

"એ બધુ તો ઠીક પણ રૂપાતર કપની બાબત તુ શુ જાણે છે?" પેલીએ ઉત્કંઠાથી પૂછ્યુ.

"ખાસ એવુ કાઈ નહિ અને જે જાણુ છુ તે ઉપરથી એને સરટીફીકેટ આપી શકુ તેમ નથી. પણ તું શુ જાણે છે?" મેં કહ્યું.

"હું પોતે જ રૂપાતર કંપની છુ—તેનો માલિક છુ." પેલી બોલી ઉઠી.

' કોણ ' પ્રો રૂમઝુમલાલ પોતે ? " હું પણ આ ખુલાસાથી ગભગાઇને અને આશ્ચર્ય પામીને બોલી ઉઠયો વધુમા વધુ મે કોઇ મારા જેવા જ એ કપનીનો ભોગ થઇ પડનાર આ માણસ હશે એમ ધાર્યું હતુ, પણ આ તો નીકળી પડયા પોતે અને જાતે ખુદ પ્રો. રૂમઝુમલાલ !

" અને તમે—? " પ્રોફેસરે પૂછ્યુ

' હુ મેરી–તે સોલી સહાઆર–તે પ્રો શાહ–તે ભાણીઓ આચીગો–તે જગુ–તે મધુરી મેના–તે રાવ બહાદૂર અણિશકર અને તે નાનાભાઇ કરીને એક ઉલ્લુ કે જે તમારી ઑફીસમા આવીને ત્યાથી આ વિશાળ જગતમા બહુરૂપી તરિકે ફરવાને નીકળી પડયો છુ તે " મે ટુકામા બધો ખુલાસો કરી દીધો

" અહ ત્યારે મારા સિદ્ધાતો ખરા પડયા ! રૂમઝુમલાલ બુઢ્ઢીના વેષમા પણ આ સાભળીને ઘણા મગરૂબ થઇને બોલ્યા

" વાહ, બહુ ખરા પડયા ! " મે કટાક્ષમા કહ્યુ, " પણ જો તમારે કપની ચલાવવી હોય તો મને ભાગીદારીમા લેવો પડશે, કારણ કે હજી તમારી શોધમા અનેક ખામીઓ રહી ગઇ છે અને તે દૂર કરવાની ખાસ જરૂર છે "

" મે પણ આ અનુભવથી થોડાક પૉઇટો શોધી કહાડયા છે " પેલા બિચારાએ દિલગીર થઇને કહ્યુ

" તમે પણ સુખમા મ્હાલતા હો તેમ લાગતુ નથી શુ થયુ ? કપની લીકવીડેશનમા ગઇ અને લેણદારોના પઝામાથી છૂટવા ટીકડીનો ઉપયોગ કરી લીધો ? " મે એને બનાવીને પૂછ્યુ

" અરે એથી પણ ખરાબ " પેલી બુઢ્ઢીએ–પેલા રૂમઝુમલાલે કહ્યુ, " પણ આ બધા દુ ખનુ કારણ તમે પોતે જ છો "

" હા હા હા હા ! તમને ખબર જ નહિ હેય કે સેવક એક ટીકડી પ્રયોગની આગળ ગળી ગયો હતો ! " મે હસીને પૂછ્યુ

" નહિ જ " રૂમઝુમલાલે કહ્યુ, " એકદમ તમારી જગ્યાએ આવેલો માણસ તો ઉશ્કેરાઈ ગયો અને મને તેણે એક તમાચો તો એવો માર્યો કે મારા ત્રણ દાત તૂટી ગયા તેમ છતા પણ મને તો લાગ્યુ કે વિજળીથી તમારૂ મગજ ઉશ્કેરાઇ ગયુ હશે, પણ એટલામા તો તેણે ' કેદીઓ ' ને ' કૉર્ટ ' વગેરે શબ્દો ઉચ્ચારવા માડયા આથી મને ઘોટાળાની ખબર પડી હુ ખુલાસો પણ આપી

શકુ તેમ ન હતું, કારણ કે એને તો મારો જીવ જ લેવો હતો એટલે હુ એક બીજા ઓરડામા નાઠો અને તે આવે તે પહેલા મારી પાસે એક જ ટીકડી હતી તે ખાઈ લીધી જરાક મોડુ થયુ હોત તો એ મારો જાન જ લેત "

"એ બી ઠીક," મે કહ્યુ, "બધુ શાત થાય ત્યા સુધી આ પ્રમાણે તમારો કરવાનો વિચાર હશે "

"હા, મારો વિચાર તો પ્રથમ એટલો જ હતો, પણ પેલી મારી જગ્યા લેનાર બુઠ્ઠી તો કોઇ દારૂડીયણ લફગી હતી અને તે વખતે તે જેલમા હતી એટલે હુ તો જેલમા જ જઈ પહોચ્યો ત્યા હુ કાઇ ખુલાસો કરવા જતો હતો તો મને માર પડતો હતો એટલે પેલીની આખી સજા મારે ભોગવવી પડી તેમાથી છૂટીને પછી પણ મે મારી ઑારીસમા જઇને કાતો પેલુ યત્ર ફેરવીને અથવા તો બીજી ટીકડી લઇને આ સ્થિતિમાથી છૂટવાનો ઇરાદો કર્યો, અને તેને માટે ઑારીસમા જવા યત્ન કર્યો પણ મને કોઈ ત્યા પેસવા જ દેતુ નથી "

આ સાભળીને પહેલા તો હુ ખૂબ હસ્યો કે રૂમઝુમલાલને પણ ઠીક મજા થઈ પણ પછી કઇક આશાથી મે પૂછ્યુ, "પણ ત્યારે પેલુ યત્ર પાછુ ફેરવાય છે ખરૂ ?"

"મે હજી અખતરા કરી જોયા નથી પણ મારી ખાત્રી છે કે એમ થઇ શકે " રૂમઝુમલાલે કહ્યુ, "પેલી બુઠ્ઠી તો બહુ જ ઉસ્તાદ નીકળી મારૂ જેટલુ વેચી શકાય તેટલુ વેચી નાખીને કોઇક જગ્યાએ પસાર જ થઈ ગઇ છે "

"તેથી જ જ્યારે તમારે માટે ગોધખોળ ચાલતી હતી તે વખતે તમે જણાયા નહિ " હું બોલ્યો, "ત્યારે તમારા કરતા તો હું નસીબવાળો છુ જો કે મનેય પેલા મણિશકરભાઈ સુખે બેસવા દે તેમ જણાતુ નથી. એના કરતા ચાલો આપણે દરિયામા પડીને આ ઘોટાળાનો નિકાલ લાવી નાખીએ."

"પણ તમારી પાસે થોડીક ટીકડીઓ છે ને ?" પ્રૉફેસરે પટાવીને પૂછ્યુ

"પણ એને ચાલે તેટલી નથી" આપણે રોકડુ જ પરખાવી દીધુ, "તમારે ટીકડી ઉપર કાઇક લખી તો રાખવુ હતુ. આ તો હોલામાથી નીકળીને ચુલામા પડતો જાઉ છુ "

"પણ કેદમા જઇ આવેલ ભિખારણ કરતા તો સારૂં છે !" રૂમઝુમલાલે કહ્યુ

"એ તો બધી ખબર પડે." મે કહ્યુ, 'ચિકાગ ઓડીયન્સ આગળ રોમિયોનો પાર્ટ ભજવવો પડે અથવા તો ચાચિયાના કપતાન થવુ પડે કે એક જાડી ભેશ જેવી મેરીનો ભરથાર અને તે પણ વિદ્વાન પ્રોફેસર થવુ પડે ત્યારે બધી ખબર પડે કે કેટલી વીશીએ સો થાય છે ! અથવા ધારો કે તમારી છેલ્લી ટીકડી તમે ગળી જાઓ અને આખ ઉઘાડીને જુઓ તો ફાસીને લાકડે ચડવાની તૈયારીમા માચડા ઉપર ઉભા હો અને ખરો ફાસીએ ચડનાર માણસ તમારી જગ્યાએ મોજ કરતો હોય તો ?"

રૂમઝુમલાલ આ વિચારથી કમ્પ્યા ને બોલ્યા 'ખરેખર, ભયાનક સ્થિતિ થાય ખરી "

" અને એમા કાઇ અશક્ય જેવુ પણ નથી " મે કહ્યુ

"પણ ત્યારે જ્યારે તમારી પાસે છેલ્લી ટીકડી રહેશે ત્યારે તમે શુ કરશો ?" પ્રોફેસરે પૃછ્યુ

"બનતા સુધી તો એ વખત હુ નહિ આવવા દઉં " હુ બોલ્યો

" પણ ત્યારે મને ભૂલતા નહિ " દયામણે અવાજે પ્રોફેસરે કહ્યુ

' પણ પૈસા ક્યાથી લાવવા ?" મે પૂછ્યુ

"કોઈ ઠેકાણે નોકરી લ્યોને " તેણે જવાબ આપ્યો, "ચાકરડીઓની હમણા તાણ છે "

મને આ વ્યાજબી લાગ્યુ તેથી હુ એક ઠેકાણે ગયો ત્યા જઇને પૂછ્યુ કે કાઈ જગ્યા ખાલી છે કે નહિ

"શેની જગ્યા ?" ત્યા રહેતા પુરૂષે પૂછ્યુ

"કોઇપણ જગ્યા–રાધનારીની–વાસણ માજનારીની–આયાની–નર્સની–" હુ બોલ્યો

"પેલો બિચારો કોઇ બીનઅનુભવી હતો એટલે તેણે મારી સામુ જોયુ અને પછી તરત જ કહ્યુ, "ચાલ, હું તને રાખુ છુ. વાસણ માજતા અને ન્હાવાનો બબો સળગાવતા મારો દમ નીકળી ગયો છે, તુ ગમે તે ન્યાતની હશે તોપણ અમારે તો ચાલશે પદ્માને બહુ ગમશે"

" મારી પાસે સરટીફીકેટો પણ બહુ સારા છે અને મારો સામાન હુ પછીથી લઈ આવીશ."

"ચુલામા પડયા તારા સરટીફીકેટો, મારે કાંઈ એની જરૂર નથી તુ તારે ઝટ આ ન્હાના ચલાણા સાફ કરી નાખ અને કાંઈક સારી રસોઇ કરીને જમાડ" પેલાએ કહ્યુ

મે પ્રૉફેસર સાહેબને જેમતેમ એક ખુણામા બેસાડયા અને ઢગલો વાસણ પડયા હતા તે હુ સાફ કરવા મડી પડયો અમારા નવા શેઠાણી નવા જ પરણેલા સુધારાવાળા હિંદુ જણાતા હતા અને દુનિયાદારીની બિલ્કુલ માહીતિ તેમને જણાતી નહતી આ જ જગ્યાએ માસ બે માસ ખેચી કહાડીને કાંઈક આરામ લેવા એવો મારો વિચાર તો થઇ ગયો શેઠાણી જુવાન, ભણેલી, ખુબસુરત પણ કોઈપણ જાતના ઘરકામની આવડત વિનાની હતી તેણે મને જોઇ એટલે પોતાના પતિને ટેકો આપ્યો, અને પોતે રાધવામાથી અને વાસણ માજવામાથી છુટી થઈ ગઈ એટલે ખુશ થતી હારમોનિયમ વગાડવા બેઠી મારા જવાથી એ લોકો તો એટલા બધા ખુશ થઈ ગયા હતા કે હુ જે જે શરતો કહેત તે તે પેલા કબુલ રાખત, પણ મે કોઈપણ એવી ગેરવ્યાજબી માગણી કરી નહિ માત્ર મને સિગાર અને સિગરેટો ફૂકવાની રજા મળવી જોઇએ અને મારી સગીને મારી સાથે રાખુ તો તેઓએ હરકત લેવી નહિ એવી શરત મે કબુલ કરાવી લીધી ધૂમ્રપાનના કહેવાથી પદ્માબહેન જરા કચવાયા, પણ પતિજીએ એમને સમજાવ્યા એટલે ઠેકાણે આવી ગયા

આટલુ બન્યા પછી પેલા બન્ને એકેકને ભેટતા સુવા ઉપડી ગયા અને હુ અને પ્રૉફેસર રૂમઝુમલાલ રસોડામા દીવો સળગાવીને બીડીઓ ફૂકતા અમારી સ્થિતિ વિષે ચર્ચા ચલાવતા બેઠા

---

## પ્રકરણ ૧૫

### જેમાં અમારી ચર્ચાને પરિણામે હું ડાકટર થાઉં છું.

કોઇ અજાણ્યા માણસને અમને જોઇને બહુ જ આશ્ચર્ય થાય તેવુ હતું એક તરફ એક ઘરડી બુઢ્ઢી ચીથરેહાલ કપડા પહેરીને બેઠી હતી અને બીજી બાજુએ એક જુવાન આયા બેઠી હતી. બન્ને જણ ધૂમ્રપાન ચલાવી રહ્યા હતા અને શુદ્ધ ગુજરાતીમા, અને વચમા વચમાં અંગ્રેજીમા વાત ચલાવી રહ્યા હતા

પ્રોફેસરની દાનત ખોટી લાગતી હતી અને ગમે તેમ કરીને તેને મારી પાસેથી એક ટીકડી કઢાવવી હતી પણ હુ કાંઈ એમ કાચો ન હતો એટલે એમા એમનુ વળે તેમ હતુ નહિં

"પણ આપણે મારી ઑફીસમા જઈ શકીએ તેમ જ નથી ત્યા તો બધુ બધ જ ગણ્યુ છે અને રામેશ્વર કોઇને ગણ્વા દે તેમાનો ઘરાક નથી" રૂમઝુમલાલે કહ્યુ, "વળી ત્યા વિજળીના યત્રો હજી એમને એમ છે કે નહિ તેની પણ આપણને ખબર નથી'

"પણ ત્યા એ યત્રો નથી જ એમ પણ આપણી ખાત્રી નથી ને?" હુ બોલ્યો, "બાકી અદર જવાને માટે તો મારી બારણા તો હશે જ ને!"

આખરે અમે એ મકાન ઉપર ધાડ પાડવાનો ઠરાવ કર્યો રૂમઝુમલાલને વિજયની ઝાઝી આશા ન હતી પણ મને તો બહુ જ વિશ્વાસ બેસી ગયો હતો પણ આ પ્રપચમા એક જ ખામી હતી અને તે એ કે અમારી બન્નેની પાસે બિલ્કુલ પૈસા ન હતા લુટારાઓને પણ થોડા પૈસાની જરૂર પડે જ છે, પણ તેટલા પણ અમારી પાસે ન હતા પ્રોફેસરની એવી સલાહ હતી કે મારે આ નવી જગ્યાએ એકાદ મહિનો રહેવુ અને એ રીતે પૈસા મેળવવા હુ આટલો લાબો વખત થોભવાને તૈયાર ન હતો, તેમ જ મારી ખાત્રી હતી કે એકાદ દિવસમા જ મારા શેઠ શેઠાણી મને કહાડી મુકશે રૂમઝુમલાલને એમ લાગતુ હતુ કે હુ નિરર્થક એટલો હલકો અભિપ્રાય મારે માટે રાખુ છુ

"જે વખતે હુ પ્રોફેસર શાહ હતો અથવા તો નામાકિત એક્ટર હતો તે વખતે જો તમે આવ્યા હોત તો કાક પણ આશા હતી, પણ બિલ્કુલ આવડત વિનાની ચાકરડી તરિકે મા મેળવવાની આશા વ્યર્થ છે" મે કહ્યુ

"પણ ત્યારે એક બીજી ટીકડી ગળી જુવોને" રૂમઝુમલાલે કહ્યુ, "આ સ્થિતિ કરતા તો કાંઈક સારી જ સ્થિતિ થશેને"

"હા, એ વાત ખરી છે" હુ બોલ્યો

"ત્યારે ગળી જાઓ" પ્રોફેસરે કહ્યુ, "નહિ તો પછી હુ ગળુ"

"ના ના, હું જ ગળીશ, તમારે તસ્દી લેવાની જરૂર નથી" હુ બોલ્યો, "પણ તમારૂ શુ"?

"તમે કોઇક ઠેકાણે મળવાનુ વચન આપો" રૂમઝુમલાલે કહ્યુ, "રૂપાતર કપનીની ઑફીસ આગળ જ તમારે મને મળવુ

એમ રાખો. બાકી હું તો આ ભિખારણના વેષથી કંટાળી ગયો છું. ખરેખર, હું જ્યારે મારા ખરા રૂપમાં આવીશ ત્યારે દરેક ભિખારણને મફત ટીકડી આપીશ "

" ત્યારે તો તમારે ગંજાવર કારખાનું કહાડવું પડશે ' મેં કહ્યું, " તમારી આ દિવાની યોજનામાં એકને ફાયદો થાય છે પણ બીજાને નુકશાન થાય છે એ તમે વિચાર્યું જ નહતું ખરૂં ને ? મને પોતાને જ આટલાં રૂપ બદલવામાં કાંઈ ફાયદો થયો હોય તેમ જણાતું નથી "

" એતો વિવાદગ્રસ્ત વાત છે " પ્રોફેસર બોલ્યા, " મને પણ ફાયદો થયો નથી, પણ મારી જગ્યાએ જનારને તો ફાયદો થયો છે જ "

" પણ એ વ્યાજબી છે ? તમને કાંઇ લાગણી છે કે નહિ ? " હું બોલ્યો, " મેં આ થોડીક ટીકડીથી આખી જીંદગીમાં નહિ કરી શકત એટલી ખરાબી આટલા થોડા વખતમાં કરી છે તેનો કાંઈ ખ્યાલ છે ? "

" એ તો મારી કંપનીની એક ખુબી છે " રૂમઝુમલાલે કહ્યું, ' મારી કંપનીના સભાસદ થનારને જ આવું સુખ મળી શકે છે "

" તમે શેના પ્રોફેસર હતા ? " મેં પૂછ્યું

" તત્વજ્ઞાનના " તેમણે જવાબ આપ્યો, "જીવન અને સુખના સિદ્ધાંતોના "

" હંઅ, મને તો લાગે છે કે તમે ' ઉન્માદ અને તેનાં લક્ષણો એ વિષયના પ્રોફેસર હશો ! " મેં કટાક્ષથી કહ્યું, " જો હું તમારી જગ્યાએ હોઉં તો કાંઈક વધુ અભ્યાસ કરૂં, કારણ કે કાર્ય અને અસરનું કાંઈક જ્ઞાન પણ તમને વધુ ઉપયોગી થઈ પડશે, નહિ તો અચાનક ફાંસીને લાકડે લટકી જશો, સમજ્યા ? "

આટલા વાદવિવાદ પછી રૂમઝુમલાલ અમારા નવા શેઠાણીના ઘરમાંથી જેટલું ખાવાનું તફડાવાય તેટલું લઇને વિદાય થયા અને મેં પાછી એક ટીકડી ગળી લીધી થોડીવારમાં બધું ઝાંખું થઇ ગયું

* * * * *

હું એક સ્વચ્છ ઓરડાના બારણા આગળ ઉભો રહીને એક સ્ત્રી સાથે વાત કરતો હતો

" હવે આ પગ આમ ક્યાં સુધી ચાલશે ? " પેલીએ પૂછ્યું.

" બહુ થાકી ગયો નહિં હોય તો બીજા પાંચેક માઇલ ચાલે." મેં જવાબ દીધો.

" ડાકટર, તમે શુ બોલો છો તે મારાથી સમજાતું નથી " મારા જવાબથી પેલીનો પીત્તો ઉકળી આવ્યો હોય તેમ સાફ જણાતુ હતું હુ ડૅાકટર હતો તે પણ મને તે વખતે જણાઇ ગયુ "તમારે જો મશ્કરી જ કરવી હોય તો એમ કહી દ્યો "

" મશ્કરી ? નારે ના, એવી બાબતમા મશ્કરી હોય ! " મે જવાબ દીધો

"પણ ત્યારે હુ પૂછુછુ કે મારો અધિવા ક્યારે નરમ પડશે ત્યારે આમ કેમ બોલો છો ? " પેલીએ ચીડવાઇને પૂછ્યુ

મે જાણ્યુ કે જ્યારે આ બાઈ જવાની જ તૈયારીમા છે ત્યારે એને ખરા ડાકટરે બધી શિખામણ આપી જ દીધી હશે અને દવા પણ પધરાવી જ હશે એટલે હુ બોલ્યો, " પણ હુ તમને હમણા જ કહી ગયોને "

' હા, તે તો ખરૂ પણ મારે જાણવુ છે કે હવે કેટલા દિવસમા સારૂ થઈ જશે ? "

"એકાદ અઠવાડીયામા," હુ બોલ્યો, ' હવે ઝાઝો વખત નહિલાગે "

" એકાદ અઠવાડીયામા ?" તે બોલી, "એટલામા તો હુ મરી જાઉં "

" એતો એમ કે જો આપણે ચાપતી દવા નહિ કરી હોત તો અઠવાડીયુ થાત " હુ તરત જ ફેરવી નાખીને બોલ્યો, " આ તો બે કલાકમા તો તમે બરાબર સાજા થઇ જશો "

" હુ દવા કેવી રીતે લઉં ? " પેલીએ પૂછ્યુ

આ ખરી કમબખ્તી આવી લૂટારા થવાને માટે પૈસા જોઇએ એટલા માટે હું ડાકટર થયો હતો પણ કોઈ બિચારાઓને ઝેર આપીને મારી નાખવા નહિ એથી હું બોલ્યો, "ઉભા ઉભા લેજો, બેશીને નહિ "

" ઉભા ઉભા ! " પેલી બિચારી ગુચવણમા પડીને બોલી

" હા હા, ઉભા ઉભા જ, " મે જાણ્યુ કે હવે બીજી રીતે વાત કરવામા સારુ નથી. " મે એક વખત એક માણસને સધિવા થયો હતો તેને એક પગે કૂદવાનુ કહીને જ મટાડયો હતો જમીન ઉપર મે એક મીણબત્તી સળગાવીને મૂકી અને તેની આસપાસ તેને પેલે જ પગે કૂદવાનું કહ્યુ એક કલાક થયો એટલામા તો તે સરો થઇ ગયો મીણબત્તી જ જોઇએ એવી ખાસ જરૂર નથી, વચમા ગમે તે વસ્તુ મુકી હોય તો ચાલે. હુ સાજના જોવા આવીશ ચાલો, માહેબજી "

પેલી તો આ સાભળીને ઠંડી જ થઇ ગઇ પણ સાહેબજી કરીને હુ તો અંદર જ ગયો એટલે નહિં છૂટકે પેલી પોતાને રસ્તે ચાલી ગઇ. હું અંદર જઇને મારી ખુરશી ઉપર બેસુ છુ એટલામા તો એક ભાગેલા ઘાટના એન્જીનની માફક હાફતો જાડો, અગડબંબ જેવો પણ પૈસાદાર લાગતો એક ગૃહસ્થ મારા ઓરડામાં ધસી આવ્યો. "તમે પોતાની જાતને ડાકટરમા ખપાવો છો કેમ ?" જેની સલામી જ આ પ્રમાણે શરૂ થઈ "તમે બધા દગાખોર લુટારા છો લુટારા!"

"અલબત્ત, હુ મને ડાકટર કહેવડાવુ છું પણ શેકસપીયરે એ બાબતમા કહ્યુ છે કે Rose by any other name would smell just as sweet પણ તમને થયુ છે શુ ? આમ હાફો છો કેમ ?" મે કહ્યુ

"કાલે તો હુ બહુ જ માંદો થઇ ગયો હતો અને આખી રાત તફડી તફડીને કહાડી હતી." પેલો મારૂ વાક્ય સાભળીને જરા અજબ તો થયો હતો છતા બોલ્યો, "તમે જે દવા મોકલી હતી અને જેને માટે તમે એમ કહેતા હતા કે એ પીવાથી હુ તરત સાજો થઈ જઇશ તે પીવાથી તો હુ ઉલટો વધારે માંદો પડયો. ડાકટર, તમે 'હબગ' છો ખુલ્લેખુલ્લુ તમે દર્દીને કહી કેમ દેતા નથી કે એને શુ થયુ છે ?"

"કારણ કે એક તો એ કે અમારો ધંધો એ પ્રમાણે ચાલે નહિ" મે ઠંડે પેટે જવાબ દીધો, "અને બીજુ એ કે તમે સત્ય સહન કરી શકો નહિં"

આ જવાબ સાભળીને પ્રથમ તો એને વિચાર થયો કે ગુસ્સે થવુ પણ પછી બોલ્યો, "ડાકટર, તમે ઠંડે કલેજે વાત કરો છો ! મે કમમા કમ બે ડઝન ડાકટરો જોઇ નાખ્યા પણ તમારા જેવો બોલનાર કોઈ જોયો નહિ."

"તમારે બીજુ સાભળવુ હોય તો હજી સભળાવુ" મે કહ્યુ, "મારે વધારે નફો જોઇતો નથી પણ સાચી સલાહ આપુ"

"આપો, આપો" પેલો બોલ્યો

"એમા કાઇ વધારે નથી." મેં કહ્યુ, "તમે પુષ્કળ ખાઓ છો, પુષ્કળ ઢીંચો છો, પુષ્કળ ઉંઘો છો અને કામ કરતા નથી."

"હેં !" પેલાએ ગુસ્સાથી લાલચોળ થઇ જઇને કહ્યુ.

" હુ નહોતો કહેતો કે સત્ય બહુ થોડા માણસ જીરવી શકે છે ! " હું બોલ્યો, " તમારે વાડી છે " ?

"હા, કેમ ?" પેલો અજબ થઈને બોલ્યો

"ત્યારે પાવડો અને કોદાળી લઇને રોજના આઠ કલાક વાડીમાં ખોદકામ એક મહિના સુધી કરો અને ભુખ લાગે ત્યારે બાજરાનો રોટલો અને છાશ લેજો." હુ બોલ્યો, " તમારે આ પ્રિસક્રિપશનની જરૂર નહિ હોય તો કાંઈ નહિ, તમારૂ હાર્ટ થોડા દિવસમા બંધ થઈ જશે એટલે બધી પચાતી મટી જશે "

"પણ--પણ જો હુ તે પ્રમાણે કરૂ તો ?" પેલાએ ગભરાઇને પૂછ્યુ.

" તો તમે તમારા હાર્ટને બેસાડવાનુ કરશો તો પણ બેસશે નહિ " મે જવાબ વાળ્યો.

" પણ મારી પાસે પાચ પચાસ લાખ રૂપિયા છે " તે બોલ્યો, " હું મજુરની માફક કામ કેમ કરૂ ? "

"નહિ કરો, " મે જવાબ આપ્યો, "તમારા સગાવહાલાઓ તમારા રૂપિયા વહેચી લેશે અને ખુશી આનદમા દિવસો નિર્ગમન કરશે."

આથી તરત પેલાને સાન આવી અને ઢીલો થઇ ગયો. "પણ ડાકટર, બીજો કાંઈ રસ્તો નથી ? હુ મારી વાડીમા ખોદકામ તો નહિ કરી શકુ " તે બોલ્યો

"હા, ગજવામા પચાસેક રૂપિયા લઇને નીકળો અને ચાલવા માંડો ચાલતા ચાલતા થાકી જાઓ ત્યા વિસામો લેવો અને કકડીને ભૂખ લાગે ત્યારે સાદામા સાદો હલકો ખોરાક અને તે પણ થોડા પ્રમાણમા ખાવો. એક મહિનામા તમે ડાકટરને ઠોકર મારશો " મે કહ્યુ.

"તમે સાથે આવો તો હું જાઉ. " તે બોલ્યો, " તમે અહિં યાં કાઇ ઝાઝી કમાણી કરતા હો એમ લાગતુ નથી બધો ખરચ મારો અને મુસાફરી પૂરી થાય ત્યારે સારી જેવી બક્ષીસ તમને મળશે."

" મારી પણ ઇચ્છા તો છે. " હુ બોલ્યો

"ત્યારે ચાલો, વાર શેની છે ? " તેણે કહ્યુ, " અહિ કોઇને સૂકી જજો તમે પરણ્યા તો નથીને ? "

" અં, હુ ધારૂછુ કે હુ પરણ્યો નથી. " મને એ વાતની કશી જ ખબર નહતી એટલે મારાથી ગોટા વળાયા, " પણ આજે રાતે ૧. જરા મારે કામ છે. "

"હા હાહાહા ! ડાક્ટર ! તમે પણ બડા રસિક જણાઓ છો !" પેલો બોલ્યો

મે ઝડપથી મનમા વિચાર કરી નાખ્યો. જો અમારી ધાડ પાડવાની યોજના નિષ્ફળ જાય તો આવા ઉલ્લુ પૈસાદાર મિત્રની સાથે ઓળખાણ કરવામા કાંઇ વાધા જેવુ નથી. આજ જગ્યાએ હુ રહુ તો તો કદાચ કોઇ દર્દીનુ ગમે તે દવા આપીને ખૂન પણ કરી બેસું એમ મને લાગ્યુ.

"જો કાલ સવાર સુધી તમે મુલ્તવી રાખી શકતા હો તો હું આવવા તૈયાર છુ." મે કહ્યુ

"કબુલ," તે બોલ્યો "પણ જતા પહેલા એકવાર તો પેટ ભરીને જમી શકુ ખરોને ?

"હા, ખુશીથી, પણ પછી હદ ફરાવી નહિ જતા, નહિં તો આ મુસાફરીને બદલે મારે સાથે સોનાપુર આવવુ પડશે" મે કહ્યુ.

મે તેને વળાવ્યો અને પછી હુ કોણ છુ તેની વધારે તપાસ કરવા હુ અંદર ગયો એક આરસામા જોયુ તો જણાયુ કે હુ પાતળો, લગભગ ખખડી ગયેલો આધેડ વયનો એક ડાક્ટર હતો પણ આથી વધારે ખુલાસો મને મળી શક્યો નહિ તેથી મે ઘટડી વગાડીને ચાકરને બોલાવ્યો, "કેમ, બધા ઘરમા છે ને ?" મે પૂછયુ

"હાજી, હુ અને રસોઇઓ બન્ને ઘરમા જ છીએ " પેલો બોલ્યો એટલે આપણે ધાર્યું કે નિરાત થઇ ગઇ એકલી વાડીમા એકલા દેડ આપણને કોઇ સતાવનાર નથી પછી મે જાણ્યુ કે જો કોઇ બીજા દર્દીઓ પણ આવશે તો તેમને દવા તો આપવી જ પડશે અને કંપાઉડર છે જ નહિ એટલે જાતે જ બનાવવી પડશે આવી સ્થિતિમા જો અગમચેતી નહિ વાપરી તો કોઇ બેચારના ખૂન થઈ જશે. આથી મે એક મોટામા મોટો બાટલો લીધો અને અદર પ્રથમ તો ચોખ્ખુ પાણી—Acqua pura—નાખ્યુ પછી થોડી ખાડ નાખી, અદર ભેળવ્યુ થોડુ એપ્સમ સૉલ્ટ અને સ્વાદ તેમ જ રગ આણવા અદર ઉમેર્યું થોડુ શરબત અને તેમા થોડો હિંગનો અર્ક નાખ્યો એટલે બની ગઈ અકસીર દવા ! બે કલાકમા તો આ આખો બાટલો મે દર્દીઓમા ખપાવી કહાડયો ૭ ૭ આના લેખે રૂ. ૧૧—૪—૦ આ મારી દવામાંથી મેં ઉપજાવી કહાડયા. માત્ર એક માણસ જરા આડો નીકળ્યો. તેની વહુના માશીના છોકરાની સાળીનો પગ મોચ-

વાગ્યો હતો તેથી તે મને બોલાવવા આવ્યો હતો. મારે બહુ કામ છે એમ કરીને મે તેને સમજાવ્યો અને તેની સાથે થોડી માથાઝીક કરી ત્યારે જ તેણે પોતાને માટે પણ પેલા બાટલામાથી દવા લીધી !

હુ દવાખાનુ બધ કરતો હતો એટલામા એક માણસ આવ્યો તેને અસ્તરાથી હાથ ઉપર મોટો ઘા પડયો હતો. આ વખતે હુ જરા ગભરાયો પણ એટલામા એજ બોલી ઉઠયો કે મારે ગમે તેમ થાય તોપણ ટાકા તો મારવા જ નથી એટલે મે તેને એવી જીદ કરવાને માટે ધમકાવ્યો અને પછી પરિણામ કાંઈ ખરાબ આવે તો ડાકટરનો વાક નહિ કહાડીશ એમ કહીને સ્પીરીટ રેડીને પાટો બાધીને ત્રણદિવસની દવા પેલા બાટલામાથી આપીને રૂા ૩—૦—૦ ખીસામા મૂકયા !

આટલાથી જ સુભાગ્યે મારૂ ડાકટરી જીવન વ્યવહારૂ રીતે પૂરૂ થયુ.

## પ્રકરણ ૧૬

### એક બીજા પુરૂષની તબીયતના તથા મારા ગજવાના ફાયદાને માટે હું પગે ચાલતો મુસાફરીએ નીકળું છું.

હુ એકલો પડયો એટલે મને વિચાર આવ્યો કે જરા આમ તેમ ફરીને કપાતર કપનીની ઓફીસ આગળજ આંટો મારી આવુ તો ઠીક પડશે, એમ કરતા કદાચ પેલા રૂમઝુમલાલને પણ બુઢ્ઢીના વેષમા મળાશે વળી કદાચ તે ભૂખથી પીડાતો હશે તો થોડા પૈસા પણ અપાશે આવુ ધારીને કાઇની છત્રી પડી હતી તે બગલમા મારીને હુ ઓફીસની—દવાખાનાની બહાર નીકળી પડયો

પણ મને રસ્તા ઘણા જ વિચિત્ર અને અજાણ્યા લાગ્યા. વસતિ પણ મુંબાઇના કરતા ઘણી ઓછી લાગી અને આમતેમ ભટકયા પછી મને જણાયુ કે હુ કયા છુ અને કઇ દિશામા ભટકુ છુ તેની મને જરાય ખબર નથી આ ઉપરથી મે એક સિપાઇને પૂછ્યુ, " ફૉર્ટનો રસ્તો કયો ? "

" ફૉર્ટ ? હુ જાણતો નથી ! " તે અજબ થઇને બોલ્યો.

" શુ ફૉર્ટ જાણતો નથી ! " મે ગુસ્સે થઇને પૂછ્યુ, " આ મુંબાઇ શહેરમા તને ફૉર્ટની ખબર નથી ? "

"હ, મુંબાઇના કોટનો રસ્તો પૂછો છો ?" તે બોલ્યો, "ત્યારે તો જમણે હાથે વળો અને પછી સીધા ચાલવા માડો પણ તમે ચાલનાર કેવાક છો ?"

"સારો છુ," હુ બોલ્યો, "કેમ ? અહિથી કેટલુક દૂર છે ?"

"ઘણુ નથી" પેલો બોલ્યો, "આશરે પોણોસો માઇલ !"

"શુ શુ ?" હું ગભરાઈને બોલી ઉઠ્યો, "પણ ત્યારે હુ ક્યા છુ ?"

"વલસાડમા" પેલો બોલ્યો અને ગાડા તરીકે મને પકડવો કે નહિ એ વિચારમા મારી સામુ જોવા લાગ્યો

આ સાભળીને આટલો બધો હું કેમ અજબ થયો હઈશ એ વિષે હવે મને હસવુ આવે છે, કારણ કે કાઇ રૂમઝુમલાલની ટીકડીઓ એક જ ગામમા ફેરફાર કરવા બધાતી નહતી પણ હવે જેમ બને તેમ જલ્દીથી મુંબાઇ તો જવુ જ જોઈએ એમ લાગ્યુ, કારણ કે એક વખત એ રૂમઝુમલાલ પાછા હાથથી છટકયા તો ફરી મળવા મુશ્કેલ થઇ પડશે એ મારી ખાત્રી હતી જો મારી પાસે પૈસા હોત તો તો પેલા જાડાને અધર લટકતો મૂકીને તેજ વખતે પહેલી ગાડીમા બેસીને મુંબાઈ ચાલ્યો જાત પણ ગજવામા મુંબાઈ જવા જેટલા પૈસા નહતા એટલે ત્યા જવુ એ પણ નકામુ હતું, કારણ કે પૈસા મેળવવા તો મે પાછી ટીકડી ગળી હતી

એટલામા મને વિચાર આવ્યો કે પેલો જાડો માણસ કયા રહે છે તેમજ હુ કયા રહું છુ અને કોણ છુ એની પણ મને ખબર નથી એટલે મારે ઘેર પણ પાછા કેમ જવુ ? પોતાનું નામ પણ જાણતો નહિ હોય એવો માણસ ભુલો પડયા પછી પાછો ઘેર કેવી રીતે જઈ શકે ? કદાચ વીસ પચીસ વર્ષમા મને પત્તો લાગે ખરો ' આવા વિચારથી મે કટાળીને એક રેસ્ટોરામા ખાઇ લીધુ અને પછી ત્યાજ થોડા પૈસા આપવાના કરી મે તે રાત ગાળી નાખી. સવાર પડતાં જ ગજવામા હાથ નાખ્યો તો રેસ્ટોરાવાળાને આપવા જેટલા પૈસા પણ નહિ ! સ્થિતિ શી થાત તે તો કોણ જાણે, પણ એટલામા સુભાગ્યે પેલા જાડા ગૃહસ્થનો ઘાંટો સભળાયો.

"પણ જહાગીર," પેલા જાડા ગૃહસ્થે કહ્યુ, "ડાકટર બી કોઇ વિચિત્ર આદમી લાગે છ ! મને કહેવા લાગ્યો કે વાડીમા માળીની કોની કામ કર નહિ તો એક, મહિના વેર ચાલીયા જ કર."

" ડાકટર બિચારો આય શાપુરજીને બરાબર ઓલખતો નહિં હોય. હા હા હા ! " જહાગીર આ જાડાને બનાવતો બોલ્યો, " પાએના પીડા લગી ચાલીને પછી હીંચવા બેસી જાય ! "

" લાગી શરત પચાસ પચાસ રૂપીયાની ! " શાપુરજીનુ ટપાલ ગરમ થઇ આવ્યુ એટલે તેમણે ઓકાવી દીધુ " મારે તને તે શરતમા તો હરાવવો તુ ચાલતા થાકી જવાનો પણ હુ થાકવાનો નથી "

" કબૂલ " જહાગીરે પણ દમમા કહ્યુ

" સેવક અપાયર તરિકે આવવા ખુશી છે, તૈયાર છે, આતુર છે." આપણે હૅટ ઉતારીને નીચા વળીને સલામ કરતા બોલ્યા

" ઓહો ડાકટર સાહેબ, " શાપુરજી બોલી ઉઠયા, " તમે આવી બી પહોચ્યા ? "

" અલબત્ત " હુ બોલ્યો.

જહાગીરજી શેઠ સાથે મારી ઓળખાણ કરાવવામા આવી. તે પણ જાડા, પહોળા, પહોચતા પૈસાદાર માણસ હતા નાસ્તો સારી પેઠે લેવાયો એટલે શાપુરજી તો પોતાની શરતમા ધણી પડતા હોય તેમ જણાયુ, પણ મારે તે કબુલ નહોતુ દવાખાનામા રહીને કોઇને ખોટી દવા આપીને ખૂન કરવાને બદલે આવા શેઠીયા સાથે રહેવામા મને ઘણુ સતોષકારક લાગ્યુ આથી મે એમને પાનો ચઢાવ્યો અને અમે ત્રણ જણાએ આખરે મુંબાઇનો રસ્તો લીધો ગમે તેમ કરતા આખરે મુબાઇ આવ્યા પણ ખરા. જ્યા જ્યા રસ્તાની મૂશ્કેલી જણાઇ ત્યા ત્યા ગાડી ખટારા વગેરે કરી લીધા, પણ આખરે ઠેઠ પહોચ્યા ખરા બન્ને શેઠીયા બહુજ ખુશ થઈ ગયા હતા કારણ કે ચાલતા અથડાવાથી બન્નેની તબિયતમા ઘણો સુધારો થઇ ગયો હતો જહાગીરજીએ શરતમા રૂ ૫૦) ખોયા તે ઉપરાત મને રૂા. ૧૦૦ ) આપ્યા અને ટ્રેનમા વલસાડ ઉપડી ગયા શાપુરજી શેઠે તો મુંબઇમા થોડા દિવસ રહેવાનુ ઠરાવ્યુ અને રોજ સવારના દશ દશ–પદર પદર માઇલ હેલપાટી કરવાની શરૂ કરી દીધી

મે પણ મુબાઇમા પેલી ભિખારણને શોધવાનો ભગીરથ પ્રયાસ આરભ્યો. આખરે જેમ તેમ કરતા પરેલ આગળ એ હાથ લાગી. મેં તેને તરત ઓળખી અને કહ્યું, " અરે બુઢ્ઢી, કાલે સાજે સાતેક વાગે રેલ્વે હોટેલમા ડૉ. માણેકલાલને મળજે તો તને ફાયદો થશે."

તે પ્રમાણે પેલી બુઢ્ઢી રેલ્વે હોટેલમા આવી અને બોલી, "કેમ શેઠ, શુ કામ છે ?"

"કોટમા એક ઓફીસ ફાડવાનુ"

"હે શુ ? તમેજ—" રૂમઝુમલાલ અચબો પામીને બોલી ઉઠયા

"હા હા, એ હું જ, પણ વાતમા વખત ગુમાવવામા ફાયદો નથી" મે કહ્યું, પછી મારા શાપુરજી શેઠને એક ચીઠ્ઠી લખી નાખી કે એક દર્દીનો તાર આવવાથી હું પાછો વલસાડ જાઉ છું આટલુ કરીને હું અને રૂમઝુમલાલ ધાડ પાડવા ચાલ્યા પણ અમને માર્ગમા મુશ્કેલીઓ ઘણી હતી ધાડપાડુઓ પાસે હથીઆર હોય છે તેવા અમારી પાસે એકેય નહતા રૂમઝુમલાલ તો શરૂઆતમા જ પાછા હઠી જવાનુ કરતા હતા. પણ મે કહ્યુ, "તમારે આ બુઢ્ઢીના વેષમા ઠીક લાગતુ હોય તો તેમ કરો બાકી મારે તો હમણા મઝા છે શાપુરજી શેઠની સાથે રહીને જીદગી ગુજારવાની છે એટલે મફત-નુ ખાવુ અને મસીદે સૂવુ એવો ઘાટ છે"

આટલુ કહ્યુ ત્યારે પ્રોફેસર સાહેબ ઠડા થઈ ગયા અને અમે ઠરાવ કર્યો કે રામોશીને મારે બોલાવવો અને વાત કરતા કરતા દૂર લઈ જવો રૂમઝુમલાલે તે દરમ્યાન અદર ઘૂસી જવુ પછી રામોશી આઘો પાછો જાય એટલે એમણે મને દાખલ કરી દેવો. આ પ્રમાણે ગોઠવણ કરીને અમે ત્યા ગયા. ત્યા જઈને મે રામોશીને કહ્યુ,

"દેખો રામોશી, હુ પ્રોફેસર સાહેબને મળેલો અને એમણે મને કહેલુ કે ઑફીસમા કાંઈ ગૂમ તો નથી થયુ તેની તપાસ કરી આવવી"

"તેની તમારે કાંઈ ફીકર રાખવી નહિ, બધુ બરાબર છે. પણ પ્રોફેસર સાહેબ કયા છે ?" રામોશી બોલ્યો

"આવશે, આવશે, જરા કામસર રોકાઇ ગયા છે" મે કહ્યું, "પણ અંદર જઈને જરા જોઇ આવવા દેશે ?"

"નહિં સાહેબ, અદર તો જવા નહિ દઉ બધાને મનાઇ છે." રામોશી બોલ્યો અરે તારૂં ખચ્ચર જાયરે તારૂં ! હવે શું કરવુ ? પછી વિચાર કરીને આપણે તો ધીરે રહીને પેલા રામોશીના હાથમા પાચ રૂપિયા સેરવ્યા અને તેને સમજાવ્યો કે પ્રોફેસર સાહેબે જ એ એને માટે મોકલાવ્યા છે પછી વાત કરતા કરતાં હું તેને સહેજ આઘો લઈ ગયો. આટલી વારમાં રૂમઝુમલાલ અદર ભરાઇ બેઠા. હુ પણ રામોશી આઘો પાછો થાય તેની રાહ જોતો આમ તેમ જરા દૂરથી લટાર મારવા લાગ્યો.

# પ્રકરણ ૧૭ મું.

## જેમાં અમે ધાડ પાડીએ છીએ અને પછી હું ઝડપી વેષ બદલનાર થાઉં છું.

થોડોક વખત થયો એટલે મે જોયુ તો રામોશી આઘો ગયો હતો. મે બારણાને સ્હેજ ટકોરો માર્યો રૂમઝુમલાલ તૈયારજ ઉભેલા હતા એમણે તરત બારણું ઉઘાડયુ અને હું અદર દાખલ થઇ ગયો. પણ પાછુ બારણુ વાસીને મને રૂમઝુમલાલે દિલગીરીભર્યે અવાજે કહ્યુ, " આપણે અહિ આવ્યા તો ખરા પણ નકામાજ આવ્યા છીએ, કારણ કે જ્યા મારા યત્રો છે ત્યા તો તાળુ છે "

' અરે એમા થઈ શુ ગયુ ! " મે કહ્યુ, " તાળુ નહિ તોડાય તો રામોશીને પકડીને એની પાસેથી ચાવીઓ લઇશુ. બીજી કાઇ બારી છે ? "

" ના નથી, ' પ્રોફેસરે કહ્યુ, " મને તો લાગે છે કે હુ તો ફુટપાટ ઉપર જઇને સુઇ જાઉ મોડો પડીશ તો ત્યા જગ્યા નહિ મળે "

" હાહાહાહા ! સ્ત્રીઓને તો જગ્યા મળેજ " હુ બોલ્યો, "તમે સ્ત્રી થઇને એમ ગભરાઓ છો કેમ ? હું તો ગમે તેમ થાય તો પણ અહિથી ખસવાનો નથી '

" પોલીસો ખસેડશે ત્યારેજ ખસશો " રૂમઝુમલાલે કટાક્ષથી કહ્યુ

એના બોલવા ઉપર ધ્યાન આપ્યા વિના મે મારૂ કામ શરૂ કર્યું તાળુ તો તૂટે તેમ નહતુ પણ બારણાના પાટીયા ભાગી શકે તેમ લાગ્યુ હથીઆરમા માત્ર એક ચાકુ હતો તેના વડે મે પાટીયુ કોતરવા માડયુ રૂમઝુમલાલ બારણા આગળ ચોકી કરવા ઉભા રહ્યા. થોડાક વખત પછી રૂમઝુમલાલે આવીને પૂછ્યુ કે થાય છે શુ ? આના ઉત્તરમા મે જવાબ આપ્યો, " બારણા ઉપર જરા મુગલાઇ કારીગીરી કરૂ છુ તમારે કરવી હોય તો તમે બેસો. "

આ પ્રમાણે અથાગ મહેનત પછી આખરે બાકુ પડયુ એટલે મે રૂમઝુમલાલને કહ્યુ, " ચાલો સ્ત્રીઓએ પહેલા દાખલ થવુ જોઇએ " બિચારા પ્રોફેસર અદર દાખલ થતા હતા એવામાં એમને એક કાન લગભગ જૂદોજ થઇ ગયો. વેદનાથી પ્રોફેસરે બૂમ પાડી એટલે મે તેમને સમજાવ્યા કે કાન તો પેલી બુઢ્ઢીનો છે તેમા એમને ગભરાવાનુ શાનુ ! આથી રૂમઝુમલાલનુ પાણી આવ્યુ અને બોલી ઉઠયા, " પણ અત્યારે દરદ તો મને થાય છે ને ! "

પ્રોફેસર અદર દાખલ થયા કેડે હુ પણ અદર પેઠો. બારણાના કાણાને પાછુ કપડાના ટૂચાથી ઢાકયુ અને અદર બધી તૈયારી કરી.

" હુ પહેલા પ્રયોગ મારા ઉપર અજમાવીશ. " રૂમઝુમલાલ બોલ્યા.

" પણ પછી મારા ઉપર કોણ અજમાવશે ? " મે પૂછ્યુ.

" કેમ, પછી તો હુ મારા ખરા સ્વરૂપમા હઇશને. " પ્રોફેસરે કહ્યુ

" શું ધૂળ હશો ! તમેય ગધેડાના સરદાર છોને ! જ્યાં શરીર હોય ત્યા આત્મા જાય કે જ્યાં આત્મા હોય ત્યા શરીર જાય ? અહિ તો પેલી ખરી બુઢ્ઢીજ રહેવાની અને તમે તો કોણ જાણે કયાંયે રવડી મરવાના " મે જરા ગભરાઇને કહ્યુ

" ગમે તેમ હોય પણ હુ જ પહેલો પ્રયોગ અજમાવવાનો. નહિ તો–" તેમણે કહ્યુ

" નહિ તો શુ ? " મે પૂછ્યુ

' નહિ તો એક ટીકડી ગળીને હુ તો ગમે ત્યા ચાલ્યો જઇશ " રૂમઝુમલાલ બોલ્યા

" તરત મે મારૂ ગજવુ જોયુ તો ટીકડી ગેપ ! હરામખોર રૂમઝુમલાલે અધારાનો લાભ લઇને મારા ગજવામાથી ટીકડીઓ તફડાવી હતી ! હુ ઘણો ઉશ્કેરાઇ ગયો પણ પેલાએ તો ઠડે પેટે જવાબ આપ્યો, " હવે ઉશ્કેરાવાની જરૂર નથી. અત્યાર સુધી તમે તોરમા હતા, હવે મારો વારો આવ્યો છે. "

" પણ તમે જે કર્યું છે અને જે ભોગવો છો તે તો તમારા પોતાનાજ કર્મોને લીધે, અને હુ જે ભોગવુ છુ તે મારે લીધે નહિ પણ તમારી બેવકુફાઇને લીધે " મે ગુસ્સામા કહ્યું.

" નાજી, તમે ટીકડી તફડાવીને મને પૂછ્યા વિના ગળી નહિં ગયા હોત તો આપદા વેઠવી નહિ પડત " પેલાએ તગતજ જવાબ આપ્યો, " પણ હવે લડવાની જરૂર નથી કારણ કે આ યત્રથી આપણે આપણી અસ્સલ સ્થિતિએ આવી જઈશુ એવી મારી ખાત્રી છે.

" ગમે તેમ હોય પણ મને એક ટીકડી તો આપો " મેં કાલાવાલા કર્યા

" તમે તો મને એક પણ આપવાની ના પાડતા હતા પણ હું એવો હલકટ આદમી નથી " આટલુ કહીને તેણે મને એક ટીકડી આપી. પછી પોતે ખુરશી ઉપર બેઠા અને યત્ર ચલાવ્યુ- થોડી વાર થઈ એટલે મે તે યત્ર બધ કર્યું અને પેલી બુઢ્ઢીને ખુરશી ઉપરથી ઉઠાડીને હુ બેઠો જેવો હુ યત્ર ચલાવવા જતો હતો એવામા જ બારણુ ઉઘડ્યુ અને પેલો રામોશી અને એક પોલિસ અદર દાખલ થયા.

" કેમ ? " પોલીસે પૂછ્યુ, " અહિ શુ કામ કરો છો ? "

" વિજળીથી આપઘાત કરૂં છુ, તમારે કરવો હોય તો હુ ઉઠુ પછી તમે બેસજો " આટલુ કહીને મે તરત સ્વિચ ફેરવી ધડધડાટ યત્ર શરૂ થયુ પોલિસદાદા તો આખ ફાડીને જોતાજ રહ્યા એટલામા યત્રે જાદુઇ અસર કરી

હુ આયા મેરીના સ્વરૂપમા આવી ગયો એટલે કે હુ એક ડગલુ પાછો હઠયો પેલા ડાકટર સાહેબ મેરીના સ્વરૂપમા હશે તે વખતે તેમને કોઇ સારી નોકરી નહિ મળી હોય એમ જણાતુ હતુ, કારણ કે અગ ઉપર તદ્દન ચીથરેહાલ કપડા હતા મારા હાથમા એક મોટી થાળી પ્યાલા રકાબી હતા આ એકદમ ફેરફારથી મને જે આશ્ચર્ય લાગ્યુ તેનાથી થાળી ભડાક દઇને નીચે પડી અને પ્યાલા રકાબીના સહસ્ર કકડા થઈ ગયા શેઠ અને શેઠાણી અને અરધો ડઝન છોકરાઓની ચીસથી હુ ગભરાઇ ગયો પણ એટલામાંજ પાછો મારામા ફેરફાર થઇ ગયો.

* * * *

હું એક વિકટોરીયાવાળો બની ગયો હતો અને રસ્તા ઉપર જોરમા ગાડી દોડાવતો હતો. હું તો આ વેષ વચમાં કયાથી આવ્યો

એ વિષે વિચાર કરતો હતો તેટલામા પેલી વિકટોરીયામા બેઠેલ પુરૂષે મારા વાંસામા છત્રીનો ગોદો માર્યો અને ચીસ પાડીને કહ્યુ, " અરે ઉલ્લુ કીદર હાકતે હો ? મય ઓ ટ્રેન અબી ચૂક જાયગા, ગદ્ધા, પીછે ફીરાવ "

" પણુ તમારે જવુ છે કયા ? " મે પૂછ્યુ

" બીજે કયા જવુ હોય ? દાદરને સ્ટેશને જવુ છે. ૬–૪૫ ની ટ્રેન પકડવી છે " પેલાએ ઘાંટો પાડયો

" હવે શેઠ ૭–૪૫ ની પકડી, એમા બૂમ કેટલી મારોછો ! " મે પણુ સામો ઘાંટો પાડીને કહ્યુ.

" તુમ ગદ્ધા હો, તુમને દારૂ પીયેલા હય " પેલાએ સામો ઘાંટો પાડયો.

" દારૂ કયાથી લાવે ? પૈસા જોઈએને ! " મે કહ્યુ, " પણુ કાઇ નહિ, હુ તમને ટ્રેન નહિ ચૂકાવુ, પછી કાઇ ? "

આટલુ બોલ્યો તો ખરો પણુ દાદરના સ્ટેશનનો રસ્તો મેં કયાથી જોયો હોય કે હુ પાછો હાકુ. શુ કરૂ એવા વિચારમાં હતો એટલામાજ સુભાગ્યે મે એક બીજી વિકટોરિયા જોઈ. તરત વિકટોરીયાવાળાને બૂમ પાડી અને કહ્યુ, ' અલ્યા, દાદર સ્ટેશને ગાડી ઝડપથી હાક મને જે મળશે તેમાથી તારો અરધો ભાગ. " પેલો વિકટોરીયાવાળો મારા ખરા ખોળીયાના માલીકને ઓળખતો હશે એટલે એણે તરતજ હા કહી અને ગાડીને હાકી મુકી. પાછળ મે મારી વિકટોરીયાને દોડાવી અને પરિણામે ટ્રેન કરતાં પાંચ મીનીટ પહેલા અમે દાદરે આવી પહોચ્યા ત્યા પેલાએ પોતાની બેગ અને બીટો મજુરને આપ્યો અને મને પૂછ્યુ, "બોલ, કયા લેયગા ?"

" શેઠ, તમે આપી શકો તેટલું. " મે જવાબ આપ્યો, "ત્રણુ રૂપિયા ચાર આના, અથવા તો ચાર રૂપિયા ત્રણુ આના. "

"કયા ? કયા ? કયા બોલતા હય ?" પેલા શેઠે વળી ત્રાડ પાડી. "તુમ જરૂર પીયેલા હો. મે તુમકુ પોલિસકું દેયગા. પોલિસ, પોલિસ !"

એટલામા પેલો બીજો વિકટોરિયાવાળો વચમા પડયો અને આખરે શેઠે દહોડ રૂપિયો કહાડીને પેલાના હાથમા મૂકયો. પેલાએ ઠંડે પેટ પૈસા ગજવામાં મૂકયા અને પોતાની ગાડી દોડાવી મૂકી !

હું તો પેલાની હરામખોરી જોઇને ઠડોજ થઇ ગયો. આજ પ્રમાણે જો હું વિકટોરિયાવાળાનો ધંધો કરૂ તો તો થોડા દિવસમાં

દેવાળાનોજ વખત આવે ! પણ મને પૈસા કરતા તેની હરામખોરી વધુ સાલતી હતી તેથી તરતજ મે પણ ઘોડાને ચાબક મારીને પેલા વિક્ટોરિયાવાળાની ગાડી પાછળ મારી ગાડી દોડાવી " એ બચ્ચાજીની ગાડીના આજે બાર વાગી ગયા છે " આટલું બોલીને જૂના જમાનાના કોઈ મહારથી પોતાનો રથ શત્રુના રથ પાછળ હાકી મૂકે એમ મે પણ મારી ગાડી પેલાની ગાડી પાછળ હાકી મૂકી. શરત રસાકસીથી ચાલી એ વિક્ટોરિયા ઉછળતી, ખખડતી, ભભડતી રસ્તામા દોડવા લાગી, પણ આખરે મે વિજય મેળવ્યો મે પેલી વિક્ટોરિયાને પકડી પાડી અને જાણી જોઈને મારી ગાડી તેની જોડે અથડાવી અકસ્માત આબાદ થયા પેલી વિક્ટોરિયાના પાછલા બન્ને પૈડા છૂટા પડીને દોડવા લાગ્યા. વિક્ટોરિયાવાળો રસ્તામા ગબડી પડયો, અને હુ પણ આચકાથી ઉછળીને મારી વિક્ટોરિયામા પડયો

મે પ્રાપ્ત કરેલા વિજયથી હજી તો હુ હર્ષ પામતો માગ વાસા ઉપર હાથ ફેરવુ છુ એટલામા તો ચક્કર બદલાયુ.

. . . .

એક સ્ટેશન ઉપર એક હાથમા ઝાડુ અને બીજા હાથમાં પાણીની બાલદી લઈને હુ ચાલતો હતો !

---

## પ્રકરણ ૧૮ મું.

જેમાં હું ત્વરાથી અનેક રૂપ બદલું છું અને રૂપ બદલવામાં એક્કો થઇ જાઉં છું.

" કેમ ભીવા, તુ તો મને ઓળખતોજ નથી કે શુ ! " મને કોઇએ પૂછ્યુ

મે પાછા ફરીને જોયુ તો એક ભપકાદાર વસ્ત્રો પહેરેલી સ્ત્રી ઉભી હતી અને તેણેજ મને માયાથી અને મમતાથી પૂછ્યુ હતુ.

" મારે સાડા દસની ટ્રેનમા જવુ છે ક્યારે આવવાની છે ? " માગજવાબની રાહ જોયા વિના તેણે પાછુ પૂછ્યુ.

" બાઇ, દસને ત્રીસ મીનીટે " મે જવાબ આપ્યો

“ ઓહો, તુ તો મશ્કરો થતો જાય છે ! ” પેલીએ જરા હસીને કહ્યું, “ જગા આજે તારી છોકરીને અમારે ત્યા મારે મોકલજે, થોડા લુગડા આપવાના છે ”

‘ હાજી, મોકલીશ ” આટલુ બોલીને હુ વિચારમા પડ્યો રૂમઝુમલાલના બીજા પ્રયોગથી ગુચવાડો વધતો જતો હતો એમ મને લાગ્યુ આયામાથી ગાડીવાળો અને ગાડીવાળામાથી પોર્ટર ' અને તે પણ આટલી ઝડપથી ? હવે કોણ જાણે બીજા કયા કયા અવતાર આવી જશે ! આમ વિચાર કરતો ફરતો હુ ફરતો હતો એટલામા ટ્રેન આવી પહોચી તરતજ સ્ટેશન માસ્તરે ચીડવાઈને મને કહ્યું, “ભીવા, કયા મરી ગયો હતો ? મારે ઘટ વગાડવો પડ્યો ’

“ પણ તમે સરસ વગાડ્યો હો ! ’ મે સહેજ હસીને કહ્યું, “ અલબત્ત, એકેક ટકોરામા જરા જોર વધુ વાપર્યું હોત તો રણકો વધુ મોભાદાર અને ગભીર લાગત ! ”

સ્ટેશનમાસ્તર તો મારો જવાબ સાભળીને મારૂ મોઢુ જોતો જ ઉભો રહી ગયો પછી તે બોલ્યો, ‘ તુ–તુ–ભીવો નથી ! ’

‘ પણ મે કયારે કહ્યુ કે હુ ભીવો છુ ? ” હુ બોલ્યો ‘ હુ–હુ –”

* * *

એટલામા તો બધુ ખલાસ ! એક ક્ષણ પહેલા હુ સ્ટેશન ઉપરનો પોર્ટર હતો, બીજીજ ક્ષણે ટ્રેન, સ્ટેશન માસ્તર બધા ગેપ થઇ ગયા અને હુ એક જાડા માણસ સામે ઉભો રહ્યો હતો ! પેલા જાડાએ કહ્યુ, “ સોલી સહીઆર, હવે બહુ થયુ. હુ તમારૂ કહેવુ સાભળવાનોજ નથી. પૈસા આપો નહિ તો જેલમા જવુ પડશે ”

“ તમને વિવેકી વાત કરતા બહુ સારી આવડે છે ” હુ બોલ્યો, “ તમારે તો પૈસાજ જોઇએ છીએ ને ? ”

“ ત્યારે બીજુ શુ જોઇએ છીએ ? રાખ ! ” પેલો ચીડવાઇને બોલ્યો, “ રોજને રોજ ‘ હવે તો કાલે જરૂર લઈ જજો, કાલે તમને પૈસા મળી જશે ’ એવુ મારે સાભળવું નથી. તમને કાંઈ પણ ધધો કરતા શુ થાય છે ? મારે મારા વૈરી છોકરાને રઝળાવી મારવા નથી કે હુ તમને બેઠે બેઠે ખવડાવ્યા કરૂ ! ”

હુ સોલી સહીઆર ! ત્યારે ઉંધા પ્રયોગમા પણ રૂમઝુમલાલના પ્રયોગમા કાંઇ ઠેકાણુ છે ખરૂ ! હું મારા ખરા સ્વરૂપ

તરફ ધીમે ધીમે જતો જાઉં છું, પણ વચમાં વચમાં જરા બબ્બે ત્રણ ત્રણ ફ્રાગ્સ આવતા જાય છે ડાકટરમાંથી આયા, આયામાંથી ગાડીવાળો, ગાડીવાળામાંથી પોર્ટર અને પોર્ટરમાંથી પાછો સોલી એકટર ! ગમે તેમ હો પણ હમણાં તો પેલી આયાએ એકટર બનીને માગ માથે દેવું ઉભું કર્યું તેનું શું કરવું એ વિષે મારે વિચાર કરવાનો રહ્યો એટલામાં પાછો પેલા જાડાએ ધડાકો કર્યો, "એમ તું મને સાંભળતો જ નથી એવો ઢોંગ કરે છે તે ચાલવાનું નથી. મહિના એકના પૈસા બાકી છે, સમજ્યોને !"

"એ તો હું બધું સમજ્યો પણ તું જો પહેલાં જરા નાહીને સ્વચ્છ કપડાં પહેરી આવે તો ઠીક." હું બોલ્યો, "તારી સાથે વાત કરતાં પણ મને શરમ આવે છે."

"ઓહો ! એમ કે !" પેલાએ જવાબ આપ્યો

"હા, જો સાચું પુછાવે તો તું ગંદો છે તારૂં મકાન ગંદું છે અને તારૂં ખાવાનું સૌથી ગંદું છે" મેં દમમાં જ કહ્યું, "હું થોડા જ વખતમાં ફ્રેંગ્ફ્રાગની આશા રાખું છું એટલે તારૂં દેવું પતાવી દઇશ."

આ પ્રમાણે હું બોલ્યો અને તે પણ દમમાં, એટલે પેલાને એમ લાગ્યું કે મને કોઇ પણ ઠેકાણેથી પૈસા મળવાના હોવા જોઇએ. આથી તે એકદમ ઠંડો થઈ ગયો, અને બોલ્યો, "હાજી, પણ સાહેબ, જુઓને–મોંઘવારી ઘણી છે–"

"ગમે તેમ હોય પણ ઝાઝી ટકટક નહિ કર, તારૂં બીલ લઈ આવ" પેલો ઠંડો થયો એટલે મેં વધારે દમ કર્યો એકેક દિવસમાં રૂમઝુમલાલની મહેરથી હું બદલાઇ જઈશ એવી મને આશા હોવાથી કાંઇ ફીકર ન હતી પેલાએ બીલ બરાબર બનાવ્યું અને બહુમાં બહુ પચાસ થવા જોઇએ તેને બદલે પોણોસો રૂપિયાનું બીલ લાવીને હાથમાં મૂક્યું, હું તો બીલ લઇને દીલગીરીમાં માગ ઓરડામાં બેઠો, અને મારા ગજવાં ફંફોસવા માંડયાં ગજવામાંથી મને એક કાગળ મળી આવ્યો તે કાગળમાં પેલી આયાએ લખી રાખ્યું હતું કે પેલો જાડો વીશીવાળો બહુ પજવે છે માટે એનો ઘાટ બરાબર ઘડવો. આગલા દિવાનખાનામાં ભંડારિયા પાસે પાટીયાંની નીચે પોતે બધા રૂપિયા રાખે છે તે લઇને અહિંથી પસાર થઇ

જવુ આ વાચતા જ મને વિચાર સૂઝ્યો અલબત્ત, કેટલાક મારે માટે હલકા અભિપ્રાય બાધશે પણ મારી તે વખતની સ્થિતિમા હુ બીજુ કાઈ કરી શકુ તેમ ન હતુ વળી એક રીતે પૂછો તો હુ વીશીવાળા ઉપર ઉપકાર જ કરતો હતો, કારણ કે જો પેલી આયા સોલીના શરીરમા રહી હોત તો વીશીવાળાના બધાજ રૂપિયા જાત મારો વિચાર કાઈ તેવો હતો નહિ મે તો તે દિવસે પેલા સતાડેલા રૂપિયામાથી સો રૂપિયાજ લીધા

બીજે દિવસે જ પેલો વીશીવાળો આવ્યો, "કેમ શેઠજી બીલ !"

" હા, લઇ લે " મે ભપકામા જ ગજવામાથી નોટોનો થોડો કહાડીને કહ્યુ, "તારા પચોત્તેર રૂપિયા છે ને ? પણ મારી પાસે દસ દસ રૂપિયાની જ નોટો છે કાઇ નહિ, આ એશી રૂપિયા લે. પાચ રૂપિયા છોકરાઓને આપજે "

પેલો તો આ સાભળીને અને રૂ. ૮૦ ) લઇને ઠંડો જ થઇ ગયો તેણે મને નીચા વળીને ત્રણ ચાર સલામ કરી અને કહ્યુ, " શેઠજી, મઇ કાલે હુ જરા વધુ પડતુ બોલી ગયો હતો પણ શુ કરૂં ? મારે પણ પેટ પડ્યુ છે ને ! "

" ઠીક છે, ઠીક છે " આટલુ કહીને મે તેને પતાવ્યો મારૂ માન ઘણુ વધી ગયુ અને આપણે પણ એનાને એનાજ પૈસાથી પૈસાદારમા ખપવા લાગ્યા. પ્રૉફેસરના ફેરફારમા ધાર્યા કરતા વધારે વિલબ થયો એટલે મને ઘરમા પડી રહેવુ કટાળાભરેલુ લાગ્યુ આથી એક વખત હું ખાઈ કરીને બહાર લટાર મારવા નીકળી પડયો. હું એક જગ્યાએ ગયો ત્યા લોકોનુ ટોળુ ઉભેલુ જોયુ હુ પણ એ ટોળામા ઘૂસ્યો એક પોલિસદાદા એક નાના કુતરાના પેટ ઉપર પગ મૂકીને ઉભા રહ્યા હતા અને જાણે કોઇ સિહને લાત મારીને મારી નાખ્યો હોય તેટલા મગરૂબ થતા હતા હુ તે પોલિસ ઉપર ચીડવાતો હતો એટલામા જ કાઇપણ નોટિસ વિના બધુ ઝાખુ થઇ ગયુ !

\+ \+ \+ \+

હું જ તે પોલિસ થઇ ગયો ! મને તો પહેલેથી જ આવી નિર્દયતા ઉપર ચીડ હતી એટલે હું શરમાઇ ગયો અને મે તે કુતરા ઉપરથી પગ ઉઠાવી લીધો કેટલાક લોકો ઉભા ઉભા મારી

મશ્કરી કરતા હતા કેટલાક કહ્યું કે હું મગરૂસના વાઘની સાથેના કુસ્તીના ખેલ કરૂં છું કેટલાકોએ કહ્યું કે આવા મિત્રને પગ તળે કચરનાર પોલિસોને તો સુપરીન્ટેન્ડન્ટની જગ્યા મળવી જોઇએ એટલામા એક ટ્રામ આવી પહોંચી તેના ડ્રાઇવરે પણ એક મશ્કરી કરી નાખી પેલો બિચારો ખરો પોલિસ સોલ્જીના વેષમા ટોળામા ઉભો ઉભો પોતે પોલિસ છું એમ બુમ મારતો હતો અને મારી સામે ધસતો જતો હતો આનુ પરિણામ બહુ બુરૂ થાત, પણ એટલામા પ્રોફેસરના પ્રયોગની અસર પાછી આવી

* *

હું એક બુઢ્ઢી ચસ્મા પહેરેલી અને હાથમા મોટી મોળ સળીયા-ની છત્રીવાળી પારસણ બની ગયો હું એક ટ્રામ પકડવા જતો હતો એમ મને લાગ્યું એટલામા વળી પાછું ચક્કર ફર્યું

* * *

હું ટ્રામનો હાંકનારજ બની ગયો ! ટ્રામ સડસડાટ ચાલી જતી હતી અને પાછળ પુરપાટીએ દોડતો પેલો ટ્રામનો ખરો ડ્રાઇવર—પણ હમણાં બુઢ્ઢી પારસણના વેષમા—ચીસો પાડતો દોડતો હતો "કોઇ ઓ ટ્રામકુ અટકાવો—ઓ તો મેરી ટ્રામ હય અને ઓ સાલે કોઈ હરામખોર ઉસકુ લે જાતા હય" આ પ્રમાણે ઘાટા પાડતી પેલી બુઢ્ઢી-(ખરો ટ્રામ ડ્રાઇવર) ને જોઇને મે ટ્રામ ઉભી રાખી લોકોનું એક ટોળુ પેલી બુઢ્ઢીની પાછળ પાછળ ચડ્યું પેલાએ પોતાના બુઢ્ઢી પાર-સણના વેષ સામે જોયા વિનાજ પોતે ખરો ટ્રામડ્રાઈવર છે એમ બોલવાનું ચાલુ રાખ્યું લોકોમા આનંદ આનંદ થઇ રહ્યો હતો એવામા મે ગંભીરાઇથી કહ્યું, 'માયજી, કીદર જાનેકા હય ? પાય-ધોણી ?' આના જવાબમા તો પેલાએ પોતાની મોટી છત્રીજ મારા વાંસામા ઝટ કહાડી "મય ડ્રાઈવર હું તુમ કાયકુ સીધે ઈદર ખડે હો ?" આ વાક્યો સાભળીને લોકોનો હોકારો વધ્યો ટ્રામ ઉભી રહી અને એક પોલિસ પણ આવી પહોંચ્યો પોલિસને પેલાએ કહ્યું કે ટ્રામ મેરી છે પોલિસ તો આ બુઢ્ઢી પારસણનું આ વાક્ય સાભ-ળીને ખડખડાટ હસીજ પડ્યો અને બોલ્યો, "અરે હારે માયજી, આખી ટ્રામ કંપનીજ તમારી છંને !"

લોકોએ આ મશ્કરીથી હર્ષની ચીચીયારી પાડી પેલો બિચારો ખરો ટ્રામડ્રાઈવર તો લગભગ દિવાનોજ બની ગયો હતો અને લગ-

ભગ બેહોશ સ્થિતિમા ટ્રામ ઉપર ચડીને એક બહુજ ફેશનેબલ પારસી બેઠો હતો તેના ખોળામા પડી ગયો અમે બધાએ એને જેમ-તેમ બેસાડયો અને હુ પાછી ટ્રામ ચલાવવાનો યત્ન કરૂ છુ એટલામા મે પાછો વેષ બદલ્યો

* * *

આ વખતે રૂમઝુમલાલના પ્રયાગની અસર બહુ તીવ્ર લાગતી હતી અને હુ રૂપાતર કરવાના બરાબર ફોર્મમા આવી ગયો હતો એમ જણાતુ હતુ

હુ પ્રોફેસર શાહ થઈ ગયો હતો ૭ સાત ગભીર માણસો એક ટેબલની આસપાસ બેઠા હતા અને હુ તેમની સામા દીન વદને ઉભો હતો.

## પ્રકરણ ૧૯ મું

### જેમાં હું પાછાં અનેક રૂપો બદલતો જાઉં છું અને મારા અસ્સલ સ્વરૂપની પાસે આવતો જાઉં છું.

મને પ્રોફેસર શાહના રૂપમા જરા વધારે વખત રહેવાની ઇચ્છા હતી પણ તે પૂરી પડી નહિ પેલા ૭ સાતમાના અગ્રેસર જણાતા ગૃહસ્થે મને કહ્યું, " પ્રોફેસર શાહ, અમે ઘણા દીલગીર છીએ પણ તમે હવે આ જગ્યાએ રહેવાને લાયક નથી એવા ઠરાવ ઉપર અમે સર્વાનુમતે આવ્યા છીએ " હુ આ લોકોને બરાબર નભ-ળાવવાનો તેમજ મીસીસ શાહની પણ છેલ્લી મુલાકાત લેવાનો વિચાર કરતો હતો એટલામાજ પાછુ ચક્કર ફર્યું

* * * *

હુ રસ્તામા ઝપાટામા દોડતો હતો હુ શા કારણે દોડતો હતો તેની મને ખબર નહિ હોવાથી હુ અટકી ગયો. આમા મે ગભીર ભૂલ કરી હતી તેમ મને તરતજ જણાયુ જો મે પેલા માણસને દોડવાની જરૂર હશે એમ ધારીને દોડવાનુ ચાલુ જ રાખ્યુ હોત તો આ પરિણામ નહિં આવત. જેવો હુ અટકયો કે તરતજ એક ઝાડુનો ઝપાટો મારા માથામા પડયો.

" અરે બાપ ! " આટલુ બોલીને હું પાછુ ફરીને જોઉ છુ તો દોડવાથી હારી ગયેલી એક જાડી બૈરી હાથમા ઝાડુ લઇને ઉભી હતી.

તેના જોરનો કાંઇક સ્વાદ ચાખ્યાથીજ હું આ પ્રમાણે બોલ્યો હતો, "અરે બાઈ! તમે આ શું કરો છો?"

"જારે બાઇવાળા!" આટલા શબ્દોની સાથેજ મને એક બીજો સારો ઝપાટો પડયો, "બબ્બે વરસ થયા હું તને શોધું છું તે આજે પકડાયો"

"તે હશે, પણ બબ્બે વરસ થયા આજ પ્રમાણે સન્માન આપવાના વિચારમા હતા એ ઠીક નહિ કહેવાય" હું બોલ્યો, "ચાલો સાહેબજી, ફરીથી કોઇવાર મળશું હમણા મારે કામ છે"

"હે મુઆ તારે જવુ છે કયા? હુ તારી બૈરી છુ કે કોણ છુ?" પેલીએ કહ્યું

"આમ તપી જવામા સારુ નથી તમે માયાળુ છો—પતિપ્રત્યે સ્નેહ બતાવી શકો છો, એ બધુ ખરૂ પણ તમે મારા બૈરા નથી અને કોઇપણ જન્મારે થાઓ એમ હુ ઇચ્છતો નથી" મે ઠંડે પેટે કહ્યું

"કેમ, ભાણીયો પાછો આવ્યો કે શુ, રાધી?" એક ગંદી બૈરીએ આવીને કહ્યું, "તારો ધણી સારો છે! બબ્બે વરસે પાછો આવે છે! મારો ધણી બે મહિના એવી રીતે જાય તો બતાવી આપુ"

"અમે અમારૂ ફોડી લઇશુ, તારે વચમા ટકટક કરવાની જરૂર નથી" રાધીએ પોતાનો ગુસ્સો એના ઉપર કહાડતા કહ્યું, "ચાલ," એણે મને કહ્યું, "ઘરે ચાલ"

હુ ભાણાના વેશમા હતો એટલુ મને જણાયુ એટલે ઘેર ગયા વિના છૂટકો નહતો, કારણકે ઝાડુના માગાની સામે થવાની મારામા શક્તિ નહતી પણ એટલામા સુભાગ્યે પાછો હુ ત્યાથી છૂટયો ગણત્રી કરતા હવે ખરો ભાણો પોતાની ખરી જગ્યાએ પાછો આવ્યો તે જાણીને મને તેની ઘણી દયા આવી તે બિચારાએ ચાચીયાપણુ શરૂ કર્યું ત્યા મે જઈને તેને જગુ બનાવીને હુ પોતે ચાચીયો થઇ બેઠો અને એના પ્લૅનની કચુબર કરી અને અહિ પ્રોફેસર શાહે ચાચીયા તરિકે કામ બજાવ્યુ તેમા બે વર્ષમા બૈરીને મોજ નહિ બતાવ્યુ; અને હવે આ સર્વના પરિણામ ભોગવવા બિચારો પોતાની ખરી જગ્યાએ બેઠો! પણ મને આ બાબતમા ઝાઝો વિચાર કરવાનો વખત હતો નહિ હુ જગુ તરિકે એક સ્કુલમા, એક કલાસમાં ઉભો હતો અને સામા એક મહેતાજી મોટી નેતરની સોટી લઇને ઉભા હતા. મારે

માથેનો આરોપ ઘણો મોટો હતો. છોકરાઓને ઉશ્કેરીને ત્રણ મહેતાજી-ઓને માર મારવાના અને હોળીને દિવસે કાદવથી તરબોળ કરી નાખવાના કરપીણ ગુનાહને માટે મને ૩૦ નેતરના ઝપાટાની સજા ફેરવવામા આવી હતી, અને તે ઉપરાત સ્કુલમા રોજ ત્રણ ત્રણ કલાક ઉભા રહેવાનુ પણ હતુ

"જગુ," મહેતાજીએ ત્રાડ પાડી, "આમ આવ"

"તને શી સજા કરવાના છીએ તે તુ જાણે છે?" તેમણે દમામમા પૂછ્યુ

"હાજી, એ જાણવાનુ માન મને મળ્યુ છે" મે નીચા વળીને કુરનશ બજાવતા કહ્યુ

"તારો શો વિચાર છે?" મારો જવાબ સાભળીને જરા ઠંડો તો થયો હતો છતા બોલ્યો

"મારો વિચાર તો ગાંધીજીના જેવો સત્યાગ્રહ શરૂ કરવાનો હતો, પણ હવે મે વિચાર બદલ્યો છે હુ કાયદેસર લડત ચલાવીશ." મ મોટો ધાંટો પાડીને કહ્યુ

"હે! શુ?" પેલો તો મારો જવાબ સાભળીને અજબ જ થઈ ગયો

"જી હા, હવે માસ્તરોનો જૂલમ વધુ વખત ટકી શકે તેમ નથી. આજે મને તમે કદાચ નેતરની સોટીથી મારશો પણ આવતી કાલે આખા હિંદુસ્થાનમાના વર્તમાનપત્રોમા તે સામેના લખાણો આવશે. નામ-દાર ગવરનરને ૫૦,૦૦૦ આદમીઓની સહીથી અરજી જશે પણ માસ્તર, મારૂ હાર્ટ નબળુ છે તો મોટી મારતી વખતે કોઇ ડાકટરને ઉભા રાખવાના છો કે? કારણ કે હું અચાનક મરી જઈશ તો પચ-કયાસ વખતે તમને કદાચ અડચણ પડશે" મે કહ્યું.

પેલો માસ્તર આ ધડાકો સાભળીને તતપપ થઇ ગયો અને થોડીવાર મારી સામે જોઇને પોતાના હેડમાસ્તરને મળવા ઉપડી ગયો.

આપણે પણ પાછા ત્યાથી ઉપડયા.

* * * * *

એક સયુક્ત કુટુબમા હુ નાની વહુ બની ગયો હતો અલબત્ત, મને મારી સ્થિતિનું ભાન થતા થોડી વાર લાગી, પણ મને આવા વેષ ભજવવાની ટેવ પડી ગઇ હતી એટલે હુ ગભરાયો નહિ

એક ઓરડો હતો અને તેમા પાચ છ બૈરા બેઠા હતા આમાં હુ સૌથી નાનો જણાતો હતો વચમા એક જાડી, ઠીંગણી, કદરૂપી

બૈરી ( જે મારી જેઠાણી થતી હતી એમ મને તરતજ જણાયુ ) ખૂબ ઘરેણા પહેરીને બેઠી હતી આસપાસ બેઠેલા બૈરા ઉપર પણ તે જોહુકમી ચલાવતી હતી અને તેની પાસે સૌથી મોટો સદ્‌ગુણ–પૈસો–હોવાથી આ બધા બૈરા તે જોહૂકમી ખમી લેતા જણાતા હતા એએક મીનીટમાજ હુ વસ્તુસ્થિતિ જાણી ગયો અને રૂમઝુમલાલની કૃપાથી હુ અહિં થોડોક વખત રહુ તેટલા વખતમા મારી જેઠાણીને મારે બરોબર સપાટો બતાવવો એવો મે નિશ્ચય કર્યો થોડીવારમાજ તક મળી

“ આ મણીગવરી—અમારા દેરાણી કાલે એમના ધણી સાથે નાટક જોવા ગયા હતા શોભ્યા તો બહુ હશે ! ” મારી સામે તિરસ્કારથી હસીને પેલી જેઠાણીએ કહ્યુ, “બેસીને ધણીની સાથે હાહા-ઠીઠી કરી અને ચોપડા વાચ્યા એટલે ભવન સુન્દરી ગયા ! એકલા રહેતા હોય તો બધીએ ખબર પડે ધણીને જાતે રસોઈ ને વાસણ-કુસણનુ કરવુ પડે રાતના પાછા શેઠાણીના પગ દાબવા પડે તે તો જુદા ! આ મફતનુ ખાવુ ને મસીદે સુવુ એટલે બધા ચેનચાળા સૂઝે ! ”

આસપાસ બેઠેલ હાજીહા ભણનાર સ્ત્રીવર્ગે આ ભાષણ સતોષથી સાભળ્યુ. મે મારી સામે કાચનુ કબાટ હતુ તેમા મારૂ મો જોયુ મારૂ રૂપ કાચની પુતળી જેવુ હતુ જ્યારે જેઠાણીનુ સ્વરૂપ તો હુ આગળ કહીજ ગયો છુ એટલે મારી જીભને પણ જોર આવ્યુ હુ બોલ્યો, “ ભાભીજી, તમે કહેલા વાકયોના છૂટક છૂટક જવાબ આપુ છુ સાભળી લેજો શોભવા બાબતમા એમ કહેવાનુ કે નાટક કે સીનેમેટોગ્રાફમા એકલી ભેશોજ શોભે એવુ નથી—ગાય અને બકરી પણ શોભી શકે છે બીજા વાકયના જવાબમા એટલુજ કે તમે ગમે તે કારણથી તમારા પતિના પ્રિયપાત્રિ નહિ થઇ શકયા તેથી જે થઇ શકે છે તેની ઇર્ષ્યા કરવાથી કશુ વળવાનુ નથી ચોપડા વાચ્યાથી બીજા માણસો તો ગમે તેવા હશે, પણ જો આપણા બેમાથીજ તુલના કરીએ તો તો વગર ભણેલા અને ભણેલામા કોણ ઉચુ તે તરતજ જણાઇ આવશે ત્રીજુ વાકય પણ એવુજ જૂઠુ છે અમેય પહેલા પ્રભુની કૃપાથી થોડો વખત એકલા રહ્યા હતા અને તે વખત ધણી અને હુ જેટલા સુખી હતા અને ધણીની હુ જેટલી બરદાસ્ત કરી શકતી હતી તે વિષે તો અમેજ જાણીએ છીએ પણ હજી એ પ્રસગ જ્યારે સભારૂ છુ ત્યારે મારૂ હૈયુ ભરાઇ આવે છે. બાકી

ગરીબ જાણીને તમે આ પ્રમાણે અમને છુંદવા માગતા હો અને તેમા તમારી નણંદોની અને તમારા આ ખવાસ જેવા અને સ્વમાન વગરના સ્ત્રીમિત્રોની તમને મદદ મળતી હોય તો તેમા શોભા તમને ગર્વને છે પણ એટલુ યાદ રાખજો કે આપણામાથી કોઇ અમર નથી. કોઇ આજે ને કોઈ કાલે પણ જવાનુ તો છે જ, કદાચ હુંજ કાલ ઉઠીને મરી જઈશ તો તમે જેટલા જેટલા મને દુ ખ દ્યો છો તેટલા-તેટલાને તમે જીવો ત્યા સુધી નર્કયાતના થવાની જ ગરીબ ગાય જેવી, તમારે પનારે પડેલી એક નિર્દોષ અબળાને તેના ધણીની ગરીબ સ્થિતિનો લાભ લઈને તમે આ પ્રમાણે કૂટી નાખો છો તેથી પ્રભુ રાજી નથી જ થવાનો આ દુનિયામા પૈસાથી તમને સલામ કરનારા મળી રહે છે અને તમારા વખાણ થાય છે, પણ પ્રભુ આ-ગળ આ બધાનો હિસાબ રજૂ થશે ત્યારે જવાબ દેવો ભારી થઈ પડશે એટલુ યાદ રાખજો ”

બસ, પછી જોઈ લ્યો મઝા. બિચારી ખરી દેરાણીએ કોઇ દિવસ સામે મોઢે જવાબ દીધેલો નહિ તેથી જેઠાણીનુ ચડી વાગેલુ તેમા આ ભાષણ સાભળીને તો એનુ મગજજ ફાટી ગયુ આસપાસ હાજી હા કરતી બેઠેલી સ્ત્રીઓ મારૂ ભાષણ સાભળીને ખડખડાટ હસી પડી એટલે બળતામા ઘી હોમાયુ પણ હુ ક્યા હતુ તેમ હતો અને મારે થોડા વખત માટેજ ત્યા રહેવાનુ હતુ એટલે ઝાઝી ચિંતા પણ નહતી તેમજ આ જાતની મારી વર્તણુકથી ખરી દેરાણીને કાયમનુ સુખ થઇ જશે એવી મારી ખાત્રી હોવાથી મને સંતોષ પણ ઘણો હતો સામસામા યુદ્ધ મંડાયુ જેમ જેમ પેલી વધારેને વધારે ગુસ્સામા આવતી ગઈ તેમ તેમ હુ તેને વધારે બનાવતો ગયો ત્રૈરામાથી મોટો ભાગ પણ મારી જીભની ઉગ્રતા જોઇને મારા પક્ષમા ભળ્યો અને પરિણામે જેમ જરમનીએ જખ મારી તેમ જેઠાણીએ શિકસ્ત સ્વીકારી અને ગરીબ ગાય જેવી થઈ ગઈ

મારા વિજયથી અને આવી રીતે રૂપ બદલવાથી અનેકને માથે મોટી મોટી વિટંબણા નાખી હતી તેમા આટલુ પણ રૂડુ કાર્ય હુ કરી શકયો એ વિચારથી હુ સંતોષ પામતો હતો, એટલામા પાછો ત્યાથી ઉપડ્યો

# પ્રકરણ ૨૦ મું.

## જેમાં કેટલાક ફેરફાર પછી હું રૂપાંતર કંપનીની ઓફીસમાં પહોંચું છું, અને ખરા સ્વરૂપમાં આવી જાઉં છુ અને આ અસાધારણ અનુભવની પૂર્ણાહુતિ થાય છે

મારા હાથમા ચામડાનો પટો હતો અને હુ મારી બૈરીને અને બે છોકરાને તે પટાથી મારતો હતો ! હુ તો આ જોઇને આભોજ બની ગયો હુ સુધારાવાળો પત્નીને દેવી તરિકે માનનારો અને છોકરાઓને પ્રભુના પયગબર તરિકે ઓળખનારો બૈરીને અને છોકરાઓને માર ! બિચારી બૈરી ધ્રુજતી ધ્રુજતી બોલી, " પણ મારી બગડી નદવાઈ ગઇ અને ઘરમા બીજી હતી નહિ એટલે બાર આના ખર્ચીને લેવી પડી છોકરાઓને બહુ ભૂખ લાગી હતી એટલે એક આનાના શેવમમરા મગાવી આપ્યા તેમા આટલો માર !"

પેલી જેઠાણીને હુ તરતનોજ પાઠ શીખવી આવેલો તેથી હુ પણ ઉશ્કેરાયલોજ હતો અને આ ક્રૂર, નજીસ ધણીને પણ મારે પાઠ શીખવવોજ જોઇએ તેમજ આવો લાગ ફરીથી નહિ આવે એવો વિચાર કરીને મે તરતજ પટો ફેકી દીધો અને ગજવામા હાથ ઘાલ્યો તો સુભાગ્યે પેલા કજુસે રૂપિયા બસો ગજવામા મૂકેલા તે મને જડયા મે પેલી બૈરીની માફી માગી અને તેને અને છોકરાં-ઓને કપડા કરાવવા પેલા બસોમાથી દોઢસો રૂપિયા આપી દીધા પેલી બૈરી તો ધણીની આ ઉદારતા જોઇ દિંગજ થઇ ગઇ મારે પણ આ જગ્યામા કેટલો વખત રહેવાનુ હતુ તે નક્કી નહતુ એટલે તરતજ એક ફેરિયાને બોલાવીને બધાને જોઇએ તેટલુ કાપડ લીધુ અને તે ઉપરાત છોકરાઓને માટે ખાવાનુ અને રમકડા પણ લીધા મે ઉતાવળમા આ બધુ પતાવી દીધુ એ ઠીકજ કર્યું, કારણ કે આ બધુ પત્યુ નહિ એટલામાજ આપણે પાછા ઉડયા

*

એક સારી ભપકાદાર ઓફીસમા હુ બેઠો હતો વિજળીનો પખો ફરફર ફરી રહ્યો હતો. મારી સામે એક જાડી શેઠાણી મોટા ચશ્મા પહેરીને બેઠી હતી અને સાથે એક યુવાન છોકરી પણ હતી. બન્નેને કોઇપણ પ્રકારની ખૂબસુરતી સાથે સબધ જણાતો નહતો.

આસપાસ નજર ફેરવતા કાયદાની અગણ્ય ચોપડીઓ ગોઠવાયેલી નજરે પડી એટલામા તો મને કોઇપણ પ્રકારની મારી સ્થિતિ સંબંધી વિચાર કરવાની તક આપ્યા વિના તે શેઠાણી બોલી, "કેમ, કેસ વિષે શુ ધારો છો ?"

"વાહ, ઘણો સારો છે" મે કહ્યુ

"સારો છે ? આના કરતા ખરાબ કેમ બીજો કયો હોઇ શકે ?" પેલીએ ગુસ્સામા કહ્યુ

"ના, નહિજ." મે પણ દીધે ગપ્યુ

"પણ મી. મહેતા, અમે જીતીશુ ખરા ?" પેલીએ પૂછ્યુ, "કંચને કાગળો લખેલા અને પ્રેઝટો મોકલેલી તે તો બધુ તેણે પાછુ લઈ લીધુ છે એટલે પૂરાવામા કાઇ મળી શકે તેમ નથી; પણ આપણે તો કોરટમા જવુજ નથી જ્યા ત્યા ઘરમેળે પતીજાય એટલે ગગા ન્હાયા."

આ તો કોરટ, ઘરમેળે પતી જાય, કાગળો વગેરે વગેરે ! હુ સોલીસીટર અને આ બૈરી પોતાના છોકરાના વિવાહ તોડાવવા આવેલી જણાય છે ! હવે મારા હાથમા કેસ આવ્યો એટલે એ જીતીજ ગઇ એમ સમજી લેવુ પણ હશે, હાલ તો ગાડુ ગબડાવો. આવા વિચારથી મે કહ્યુ, "એમા ગભરાઓછો શુ ! એ કંચનને તો આપણે ઠેઠ પહોચાડીશુ, તમે જુઓ તો ખરા !"

"હેં, તમે શુ બોલ્યા ?" પેલી તો આથી લાલપીળી થઇ ગઇ અને બોલી, "કંચન તો મારો છોકરો થાય અને તેને પેલી ચંડાળ માણેકે ફસાવ્યો છે માણેક બી એ. મા પાસ થઇ એટલે શુ સ્વર્ગમા ગઇ ! ભિખારીની છોકરી ભણી એટલે છકી ગયેલી એને હુ મારા દિકરાની વહુ તરિકે ઘરમા ઘાલુ ! પણ બિચારો કંચન ભોળો છે એટલે એને એણે ફસાવ્યો. મારી શિખામણથી જ કંચન પોતે લખેલા કાગળો તથા પોતે આપેલી પ્રેઝટો પાછી લઇ આવ્યો છે ન્યાતવાળા કહે છે કે જો છોકરીના બાપની રાજીખુશીથી વિવાહ તોડવામા નહિ આવે તો અમને ન્યાતબહાર મૂકવામાં આવશે અને મોટો દંડ લેવામા આવશે, માટે આપણે તો છોકરીના બાપને સમજાવીને છૂટી જવાનુ છે પણ અલબત્ત, જો તમને આ ખોટું જ લાગતું હોય તો સોલીસીટરો બીજા ઘણા છે,"

કચુબર નબર વન ! પણ હુ કયા એમ હારી જાઉં તેમ છુ ! આપણે તરત ગભીર થઇને બોલવાનુ શરૂ કર્યું, “ એ તો હુ બધુજ જાણુ છુ, પણ આ તો સામા પક્ષના બેરિસ્ટરો શી દલીલ લાવશે તે હુ તમને સમજાવુ છુ, બાકી આ કેસમા મારુ શુ છે ?”

“ કુંચન જો મારી મરજી વિરૂદ્ધ પરણે તો હુ મારી પુંજી-માથી એક પાઈ પણ એને આપુ નહિ, અને એમ થાય તો કુંચનભાઇ રખડી પણ જાય ” પેલા શેઠાણીએ કહ્યુ, “ પણ જો થોડા રૂપિયામા પણ એનો બાપ સમજી જાય તો ફજેતી ઓછી ”

“ હા હા હા એ તો હુ બરાબર પાર ઉતારીશ ” આટલુ બોલીને મે તેમને મનાવ્યા પણ થોડી જ વારમા બારણુ ઉઘડયુ અને એક ખૂબસુરત યુવાન અદર દાખલ થયો તેણે માર ભપકામા યુરોપીયન ડ્રેસ ચડાવ્યો હતો એક હાથમા પાતળી નેતર કાઇ કાઈ છણકા કરી રહી હતી દાખલ થતા જ વાકી હૅટ માથા ઉપરથી તેણે ઉતારી અને “ હલ્લો, મહેતાકાકા, કેમ છો ? ડોસીમા આવી ગયા ? ” એમ કહીને તે એક ખુરશી ઉપર બેઠો

“ કોણ તમારા મા ? ” મે પૂછ્યુ

“ ત્યારે બીજુ કોણ, તેજ તો ” આટો મોહિનીથી ભભકતો રેશમી રૂમાલ ખેચીને તેનાથી પોતાના ‘ રીમલેસ પેસને ’ લૂછતા આ યુવાને કહ્યુ

“ તમારે ગભરાવા જેવુ નથી ” મે કહ્યુ “ આપણે એ ન્યાતવાળાઓને પણ ઠેઠ પહોચાડીશુ અને પેલી બી એ થયેલી પોટીને પણ ખબર પાડશુ ”

“ અરે શુ ધૂળ ઠેઠ પહોચાડે અને ખબર પાડે ! ” પેલાએ ચીડવાઇને કહ્યુ, “ મહેતાકાકા, તમે સોલીસીટર થયા પણ તમારામા લાબી પહોચ લાગતી નથી ”

“ કેમ કેમ ? ” મે અજબ થઇને પૂછ્યુ.

“ ત્યારે બીજુ શુ ? ” પેલાએ સિલ્વર સિગરેટકેસમાથી મને એક સિગરેટ આપતા કહ્યું, “ એ તો અમારા માયજી જો હું ખુલ્લા રીતે માણેકને પરણુ તો મને ફૂટી બદામ પણ આ ■ વિના ઘરની બ્હાર કહાડી મુકે તેમને ધમકાવવાની બાજી છે. તમારે અમે તેમ કરીને પણ માયજી પાસે રૂપિયા ત્રીસ ચાળીશ હજાર ઓકાવવા પડશે. તમારૂં બિલ પણ જેમ બને તેમ ભારે કરાવજો એટલે પછી

સેવક માણેકને ખુશીથી પરણી જાય. માત્ર જાણે કે માણેકને પૈસા આપીને માગમાંથી દૂર કરશું પણ જાણતા નથી કે પૈસા આવશે કે તરત અમે પરણી જઈશું ! હાહાહા ! પણ એમનો મા ભલા છે વરસ છ મહિના જરા તોર કરશે પણ પછી ઠેકાણે આવી જશે તેટલો વખત આ પૈસા આવશે એટલે હરકત નહિ આવશે અને તમે મહેતાકાકા, અમને મદદ આપવાનું વચન આપ્યું છે એટલે ફરાગે નાહ લો આ માણેક આવી ! '

તરત એક વીશ વર્ષની સુંદર યુવતી અંદર દાખલ થઈ એણે પણ મહેતા કાકાને માખણના ટોપલા લગાડવા માડયા અગર મી મહેતા પણ બહુ રમતી અને રંગિલા આદમી હોવા જોઈએ, નહિ તો સાઠક વર્ષે આ જોડાને આવી રીતે માની મરજી વિરૂદ્ધ આમ મધાવી આપવાની ગોઠવણમા ભાગ લે નહિ આપણે પણ આ જોડાની તરફેણમાજ વળ્યા અને બન્નેને વીરજ આપીને વિદાય કર્યા

પછી પેલા શેઠાણીને ધમકાવીને, બીવડાવીને આશરે રૂપિયા વીશેક હજાર આ ભણેલી, છકેલી, સુધરેલી, ભિખારીની છોકરી માણેકને અપાવ્યા. મારૂ બિલ પણ રૂપિયા પાચ છ હજારનુ રયુ બાકી રૂપિયા આવ્યા એટલે કુંચનને સ્વાધીન કરી દીધા અને એ ભાઈ સુરન જઈને રંગે પેટ પરણી આવ્યા !

પાછળથી શેઠાણીના મગજની સ્થિતિ શી થઈ અને પાછી કયારે ઠેકાણે આવી તે જાણવાની મને તક આવી નહિ કારણ કે હુ ત્યાથી બીજે ઠેકાણે ઉપડી ગયો

હુ એક વાડીમા એક મોટી બિલાડીની પૂછડીને ચામલેટનો ડબ્બો બાધવાની ત્રેવડમા હતો પાસે બે છોકરીઓ ઉભી હતી

" મેના મેના, " પેલી બે છોકરીઓએ કહ્યું, ' તને પાછી મજા થવાની છે હો ! આ બિલાડી આપણા પ્રિન્સીપાલ મીસ ડવાન્સની છે "

હુ મેના છુ એમ મને તરત જણાયુ અલબત, મને આવી રમત ગમતીજ નહિ એટલે મે તરત ડબ્બો આઘો ફેંકી દીધો અને પેલી છોકરીઓ સાથે બેડમીન્ટન રમવા ગયો

થોડીજ વારમા દેખાવ બદલાઈ ગયો પેલી છોકરીઓ, બેડમીન્ટન કોર્ટ બધુ અદૃશ્ય થઇ ગયુ

* * * * *

હુ એક હાથમા કોથળો અને એક હાથમા જાડો ધોકો લઇને અધારામા ચાલતો હતો આ આકૃતિનો ખરો ધણી તે વખતે ચાલવાનીજ ક્રિયામા હતો એટલે મે પણ ચાલવાનુજ ચાલુ રાખ્યુ. પણ એક ક્ષણમા મોટા ધબાકા સાથે હુ દાદર ઉપરથી ગબડી પડયો. કોથળો અને ધોકો હાથમાથી ઉડી પડયા હુ જ્યા પડયો હતો એ ઓરડાના બારણા ઉઘડે છે એમ મને લાગ્યુ એટલે હુ તરતજ ઉભો થઇ ગયો અને બીજે બારણેથી બીજા ઓરડામા દાખલ થઈ ગયો. ત્યા એક મોટુ પીતળનુ પવાલી જેવુ વાસણ હતુ એટલે હુ જ્યાસુધી કોણ છુ એ જણાય નહિ ત્યાસુધી તેમા ભરાઇ બેસવાનો મને વિચાર થયો હુ તેમા કૂદ્યો પણ તરતજ મારી ભૂલ મને જણાઈ અદર પાણી ભરેલુ હતુ ! હુ થોડુ પાણી પણ પી ગયો અને ઉભો થયો ત્યારે મારા ગળા સુધી પાણી આવતુ હતુ હજી તો હુ બહાર નીકળવાનો યત્ન કરુ છુ એટલામા તો એક માણસ હાથમા રીવૉલ્વર લઇને આવ્યો તેણે આવતાની સાથેજ વિજળીનુ લાઇટ કર્યું અને મોટે ઘાટે પૂછ્યુ, " તુ કોણ છે ? "

" હુ મેના છુ , ન્હાઉં છુ અને થોડીવારમા બહાર નીકળુ છુ " આપણે બદુક જોઇને ગભરાયા તો ખરા પણ હિમતથી જવાબ આપ્યો.

" અરે વાહ, આ ચોરમા હિમત તો જબરી જણાય છે ! " પેલો બોલ્યો

" હિમત નહિ તો ! રાતના કકડતી ઠડીમા ટહાડે પાણીએ ન્હાવુ એમા થોડી હિમત જોઇએ છીએ ? " હુ બોલ્યો એટલામા તો લોકોનુ એક ટોળુ 'ચોર ચોર ' કરતુ અદર દાખલ થઈ ગયુ હુ સારી પેઠે પુષ્પાજલિ લેવાની તૈયારીજ કરતો હતો એટલામા હુ પાછો બદલાઇ ગયો

* * * *

ધી રૂપાતર કપનીના મકાનમા હુ રાવબહાદુર બણિશકરના રૂપમા દોડતો હતો અને મારી સાથે મારા ખોળીયામા ભરાઇ ગયેલા બણિશકરભાઈ દોડતા હતા અમે બન્ને પ્રો રૂમઝુમલાલને મારવા દોડતા હતા એમ મને જણાયુ. તરતજ અમે રૂમઝુમલાલને પકડયા અને એમને પકવાન જમાડવાનુ શરૂ કરી દીધુ. એટલામા મારાથી બોલાઇ જવાયુ કે 'કેમ રૂમઝુમલાલ, આ મીઠાઈ કેવી લાગે છે ? "

આ વાક્ય સાભળતાજ પેલા ખરા મણિશંકરે રૂમઝુમલાલને છોડી દીધા અને મને ગળચીમાથી પકડયો, " આખરે તુ હરામખોર હાથમા આવ્યો છે આ વખતે તને જીવતો જવા નહિ દઉ " મે ઘણુ છૂટવાનુ કર્યું પણ છૂટાયુ નહિ અમે બન્ને લડતા જમીન ઉપર પડયા એટલે તેણે છુપાવી રાખેલી છરી કહાડી મણિશંકર ગાડોજ થઇ ગયો હતો એમ લાગતુ હતુ અને તે વખતે તે મારૂ ખૂનજ કરત આથી લાચારીએ મે રૂમઝુમલાલ પાસેથી માગી લીધેલી મારી છેલ્લી ટીકડીનો ઉપયોગ કર્યો બધુ ઝાખુ થઇ ગયુ

*　　*　　*　　*　　*

મારૂ આખુ શરીર પાણીથી ભીંજાઇ ગયુ હોય તેવુ જણાયુ. માથામા સખ્ત દુખાવો થતો હતો તેવુ લાગ્યુ

મે આખ ઉઘાડીને જોયુ તો જણાયુ કે સ્નેહવદન એક મોટી બાલદી અને કાચનુ ગ્લાસ લઇને ઉભા હતા અને બધાને હિમત આપતા હતા સરલા મારૂ માથુ ખોળામા લઇને માથે હાથ ફેરવતી હતી અને ગભરાયલી બ્હેબાકળી બનીને ધીમુ ધીમુ રડતી હતી.

મે આખ ઉઘાડી કે તરતજ સ્નેહવદને આનદનો ઉદ્ગાર કર્યો અને બાલદી દૂર ફેકી દીધી પછી પોતે બોલી ઉઠયા, " હવે ફીકર જેવુ નથી, પાચ મીનીટમા હોશિયાર થઈ જશે "

"પણ છે શુ આ બધુ તોફાન ? " મે જરાજ ગભરાઇને પૂછયુ

' નારે હોય શુ ? ઘડિયાળ સમુ કરવાનુ તમારૂ ડહાપણ ! "

સ્નેહવદને ધારો પાડીને કહ્યુ, "ન્હાનો ઘાણુ તો કનૈયાલાલના મશીનથી બગડયોજ હતો તેમા આ તમે સ્પ્રિંગ વગાડીને પૂરો બગાડયો હવે તો ન્હા ઠરીને ઠાગરૂ થઇ ગઈ હશે "

"તમને તે કાઇ લાગણી છે કે નહિ ? હજી તમને ન્હાનુ લાગ્યુ છે ! " સરલા ચીડવાઇને બોલી, "કનૈયાલાલભાઈ ! ડાકટરને બોલાવો તો ખરા "

"અરે પણ પેલા મણિશંકર અને રૂમઝુમલાલ કયા ? " મે સ્હેજ કચવાઇને પૂછયુ, ' પ્રોફેસર શાહ, ગાડીવાળો, મેના, સોલી, મેરી, જયુ, ડાકટર એ બધા કયા ? "

"અરે એ બધા શાં ને વાત શી ! મારા સાહેબ, આટલા પોચા કયાથી ? આમ સ્વરાજ્ય લેવાના હતા ?" કનૈયાલાલે કહ્યુ, "અરે સ્હેજ સ્પ્રિંગ છટકી હતી અને તમને લાગી હતી સરલાબહેન તો અમસ્થા

ગભરાના હતા તમને બેભાન ગ્યાને પુરી પાચ મીનીટ તો થઇ નથી ધીમે ધીમે મને ભાન આવ્યુ પાચ મીનીટમા માગ ઉપર વીનલી બધી આફતો માત્ર સ્વપ્નમાજ હતી એમ સમજાયુ પરિણામ-મા માત્ર ઠડા પાણીથી મ અને માઠ માથુ ખોળામા ઢીલુ હોવાથી સગ્નાએ સ્નેહવદનના ઉપચારથી સ્નાન ન્યુ હતુ અને આખી જાજમ પાણીથી તરબોળ થઇ ગઇ હતી તેજ ગેલ ચાહ પણ ઢરી ગઇ હતી તેથી ફરી કરવી પડી ને પીતા પીતા મારા સ્વપ્નની વાત મે કહી

વાત પુરી થઇ ગુડનાઇટ ' કહીને સ્નેહવદન અને કનૈયાલાલ ગયા સરલા સ્નેહબીની આખે મને જોઇ રહી વહાલા, આજે તમે વાતમાથી બચ્યા ! ' આટલુ બોલીને તે મને ભેટી પડી

" વાતનો બદલો આ આલિંગનથી વળી ગ્યો, સરલ ! મે સામુ આલિગન આપતા કહ્યુ

“હાસ્યકથામંજરી”, ભાગ ૨ જો



આવા આરામ રવિવારે ગમે તેમ પસાર કરે છે

“ગુજરાત”ના અનુકૃતિથી]                [પૃષ્ઠ ૧૧૫

# (૨)
# બાવા આદમની નોંધપોથી.

**સોમવાર.**

**આ** લાંબા વાળવાળુ નવુ પ્રાણી ઘણુ હેરાનકર્તા થઇ પડયુ છે. તે નિરંતર મારી પાછળપાછળ ભમ્યા કરે છે મને આ જરાય પસંદ નથી, મને એ પ્રમાણે બીજાઓના સમાગમની ટેવ નથી. બીજા પ્રાણીઓ જોડે એ રહેવાનુ રાખતુ હોય તો મને ગમે .....

આજે જરા વાદળા થાય છે પૂર્વનો પવન પણ ઠીક છે. આપણે ત્યા વરસાદ આવશે એમ હુ ધારુ છુ આપણે ? આ શબ્દ મને કયાથી જડયો ? હ, હવે યાદ આવ્યુ–પેલુ નવુ પ્રાણી તે શબ્દ વાપરે છે

**મંગળવાર:**

મોટા પાણીના ધોધનુ નિરીક્ષણ કરતો હતો મારા વાડી-વજીફામા એ સૌથી સુદર છે એમ ધારુ છુ પેલુ નવુ પ્રાણી તેને નાયગરાના ધોધ કહે છે–પ્રભુ જાણે એ શાને માટે એને નાયગરા કહે છે ! જવાબમા માત્ર એ એટલુજ કહે છે કે એ નાયગરાના ધોધ જેવોજ જણાય છે ! આ કારણ નહી કહેવાય, એ માત્ર એક પ્રકારની આડાઇ અને મૂર્ખતાજ કહેવાય મને તો એકે વસ્તુનુ નામ પાડવાની તકજ મળતી નથી હુ મારો વાંધો પ્રદર્શિત કરુ તે પહેલા તો પેલુ નવુ પ્રાણી જઈને નામ પાડી આવે છે અને દરેક વખત કારણમા માત્ર એટલુજ જણાવે છે કે–એ તેના જેવુજ જણાય છે દાખલા તરીકે હસ જ લો પેલુ પ્રાણી કહે છે કે બસ, તેના સામુ તમે જે ક્ષણે જુઓ તેજ ક્ષણે તમને એમ લાગશે કે એ હસ જેવુજ લાગે છે ! અલબત્ત, એને એજ નામ આપવુ પડશે તે બાબત નાહક ચિંતા કરવાથી હું વ્યગ્ર થઇ જાઉં છુ અને પરિણામે તેમા જરાય ફાયદો થતો નથી. હસ ! હું જેટલો હસ જેવો લાગુ છુ તેવુજ એ પક્ષી હસ જેવુ લાગે છે.

**બુધવાર:**

વરસાદથી બચવા માટે એક ઝુપડું બાંધ્યુ પણ શાંતિથી હુ તેનો ઉપભોગ કરી શકુ તેમ નથી. પેલું નવુ પ્રાણી તેમાંય વચમાં

નડયુ. મે જ્યારે તેને બહાર કાઢવા માડયુ ત્યારે જે છિદ્રોમાથી તે જુએ છે તે છિદ્રોમાથી તેણે પાણી પાડવા માડયુ અને પછી તે પાણીને પોતાના પગના પાછલા ભાગે લુછી નાખવા માડયુ બીજા પ્રાણીઓ દુખમા હોય છે ત્યારે જેવો અવાજ કરે છે તેવો અવાજ પણ તેણે કરવા માડયો. એ જો વાત નહી કરતુ હોય તો સારુ, હમેશ વાતજ કર્યા કરે છે એ બીચારા પ્રાણીને માટે આવા વિચાર જરા સખ્ત કહેવાય અને કદાચ મારા હૃદયની ક્ષુદ્રતા બતાવતા હોય એમ જણાય છે, પણ એવો મારો આશય નથી મેં બીજા મનુષ્યનો અવાજ અગાઉ કદી સાભળ્યો નથી એટલે આ રમ્યસૃષ્ટિમા વિહરતા એકાતના ગભીર મૌનમા વિઘ્ન નાખતો આ નવો અને અપરિચિત અવાજ મારા કાનને કર્કશ અને બેસુરો લાગે છે. વળી આ નવો અવાજ મારી બહુજ પાસે થાય છે—છેક મારા ખભા પાસે, છેક મારા કાન પાસે—પહેલા જમણી બાજુએ અને પછી બીજી બાજુએ ! મને તો માત્ર જે અવાજ મારાથી બહુજ છેટે આવતો હોય તે સાભળવાનીજ ટેવ પડલી છે

શુક્રવાર:

મે ગમે તેટલા અને ગમે તેવા યત્નો કર્યા હતા નામ પાડવાની ક્રિયા તો વગર વિચારે ધમધોકાર ચાલી રહેલી છે મે મારી વાડીને માટે એવુ સારુ નામ શોધ્યુ હતુ ! ઇડનકુજ—કેવુ મીઠુ અને સુદર ! હુ ખાનગીમા તો હજીએ એજ નામ કહુ છુ પણ—પણ જાહેરમા તો નહી જ નવુ પ્રાણી કહે છે કે આ વાડી ઘણી વિશાળ છે, એમા મોટા પ્રચડ વૃક્ષો, નાના નાના દ્રુમો, નાના સુદર સરોવરો છે એટલે એને કુજ કહેવાયજ નહી—એને તો તપોવનજ કહેવુ જોઈએ. કહે છે કે તે તપોવન જેવુજ લાગે છે અને તપોવન સીવાય બીજા કશાને મળતુ આવતુજ નથી પરિણામે મારી સલાહ લીધા વિના તેનુ નામ નાયગરા તપોવન રાખવામા આવ્યુ છે ! આ પગલુ જરા વિશેષ પડતુ કહેવાય એવી મારી માન્યતા છે તેમા વળી ત્યા એક પાટીઉ લગાવી દીધુ છે

**ઘાસ ઉપર કોઇએ ચાલવું નહિ**

મારુ જીવન ભૂતકાળના જેવુ સુખી નથી.

**શનિવાર:**

નવુ પ્રાણી ફલફલાદિ ઘણા ખાય છે અમારા ફલ ખુટી જશે એમ લાગે છે 'અમારા'–આ શબ્દ પેલા પ્રાણીનોજ છે–પણ મે હવે ઘણીવાર સાભળ્યો છે એટલે મારો પણ થઈ ગયો છે. આજ સવારે ધુમસ ઘણો છે હુ ધુમસમા બહાર જતો નથી પેલુ પ્રાણી બહાર જાય છે ગમે તેવી ઋતુ હોય તોપણ તે બહાર ફરવા જાય છે અને પછી અહીં આવીને કાદવવાળા પગથી ગમે ત્યા ફરે છે વાતો તો તેની હમેશા ચાલુજ હોય છે ભૂતકાલમા અહીં વાતાવરણ કેવુ આનંદમય અને શાંત હતુ!

**રવિવાર:**

ગમે તેમ દિવસ પસાર કર્યો આ દિવસ ઉપર મને ઘણો કંટાળો આવતો જાય છે ગયા નવેમ્બરમા આ દિવસને વિશ્રાન્તિના દિવસ તરીકે ગણવાનુ નક્કી કરવામા આવ્યુ હતુ તે પહેલા મારે અઠવાડીઆમા ૭ દિવસ તો આરામ માટે હતા જ આજે સવારે જે ઝાડ ઉપરથી ફળ તોડવાની મના કરવામા આવી છે, તે ઝાડ ઉપરથી સફરજન તોડવાનો યત્ન કરતા મે પેલા નવા પ્રાણીને જોયુ હતુ.

**સોમવાર:**

નવુ પ્રાણી પોતાનુ નામ ઈવ છે એમ કહેછે. ભલે તેમ હો. મારે કંઈ હરકત નથી. જ્યારે મારે એને બોલાવવુ હોય ત્યારે મારે એને એ નામથી બોલાવવુ એમ એ કહે છે.

મે જવાબ રોકડોજ પરખાવ્યો હતો કે ત્યારે તો નામની આવશ્યકતાજ નહતી 'આવશ્યકતા' શબ્દ મે વાપર્યો એથી તેને મારે માટે માન ઉત્પન્ન થયુ હોય એમ લાગ્યુ શબ્દ પણ ખરેખર ગૌરવભર્યો લાગેછે. પેલુ પ્રાણી કહે છે કે તેને નાન્યતર જાતિથી નહીં બોલાવવુ પણ નારી જાતિથી બોલાવવુ આ મને શંકાસ્પદ લાગે છે, છતા પણ મારે તો એ બધુ સરખુજ છે જો પોતે પોતાને માર્ગે ચાલ્યા કરતી હોય અને મારી સાથે વાતો નહીં કરતી હોય તો એ ગમે તે જાતિની હોય તેની મારે શી પચાત!

**મંગળવાર:**

પેલીએ આખી વાડીમાં જુદાં જુદા અર્થ વિનાના નામોનાં પાટીઆ ચોડી દીધેલા છે

નાયગરા ધોધ આ બાજુએ
શ્વેત ટાપુ આ બાજુએ
પવનગુફા આ બાજુએ

જો હવાખાવાના સ્થળોએ જવાની પ્રથા હોય તો આ તપોવન એક ઉત્તમ હવાખાવાનુ સ્થળ થાય એમ પેલી કહેછે હવા ખાવાનુ સ્થળ !–પેલીની એક નવી કલ્પના–કે પણ અર્થ વિનાના શબ્દોની રમત હવાખાવાનુ સ્થળ એટલે શુ ' પણ એને નહીં પુછવુ એમા માલ છે, કારણ કે એને બધુ સમજાવવાનો એવો શોખ છે !

**શુક્રવાર:**

નાયગરા ધોધ ઉપરથી મારે નહીં જવુ એવુ કહેવાનો પેલીએ આરંભ કર્યો છે એમા નુકસાન શુ ? કહે છે કે એથી મને કંકણી આવે છે શા માટે ? હુ તો હમેશ એ પ્રમાણે કરતો આવ્યો છુ–મને એ ઉંડા ભુસકા, તેની ઉસ્કેરણી અને પછીની ઠંડક એ સર્વ બહુજ ગમે છે ધોધ એને માટેજ બનાવવામા આવ્યા છે એમ મે તો ધારી લીધુ હતુ એનો બીજો કશોય ઉપયોગ હોય એમ મને જણાતુ નથી અને એને કોઈ કારણસરજ બનાવ્યો હશેને ' પેલી કહે છે કે એ તો માત્ર કુદરતનુ સૌંદર્ય વધારવા માટે જેમ ગેંડો, હાથી વગેરે ઉત્પન્ન થયા છે તેજ પ્રમાણે આ ધોધ પણ એને માટે ઉત્પન્ન કરવામા આવ્યો છે

હુ એક પીપમા બેસીને ધોધ ઉપરથી ગયો —આ તેને ગમ્યુ નહી હુ એક કુંડીમા બેસીને ગયો–તે પણ તેને ગમ્યુ નહી પાંદડાનો પોષાક પહેરીને પણ હુ તો તરી ગયો. પોષાક આથી બગડયો પરિણામે મારા ખર્ચાળુપણા માટે કંટાળો આવે તેવી ફરીઆદો. મને અહીં ઘણુ વસમુ લાગે છે. મારે સ્થાનફેરનીજ જરૂર લાગે છે.

**શનિવાર:**

ગયા મંગળવારે હુ નાસી છુટયો અને બે દિવસ મુસાફરી કરીને એક શાંત નિર્જન સ્થાને બીજી ઝુંપડી બાંધીને ત્યા રહ્યો. મારા પગલાની નિશાનીઓ પણ જેટલી ભુસી નખાઇ તેટલી ભુસી નાખી હતી છતા પેલીએ મને એક પ્રાણીની મદદથી શોધી કાઢયો. આ પ્રાણીને તે વરુ કહે છે ત્યા અગાઉ જેવાજ દયા ઉપજાવે તેવા અવાજો કરતી અને જે કાણામાથી તે જુએ છે તે કાણામાથી પાણી કાઢતી તે આવી તેની સાથે પાછા જવાની મને ફરજ પડી.

પણ બીજી તક મળતા જ ફરીથી આ ધોધ જોઇશ તે વધુ મૂર્ખાઇ-ભરી વસ્તુઓમા મનને પસંદ છે દાખલા તરીકે—એ પ્રશ્ન ઉઠાવે છે કે સિંહ અને વાઘ જાતના પ્રાણીઓને જ જાતના દાંત હોય છે તેના ઉપરથી એમ જણાય છે કે તેઓ એકબીજાને ખાઇ જવાને માટે નિર્મિત થયા છે છતા તેઓ વાઘ અને સિંહ ખાઇનેજ રહે છે ' મને તો આ મૂર્ખતાજ લાગે છે લાગ્યું કે એમ કરવાથી તો પ્રાણીઓ એકબીજાને મારી નાખે અને જગતમા જેને ' મૃત્યુ ' ના નામથી ઓળખવામા આવે છે તે દાખલ થઈ જાય. હજી સુધી મૃત્યુ આ સ્થાનમા આવ્યું નથી એમ મને કહેવામા આવ્યું છે એ નથી આવ્યું એ અમુક રીતે સારું થયું છે '

રવિવાર

જેમ તેમ દિવસ પસાર કર્યો

સોમવાર

અઠવાડીઉ શેને માટે છે તેનો અર્થ હવે મને સમજાયો છે એમ હું માનું છું રવિવારનો કંટાળો કાઢી નાખવાને માટેજ એ ગોઠવવામા આવ્યું છે. આ વિચાર ઘણો સારો લાગે છે . પેલી પેલા ઝાડ ઉપર પાછી ચઢી હતી ઢેફા મારીને મે તેને નીચે ઉતારી કાઇ જોતું નહતું એટલે પોતે ચઢી હતી એમ તેણે કહ્યું. કોઇપણ ભયભર્યું સાહસ ખેડવાને માટે આ બહાનું બસ છે એવું તે ધારતી હોય એમ લાગે છે. મે એને પણ એમજ કહ્યું

ગુરૂવાર

પેલીએ મને કહ્યું કે પોતે મારા શરીરની એક પાસળીમાથી ઉત્પન્ન થએલી છે બીજું કંઈ નહી તો પણ એટલું તો ખરૂજ કે આ કથન શંકાભર્યું છે. મારા શરીરમાથી એક પણ પાસળી ગુમ થઇ હોય એમ મને જણાતું નથી ગીધની તબીઅતને લઇને પેલીને બહુ ચિંતા થાય છે—કહે છે કે ઘાસનો ખોરાક એને અનુકૂળ નથી આવતો પોતે એમ ધારે છે કે એને માટે તો સડી ગએલું માંસજ જોઇએ. મારો મત આથી જુદો છે જે મળે છે તે લઇને ગીધે ગમે તેમ ચલાવી લેવું જોઇએ માત્ર ગીધને સરળતા આપવા માટે આપણે આખી યોજના ફેરવી નહી શકીએ.

શનિવાર

પેલી આખો દિવસ તળાવમા પોતાનુ મો જોયા કરતી હતી તે ગઇ કાલે આખરે તેમા પડી ગઇ ને લગભગ ગુગળાઈજ ગઇ હતી, અને કહેતી હતી કે તળાવમા એને બહુ અગાધ લાગ્યુ હતુ આથી કરીને તળાવમા જે પ્રાણીઓ રહે છે એમની સ્થિતિને માટે તે બહુ દીલગીર થઇ હતી આ પ્રાણીઓને તેણે ' માછલી ' નામ આપ્યુ છે મૂર્ખતાની પણ હદ હોય કે નહીં ! જેમને પોતાને નામની જરૂર નથી અને નામથી બોલાવ્યાથી જેઓ આપણી પાસે આવતા નથી એમના નામ પાડયાથી શો ફાયદો ? ગમે તેમ હો પણ એમના ઉપર દયા લાવીને તેણે તેમાની થોડીક માછલી બહાર કાઢી અને તેમને ગરમી મળે એટલા માટે મારી પથારીમા મુકી પણ મે અવારનવાર આખો દિવસ જોયા કર્યું તે ઉપરથી એ પ્રાણીઓ આ પ્રમાણે પથારીમા રહેવાથી વધુ સુખી થયા હોય એમ મને લાગ્યુ નહી હા, પહેલા કરતા વધુ શાત તો થઇ ગયા છે રાત પડશે ત્યારે હુ તેમને બારણા બહાર ફેંકી દઇશ હુ તેમની સાથે ફરીથી સુવાનો નથી કારણ કે જ્યારે આપણે કંઈ પહેર્યું નહી હોય ત્યારે તેઓ એવા કપારી છુટે તેવા લાગે છે !

રવિવાર

જેમ તેમ કરીને પસાર કર્યો

મગળવાર

પેલીએ હવે એક સાપ જોડે મિત્રતા બાધી છે બીજા પ્રાણીઓ આથી ખુશ થયા છે, કારણુ નહી તો તેમના ઉપર તે જુદા જુદા પ્રયોગ કરતી અને નાહક તેમને હેરાન કરતી હુ પણ ખુશ થયો છુ, કારણ કે સાપ પણ વાતો કરવાને શોખીન છે એટલે પરિણામે મને આરામ મળે છે

શુક્રવાર

પેલા ઝાડના ફળ ચાખવાની સલાહ સાપ આપે છે અને એથી વિશાળ, મહત્ત્વનુ જ્ઞાન મળશે એમ તે તેને કહે છે મે એને કહ્યું કે એને લઇને એક બીજી વસ્તુ પણ દાખલ થશે—એનાથી જગતમાં ' મૃત્યુ ' દાખલ થશે પણ એ મારી ભૂલ થઇ—એ ટીકા મારે મનમાજ રાખવી જોઇતી હતી. એનાથી તો એને એક ઉલટો

નવો વિચાર સુઝ્યો એથી કરીને ઘાસ ખાઈ ખાઇને મરવા પડેલા ગીધને તે બચાવી શકશે અને સિંહ તેમજ વાઘને તાજુ માંસ પુરૂ પાડી શકશે ! તે ઝાડથી દૂરજ રહેવાની મે તેને સલાહ આપી. પણ તેણે ઘસીને ના પાડી જખરી પચાતી ઉભી થવાની છે એમ લાગે છે નાગી છુટીશ

બુધવાર

મને ઘણા અનુભવ થયા. હુ તે દિવસે રાતે નાસી છુટયો અને તોફાન ઉભુ થાય તે પહેલા હુ આ તપોવન છોડીને કોઇ બીજા દેશમા સતાઈ જાઉ એ વિચારથી એક ઘોડા ઉપર બેસીને તે જેટલો દોડી શકે તેટલી ઝડપથી તેને દોડાવ્યે ગયો પણ તેમ થવાનુ નિર્મિત નહોતુ સૂર્યોદય પછી એકાદ કલાકે જ્યારે હુ એક પુષ્પોથી ભરેલા જગલમાથી ઘોડો દોડાવ્યે જતો હતો ત્યારે હજારો જુદા જુદા પ્રાણીઓ લીલા ઘાસનો ચારો ચરતા હતા, સુતા હતા અથવા એકેક સાથે રમતા હતા એક ક્ષણમા તેમણે સર્વેએ ભયાનક ચીસો પાડવા માડી આખુ જગલ ખળભળી ઉઠ્યુ અને આ હજારો પ્રાણીઓ એકેકને મારી નાખવા મડી પડયા આનુ કારણ શુ તે હુ જાણી ગયો—ઈવે પેલુ ફળ ખાઇ લીધુ અને જગતમા મૃત્યુ દાખલ થઈ ગયુ મે તેમને આજ્ઞા કરી છતા તેનો બીલકુલ અનાદર કરીને વાઘો મારા ઘોડાને ખાઈ ગયા અને જો હુ ઉભો રહ્યો હોત તો મને પણ ખાઇ જાત અલબત્ત, હુ ઉભો રહ્યો જ નહી પણ ઘણી ઝડપથી ત્યાથી ચાલ્યો ગયો તપોવનની બહાર આ જગ્યા મે શોધી કાઢી હતી અને થોડાક દિવસ ત્યા ઠીક સુખમા ગાળ્યા પણ પેલીએ મને પાછો શોધી કાઢયો. મને શોધી કાઢયો એટલુજ નહિ પણ આ જગ્યાનુ નામ પણ તેને "ટોનાવડા" પાડી દીધુ—એના મતાનુસાર એ 'ટોનાવડા" જેવુજ જણાય છે ! પણ ખરુ પુછાવો તો એ આવી એથી મને દીલગીરી થઈ નથી, કારણ કે અહી ફલફલાદિ ઝાઝા નથી અને એ પોતાની સાથે પેલા સફરજનમાથી થોડાક લેતી આવી છે. હું એટલો ભુખ્યો થઇ ગયો હતો કે મારે તેમાથી થોડાક ખાવા પડયાં. તેમ કરવુ એ મારા સિદ્ધાતની વિરૂદ્ધ હતું, પણ જ્યા સુધી એક માણસનું પેટ બરાબર ભરાઇ રહેલુ નથી ત્યાસુધી સિદ્ધાંતની

સત્યતાને સ્થાનજ નથી એમ મને લાગે છે પેલી ઝાડના પાદડાનો પોષાક પહેરીને મારી પાસ આવી અને, જ્યારે સખાઈ ભર્યો વેષ તેણે શા માટે પહેર્યો હતો એમ મે કહ્યુ અને તે ઝાડનાં પાદડા ખેચીને મે ફેંકી દીધા ત્યારે શરમને માર્યે તેના ગાલ ઉપર શેરડા પડયા અને તેણે સ્હેજ સ્મિત કર્યુ મે અગાઉ કોઈ માણસના ગાલ ઉપર શરમના શેરડા પડતા જોયા નહતા તેમજ કોઈને સ્મિત કરતા જોયુ નહતુ એટલે મને તો તે અને ક્રિયા ગીતભાન વગરની અને મુખાઈભરી લાગી પણ પેલીએ મને કહ્યુ કે તમે પણ એમ કેમ થતુ હશે તેનો અર્થ અલ્પ સમયમા જાણશો બન્યુ પણ તેમજ હુ આટલો ભુખ્યો થઇ ગયો હતો અને મોસમ ધ્યાનમા લેતા મકરજન ઘણુજ મીઠુ હતુ તે છતા તે હુ અડધુ ખાઇ રહ્યો એટલામા તો મે તે ફેકી દીધુ અને પેલીના શરીર ઉપરથી ખેચી કાઢેલ પોષાક મે પહેરી લીધો આટલુજ નહી પણ પેલીને જઇને બીજા એવા પોષાક પહેરી આવવાને અને ત્યા ઉભી ઉભી શરમ વગરનુ સ્મિત નહી કરવાને મે જરા મગજ બાપામા કહ્યુ. આ પ્રમાણે તે બીજો પોષાક પહેરી આવી અને ત પછી હુ અને એ જ્યા બીજા પ્રાણીઓએ એકકને મારી નાખ્યા હતા ત્યા ગયા ત્યાથી ચામડાઓ લઇને એમાથી માર પ્રસગે પહેરી શકાય એવા એકએક સુટ તેની પાસ તૈયાર કરાવ્યા એ સુટથી અગવડ તો ઘણી પડે છે પણ લાગે છે ભપકાદાર—અને લુગડામા મળ જોવાનુ એજ છે પેલી મિત્ર તરીક સારી છે એમ મને જણાય છે મારી મોલકત ગઇ એટલે તેના વિના મને બહુ એકાત લાગત એમ પણ મને લાગે છે એક બીજી વાત હવે પછીથી અમારે અમારા ભરણ પોષણ માટે મહેનત કરવી એ પ્રમાણે નિર્મિત થયુ છે એમ ત કહે છે, તેમા પણ તે કામની થઇ પડશે હુ ઉપરની દેખરેખ રાખીશ

**બીજે વર્ષ:**

હું જ્યારે ઉત્તર તરફ ખોરાકની શોધમાં ગયો હતો ત્યારે ઈવે એક નવા પ્રાણીને પકડયુ હતુ, અમારી ઝુંપડીથી બે માઇલ છેટે હોય કે પછી ચાર માઇલ છેટે હોય—ઈવ નક્કી કહી શકતી નથી—ઈવે તેને એક બીજા ઝુંપડામા મેળવેલુ. અમે તેનું નામ કેઇન પાડયુ છે કેટલીક વિગતોમા તે અમને મળતું આવે છે અને કદાચ અમારૂં સગુ પણ હોય એવો મત ઈવનો છે. પણ મને આ મત ભૂલભરેલો લાગે છે. અમારા અને એના કદમાં જે તફાવત છે તેને લઇને એવા નિશ્ચય ઉપર અવાય છે કે એ નવી જાતનુ પ્રાણી છે—કદાચ માછલી પણ હોય. જો કે અલબત્ત, તે માછલી છે કે નહીં એ જોવા મે એને પાણીમા મુકયુ ત્યારે તે ડુબીજ ગયુ, અને હુ તે પ્રયોગ બરાબર અંત સુધી જોઇને કોઇ નિશ્ચય ઉપર આવુ તે પહેલા તો ઈવે ડુબકી મારી તેને પાછુ કાઢયુ. હુ તો હજી પણ માનુંછુ કે એ માછલી છે, પણ એ શું છે એ પ્રશ્ન સબધી ઈવ તો તદ્દન ઉદાસીનજ છે, અને તે નક્કી કરવાને માટે મારે પ્રયોગ કરવો હોય તો તે પણ કરવા દેતી નથી મને આમા સમજણ પડતી નથી પેલા નાના પ્રાણીના આવ્યા પછી ઈવનો આખો સ્વભાવજ બદલાઈ ગયો છે, અને કોઇપણ અખતરાની એ સામેજ થઇ ગઇ છે કોઈ પણ બીજા પ્રાણી કરતા આના ઉપર તે વધુ હેત રાખે છે, પણ એમ શાથી થાય છે તે સમજાવી શકતી નથી તેનુ ચિત્તજ વ્યગ્ર થઇ ગયું છે—ઘણી બાબતો ઉપરથી એમજ જણાય છે. કેટલીક વાર જ્યારે પેલુ નાનું પ્રાણી અવાજ કરે છે અને પાણીમા જવા માગતુ હોય તેમ ચીસ પાડે છે ત્યારે ઈવ લગભગ અડધી રાત તે માછલીને હાથમા લઇને ફર્યા કરે છે. આવે વખતે જે છિદ્રોમાથી ઈવ જુએ છે તે છિદ્રોમાથી પાણી નીકળે છે પેલી માછલીની પીઠને પોતે હાથે ઠોકે છે અને તેને શાંત પાડવા મોથી ધીમા, મીઠા અવાજ કરે છે; અને પોતાની લાગણી હજાર જુદે જુદે માર્ગે પ્રદર્શિત કરે છે આ પ્રમાણે બીજી માછલીઓ જોડે વર્તતા મે તેને કોઈ દિવસ જોઇ નથી અને આવુ તેનું વર્તન જોઇને મને ઘણી વ્યથા થાય છે. જ્યારે અમારી પાસે અમારા વાડીવછીફા હતા ત્યારે તે નાના નાના વાઘને આ પ્રમાણે લઇને ફરતી અને તેમની સાથે રમતી પણ ખરી, પણ

તે માત્ર રમતમાંજ. જ્યારે તેમને ખોરાક રુચતો નહીં ત્યારે આવી રીતે રડતી કે કકળતી કે કલ્પાત કરતી નહીં.

રવિવાર:

ઇવ રવિવારને દિવસે કામ કરતી નથી પણ થાકી ગએલી હોવાથી માત્ર સુઈ રહે છે તે વખતે તે પોતાના શરીર ઉપર પેલી માછલીને ગબડવા દે છે. તેને ખુશ કરવાને માટે મુર્ખાઇભર્યા અવાજો કરે છે અને તેના પઝા ચાવી જતી હોય તેમ કરે છે એટલે માછલી હસે છે. હસી શકે એવી માછલી મે અગાઉ જોઇ નહતી. આથી મને શક પડે છે.. હવે તો મને પણ રવિવાર ગમવા માડયો છે, આખો વખત કામ ઉપર દેખરેખ રાખ્યાથી એવા થાકી જવાય છે ! રવિવાર થોડા વધારે જોઈએ અગાઉ રવિવારથી કંટાળો આવતો પણ હવે એ તો ઠીક લાગે છે

બુધવાર:

પેલુ નાનુ પ્રાણી માછલી નથી. પણ તે શુ છે એ હુ બરાબર જાણી શકતો નથી જ્યારે તે આનંદમા હોય છે ત્યારે હી હી કરીને હસે છે અને દુ ખમા હોય છે ત્યારે વિચિત્ર અવાજો કરે છે. અમારા જેવુ તે નથી કારણ કે તે ચાલી શકતુ નથી, તે ઉડી શકતું નથી એટલે તે પક્ષી પણ નથી, કુદકા મારતુ નથી એટલે તે દેડકો પણ નથી, પેટ ઘસડીને ચાલતુ નથી એટલે તે સાપ પણ નથી, તે તરી શકે છે કે નહીં એ વીશે તપાસ કરવાની જો કે મને તક મળી નથી છતા એ માછલી તો નથીજ એવી મારી ખાત્રી છે. તે પડીજ રહે છે અને પોતાના પગ અદ્ધર રાખે છે કોઇપણ પ્રાણીને મે આમ કરતા જેયુ નથી કદાચ એ કોઇ પ્રકારનુ મોટુ જીવડુ તો નહીં હોય ! જો તે મરી જશે તો તો હુ તેને આખુ છુટુ પાડીને જોઇશ કે એની અંદર કેવી ગોઠવણ છે આવી મુઝવણો કરાવનાર કોઇ બીજી વસ્તુ મને મળી ન હતી.

ત્રણ માસ પછી:

ગુંચવણ ઓછી થવાને બદલે વધતી જાય છે. હુ હાલ બહુ થોડુ ઉંઘુ છુ. પેલું નાનકડુ પ્રાણી ચત્તા પડી રહેવાને બદલે ચાર પગે ચાલે છે પણ બીજાં ચોપગા પ્રાણી કરતા આ એક બાબતમાં જુદુ પડે છે આને આગલા પગ ઘણાજ ટુકા છે એટલે પરિણામે તેનો પાછલા ભાગ બહુજ ઉંચો થાય છે. આથી એ જરાયે આક-

ઈક લાગતું નથી. તેના શરીરનુ બંધારણુ આમારા જેવુજ છે, પણ તેની ચાલવાની રીત જુદી છે એટલે એ અમારી જાતનુ નથી એમ સિદ્ધ થાય છે. આગલા ટુકા પગ અને પાછલા લાબા પગને લઇને એ કાગારુની જાતનું છે એમ લાગે છે; પણ કાગારુની જાતથી આનામાં એક ખાસ જુદો ગુણ છે જયારે કાગારુ કુદકા મારતુ ચાલે છે ત્યારે આ કોઇ દિવસ કુદતુંજ નથી. છતા પણ, આ બહુ વિચિત્ર અને લક્ષ ખેચાય તેવી જુદી જાત છે, અને અગાઉ તેની કોઇ પણ વર્ગમા ગણુત્રી કરવામા નથી આવી. મેજ આને શોધી કાઢ્યુ તે ઉપરથી આ શોધનુ માન તે પ્રાણીને મારૂં નામ આપીને ખાટી જવાનુ મને યોગ્ય લાગે છે અને તેથીજ મે તેનુ નામ "કાગારુરમઆડમીઆનસીસ" રાખ્યુ છે .. જ્યારે તે આવ્યુ ત્યારે એનુ વય નાનુ હશે કારણ કે ત્યાર પછી તો તે ઘણુજ વધી ગયુ છે. તે વખતે એ જેવડુ હતુ તેના કરતા હાલ તે પાચગણુ મોટુ હશે અને તે વખતે જ્યારે તે અશાત હોય ત્યારે જેટલો અવાજ કરી શકતુ તેના કરતા હમણા તે આશરે બાવીસથી આડત્રીસ ગણો વધારે અવાજ કરી શકે છે. બલાત્કારની તેના ઉપર અસર થતી નથી પણ ઉલટુ ઉધીજ અસર થાય છે. આથી મે એ રીત બધ-જ કરી છે પોતે જે વસ્તુ તેને આપવાની પહેલા ચોખ્ખી નાજ પાડી હોય તેજ વસ્તુ તેને આખરે આપીને અને સમજાવી પટાવીને ઇવ તેને શાત કરે છે મે જેમ પહેલા જણાવ્યુ તેમ તે જ્યારે પ્રથમ આવ્યુ ત્યારે હુ ઘરમા નહતો અને પોતાને તે જગલમાથી જડેલુ એમ ઈવે કહેલુ છે. આ ઉપરથી, આ જાતનુ તે એકજ પ્રાણી હોય એ બહુ વિચિત્ર લાગે છે, પણ એમ હોવુજ જોઇએ, કારણ કે છેલ્લા ઘણા અઠવાડીઆ મે જગલે જગલ શોધીને એ-નાજ જેવુ પ્રાણી ખોળી કાઢવાના ઘણા યત્ન કર્યા પણ મિથ્યા મને એમ હતુ કે મારા સગ્રહમા એથી એકનો વધારો થશે અને આ પ્રાણીને બીજુ રમનાર મળશે એથી એ જરા શાત પડત અને અમે તેને સરળતાથી હેળવી શકત. પણ મને બીજુ જડતુજ નથી, તેમજ કોઇની નીશાની પણ જણાતી નથી, અને સૌથી અજબ જેવુ તો એ છે કે કોઇપણ તરેહના એવા પગલા પણ કોઈ ઠેકાણે દીઠામા આવતાં નથી ! તે જમીન ઉપરજ રહે છે અને પોતાનુ રક્ષણ કરી શકતુ નથી, તો પગલા પાડવા શિવાય એ આમતેમ જઈજ કેમ શકે ?

મે કોળવાઇઓ પણ ડઝનેક મુકી પણ કે વળતુ નથી બીજા બધાં નાના નાના પ્રાણીઓ એમા પકડાઇ જાય છે પણુ આજ પકડાતું નથી.

**ત્રણ માસ પછી:**

કાગારુ હજી વધ્યેજ જાય છે એ બહુ વિચિત્ર અને મુંઝવણુ ઉપજાવે તેવુ છે, કારણુકે કોઈ પણુ કાગારુને વધતા આટલીવાર લાગી હોય તેવુ મારા જાણ્યામા નથી. તેના માથા ઉપર હવે રુવાટી થઇ છે પણુ કાગારુને જેવી હોય છે તેવી નથી—છે તો અમારા જેવીજ. ફેર માત્ર એટલો કે અમારા કરતા વધુ સુવાળી અને પાતળી. અને રંગે કાળી નહીં પણુ સોનેરી પ્રાણીવિદ્યાના કોઇપણુ મુકરર વર્ગ વિનાના આ વિચિત્ર ઢગધડા વગરના અને વ્યથા ઉપજાવે તેવા વિકાસને લઈને મારુ મગજ ખસી જશે એમ લાગે છે હુ જો એનાજ જેવુ બીજુ પકડી શકુ તો—પણુ તે આશા વ્યર્થ છે આ જાતજ જુદી છે અને આ તેનો એકજ નમુનો છે એટલુ તો ખુલ્લુંજ છે. આ બીચારુ એકલુ છે, તેને કોઇપણુ સગુ વહાલુ નથી, પોતાના જેવુ ગણી શકે તેવુ કોઇ પ્રાણી પણુ તેની સાથે નથી, પોતે દુશ્મનના હાથમા નથી પણુ તેના ઉપર મમતા રાખે એવા માણુસોની પાસે છે એવુ સમજાવનાર પણુ કોઇ નથી એવા વિચારથી, તેને કૈંક તો આશ્વસન મળે એમ ધારીને હુ એક કાગારુ પકડી લાવ્યો. તેની મિત્રતાથી તેને આનંદ મળશે એમ મે ધાર્યું હતું પણુ એમા ભુલજ થઈ એ તો એને જોઈનેજ એવો ઘોઘાટ કરવા લાગ્યુ કે એણે અગાઉ કાગારૂને જોયાજ ન હશે એવી મારી ખાત્રી થઇ ગઇ. એ ઘોઘાટ કરનાર ગરીબ પ્રાણીની મને બહુ દયા આવે છે પણુ તેને સુખ મળે એવુ હુ કૈં કરી શકતો નથી જો હુ એને હેળવી શકુ—પણુ તે તો અશક્યજ છે, જેમ જેમ હુ યત્ન કરુ છુ તેમ તેમ હુ તેને વધુ ઘોઘાટ કરતુ બનાવી દઉ છુ તે જ્યારે જ્યારે દીલગીરી અને ગુસ્સામા આવી જાય છે ત્યારે ત્યારે મારુ હૃદય ખિન્ન બની જાય છે મારે તો એને જ્યાં જવુ હોય ત્યા જવા દેવુ હતુ પણુ ઇવે તે વાતજ સાંભળવાની ના પાડી. આ તેનું પગલુ જરા ક્રૂર અને એની પ્રકૃતિની વિરૂદ્ધ જણાયુ. અને છતાં કદાચ ઇવનુ કહેવુ ખરૂ પણુ હોય ! કદાચ તે એથી કરીને વધારે અટુલુ થઇ જાય, કારણુ કે જ્યારે હુ એવુ બીજુ શોધી શક્યો નહી ત્યારે એ શી રીતે શોધી શકત ?

પાંચ માસ પછી.

પેલું નાનકડું પ્રાણી કાંગારુ નથી. ના, નથીજ, કારણ કે ઈવની આંગળી પકડીને તે પાંચેક કદમ પોતાના પાછલા પગે ચાલી શકે છે અને પછી પડી જાય છે. કદાચ તે કોઈ નવી જાતનું રીંછ હશે, પણ છતા તેને હજી પુછડી નથી અને માત્ર માથા શિવાય બીજા કોઇ પણ ભાગ ઉપર રુવા નથી તે હજી પણ વધ્યેજ જાય છે— આ બનાવ બહુ વિચિત્ર છે, કારણ કે રીંછ તો બહુ નાની વયેજ મોહુ થઈ જાય છે અને પછી વધતું નથી. પેલા ફળ ખાધાના પ્રસંગ પછી રીંછ બહુ ભયાનક પ્રાણી થઇ પડયુ છે એવે વખતે આના મો પર કોઈ પણ જાતનો તોબરો બધાય નહીં, અને એમને એમ એ ઘરમા છુટુ રખડયા કરે એ સ્થિતિથી મને સંતોષ નથી. જો આને ઈવ છોડી દે તો તેને બદલે એક કાંગારુ લઈ આવવાનુ મેં તેને કહ્યું પણ ઇવે તે માન્યુ નહીં—હુ તો ધારૂ છુ કે ઇવિ અમને ખોટા, મુર્ખાઈભર્યા જોખમોમા ઉતારવાનો ઠરાવ કર્યો છે. તેનું મગજ અસ્થિર થઇ ગયુ તે પહેલા તેનો આવો સ્વભાવ ન હતો.

એક પખવાડીઆ પછી:

મે પેલા પ્રાણીનુ મો તપાસ્યુ. હજી કંઈ ભય જેવુ નથી—તેના મોમા માત્ર એક જ દાત છે. હજી તેને પુછડી નથી. પહેલા કોઈ પણ વખત નહોતું કરતું તેટલો અવાજ તે હવે કરે છે, અને તે પણ મુખ્યત્વે કરીને રાતે હુ તો બહાર નીકળી ગયો છુ પણ સવારે સવારે નાસ્તો લેવા અને તેના મોમા વધારે દાત આવ્યા છે કે નહીં તે જોવા જતો જઈશ જ્યારે તેના મોમા બધાય દાત આવી જશે ત્યારે પછી એને પુછડી હશે કે નહીં છતાં પણ તેને ઘરમાંથી જવુ પડશે, કારણ કે ભયાનક થવામા રીછને પુછડીની આવશ્યકતા નથી.

ચાર માસ પછી:

હું એકાદ માસ બહાર ફરી આવ્યો તે દરમીઆન આ નવું પ્રાણી પોતાના પાછલા પગ ઉપર ઉભુ થઇને ચાલતાં શીખી ગયુ છે અને " પપ્પા " અને " મમ્મા " પણ બોલે છે. ખરેખર, આ એક નવા જ વર્ગનું પ્રાણી છે. અમારી જ ભાષાના શબ્દો સાથેનું આ સામ્ય કદાચ આકસ્મિક હોય અને તેમાં કંઈ અર્થ કે રહસ્ય

પણ નહીં હોય, છતા પણ એ લક્ષણ અસાધારણ તો ખરું જ. બીજાં કોઇ પણ રીછ ન કરી શકે એવુ એ કામ છે ભાષાની આ નકલ, રુવાનો સામાન્ય અભાવ અને પુછડીની કોઇ પણ જાતની નીશાની નહી એ સામટી રીતે ધ્યાનમા લેતા એમ જરુર જણાય છે કે આ કોઇ નવી જાતનુ રીછ છે. આ વિષયનો વધુ અભ્યાસ ખરેખર આકર્ષક થઇ પડશે દરમીઆન, હુ ઉત્તર તરફના જગલોમા જઇશ અને ખૂબ શોધ કરીશ કોઇક ઠેકાણે તો આ જાતનુ બીજુ પ્રાણી હશે જ અને પોતાની જાતનું બીજુ પ્રાણી સાથે રહેશે તો આ પ્રાણી પણ ઓછુ ભયાનક થઇ પડશે હું તાબડતોબ જ જઇશ, પણ તે પહેલા મારે આના મો ઉપર કોઇ પણ જાતનો તોબરો બાધવો પડશે ખરો.

ત્રણ માસ પછી

બહુ શ્રમિત અને કટાળાભરી મુસાફરી કરી પણ કૈં વળ્યુ નહી અને તે દરમિયાન, ઘરમાથી બહાર નીકળ્યા વિના હવે એવુ જ બીજુ પ્રાણી પકડયુ ! આવુ મારુ નસીબ મે કોઇનુ જોયુ નથી હુ સેંકડો વર્ષો આ જગલોમા ભટકયા કરત છતા મને એવુ કદાચ નજ મળત

બીજે દિવસે

જુના સાથે નવા પ્રાણીને હુ સરખાવી જોઉ છુ તે ઉપરથી ખુલ્લુ જણાઇ આવે છે કે એ બંને એકજ જાતના છે તેમાના એકને મારા સગ્રહ માટે હુ મશાલો ભરીને ગખવાનો વિચાર કરતો હતો પણ કશાક કારણને લઇને હવને તે રુચતો નહીં આવ્યો જો આ બે ચાલ્યા જશે તો વિજ્ઞાનને બહુ ભારે ખોટ જશે પહેલાના કરતા હવે મોટુ વધારે હળેલુ છે અને પોપટના સહવાસથી અને અનુકરણ કરવાની શક્તિ બહુ તીવ્ર સ્વરુપમા હોવાથી પોપટની માફક જ તે હસે છે અને બોલે છે એ જો આખરે પોપટવર્ગમાના એક નવા પ્રકારનુ છે એમ સાબીત થાય તો મને તો બહુ નવાઇ લાગશે પણ એમા નવાઈ શા માટે લાગે ? આ બે પ્રાણી જ્યારે માછલીના વર્ગમા ગણાતા હતા ત્યારથી એકે એક પ્રાણીવર્ગમા તે ગણાઇ ચૂકયા છે. મોટુ જેવુ પહેલાં કદરૂપું હતુ તેવુ જ કદરૂપું હાલ નવુ આવેલુ છે—એના જ જેવા ચામડીનો વિચિત્ર સફેદ રંગ અને એના જ જેવુ જરા પણ રુવાટી વિનાનું ગોળમટોળ માથુ ! હવ તેને એબલ કહે છે

દશ વર્ષ પછી

આ બે પ્રાણીઓ છોકરા છે. ઘણા વખત પહેલા અમને આ સત્ય જણાઇ ગયુ હતું. એ આવ્યા તે વખતના તેમના અપરિપકવ આકારથી અમે ગુચવણમા પડયા હતા કારણ કે અમને એવુ જો-વાની ટેવ ન હતી. હવે થોડી છોકરીઓ પણ છે એબલ સારો છોકરો છે, પણ કેઇન રીછજ રહ્યો હોત તો એને ફાયદો થાત. ઈવ વિશે હુ ભુલતો હતો એમ આટલા વર્ષ પછી હુ જોઇ શકુ છું.

તપોવનમા તેના વિના રહેવુ તેના કરતા તપોવનની બહાર તેની સાથે રહેવુ એ વધારે સારૂ છે

એ બહુ બોલે છે એમ મને પ્રથમ લાગતું, પરતુ, હવે જો તેનો અવાજ શાત થઇ જાય અને મારા જીવનમાથી ચાલ્યો જાય તો મારુ હૈયુ દુખથી ઘવાઇ જાય

જે ફળને લઇને અમે ઉભય મળ્યા અને તેના હૃદયની ભલાઈ અને આત્માની મધુરતાની મીઠાશ મે જાણી તે ફળનો જય હો!

# બિલાડાંઃ

## તેમના જીવનમાંથી કાંઈક.

એક વખત અમે જુદા જુદા વિષય વિષે વાદવિવાદ કરતા હતા, એવામા સ્નેહવદને કહ્યું, " મને બિલાડીઓ વિષે બહુ ઉચો મત છે જેમને દુનિયાદારીનું યથાર્થ ભાન હોય એવી જો જાત જોવી હોય તો એજ છે એક બિલાડીની અને બીજી જૂના વિચાર-વાળાઓની. બિલાડીને તમે કોઇ હલકુ અને નીચ કાર્ય કરતા જોઇ છે ? ઘણુ ખરૂ તો તમે એવી સ્થિતિમા એને જોશોજ નહિ, પણ જો જુઓ તો પણ બિલાડી એ છૂપાવવાને પોતાનાથી બનતુ કરી છૂટશે. એવા કાર્યનો એ પોતે વિચાર પણ કરતી નહતી, એટલુજ નહિં પણ એથી કાઇક ઉધુજ કાર્ય એ કરવા જતી હતી એમ એ તમને બતાવશે.

" આજેજ સવારે મે તમારી બિલાડીને એક નાનુ પક્ષી એક પત્થર ઉપર બેઠુ હતુ તેના ઉપર છાનામાના તરાપ મારતા પકડી. તેની આખમા ખૂન વરસી રહ્યુ હતુ અને તેના અણુએ અણુમાં લોહીની તરસ વ્યાપી રહી હતી તે છેલ્લો કૂદકો મારવા જતી હતી એટલામા વિધાતાએ, એક વખત નિર્બળને સહાય કરી બિલાડીની નજર સહસા મારા ઉપર પડી હું તેનેજ જોઈ રહ્યો છુ એમ તેને ભાન થયુ. જાણે કોઇ પાપાત્માને છેલ્લી ઘડીએ પ્રભુના દર્શન થયા હોય અને પાપ જૂના પડળની પેઠે તેના શરીર ઉપરથી ખરી પડયા હોય તેવી સ્થિતિ તે બિલાડીની થઇ. એક ક્ષણમા લોહીની તરસી બિલાડીને બદલે એક નિર્દોષ, માયાળુ બિલાડી બની ગઈ તેની દયાળુ આખ આકાશ પ્રત્યે જોઈ રહી હતી જેમાં કેવું નિર્દોષતા અને કેવું કુદરત પ્રત્યે માન સ્પષ્ટ જણાતા હતા ! એ ત્યા શું કરતી હતી તે મારે જાણવુ હતુ. વળી, બીજુ શુ કરતી હોય ? આકાશમાં બદલાતા રગ જોવામા તે ગુથાઇ ગઇ હતી. પ્રભુએ સરજેલાં તે નાના પક્ષીને ઇજા કરવા કરતા તે પોતે આપઘાત કરીને મરી જાત !

" આખી રાત ખરાબ સોબતમા ગાળીને સવારે પાછા આવતા બિલાડાને તમે કોઇએ જોયો છે ? પોતાના પાપકર્મ

છુપાવવાને આતુર એવા મનુષ્યો તમે જોયા છે ? બિલાડો બિચારો ધીમેથી મિયાંઉ  કરીને આ પ્રમાણે  કહેતો  હોય છે· " અરેરે, આટલું મોડું થઇ ગયુ ? સહેજ ફરવા નીકળીએ છીએ તેમા વખત કેટલો જલદીથી પસાર થઈ જાય છે ! કોઇ જુએ નહિં તો સારૂ "

એ છુપી રીતે ઘરમા દાખલ થઇ જવાનો યત્ન કરે છે, એટલામાં ઘરના નોકરને જુએ છે. આથી છાનોમાનો એક ખૂણામા ભરાઈ જાય છે " અત્યારે આ નોકરનુ વળી અહિં શુ દાટયુ હતું ? " તે બોલે છે " તે અહિં ભટકતો હોય ત્યારે તો મારાથી અંદર જવાય જ નહિં ને એ મને ઓળખ્યા વિના રહેવાનોજ નથી. અને એણે મને જોયો એટલે સત્યાનાશની પાટી. આખા ગામમા મને ફજેત કરવાનો." એટલામા દુધવાળા ભૈયાને આવતો જુએ છે. " થઇ રહ્યુ ! હવે આ ભૈયો ત્યા પહોચ્યો એટલે ઘરમા બધાં જાગી ઉઠવાનાં અને હું પકડાઈ જવાનો વળી હું ગભિએ એટલો છુ કે તે લોકો જરૂર મારા ઉપર શક લાવવાના આ દુનિયામા કોઇને માટે જૂઠુ માની લેવાને સૌ કોઈ તૈયારજ હોય છે ! " આમ કહીને ન છુટકે તે ધીમેથી ડગલા ભરતો, જાણે આખી રાત તે કોઇ ધર્મનુ કાર્ય કરવા ગયો હોય કે કોઇ રાત્રીશાળા ચલાવવા ગયો હોય તેવો જણાતો, દુનિયાના પાપથી કટાળેલો ઘરમા દાખલ થાય છે. બારીમાંથી કૂદકો મારીને તે એક ખુરશી ઉપર લોટી જાય છે અને શેઠ પોતાના ઓરડામાથી બહાર નીકળે છે ત્યારે ભર ઉંઘમા પડયો હોય તેવા ઢોંગ કરે છે.

શેઠના પગલા સાંભળીને આળસ મરડીને તે ઉભો થાય છે અને " ઓહો, અત્યારમા સવાર પડી પણ ગઇ ! આજે આખી રાત એવી મીઠી ઉંઘ આવી ગઇ હતી, " એમ કહેતો હોય તેમ શેઠના પગ આગળ જઈને ધીમેથી 'મિયાઉ' કરે છે ખરેખર, બિલાડીની જાતનો હું જ્યારે વિચાર કરૂં છુ ત્યારે મને એમ થાય છે કે એમને જો ચાર પગ નહિં હોય તો આપણા મનુષ્યોમાના અનેક પ્રકારના ઢોંગીઓ, દભીઓમાં સહેલાઈથી તે ભળી જાય.

" સ્નેહવદન, તમે કહો છો એ વાત તદ્દન સાચી છે. " મેં કહ્યું, " નીતિશાસ્ત્ર તેમજ ધર્મશાસ્ત્રમા બિલાડાઓ માણસને ઘણુંજ મળતાં આવે છે, એટલુંજ નહિં પણ સ્વાર્થબુદ્ધિમાં પણ મનુષ્યોનેજ મળતાં આવે છે અમારા એક મિત્રને ત્યાં એક મોટો બિલાડો

હતો. આ બિલાડાને એમણે બચપણથી ઉછેરીને મોટો કર્યો હતો, એક વખત પડોશમા એક યુરોપીઅન બાઇ રહેવા આવી તેને ત્યા એક બિલાડી હતી. આ બિલાડી અને અમારા મિત્રનો બિલાડો પછી વડી ઉપર ચડયા અને એકેકની સાથે ગપાટા શરૂ થયા.

'કેમ ઘર કેવુક છે ?' બિલાડીએ સવાલ કર્યો

'સાધારણ'

'માણુસ સારા છે ?'

'ઠીકાઠીક.'

'તારી સભાળ બભાળ બરાબર લેવાય ખરી કે ?'

'હા, એ બાબત તો મારે કાઇ કરિયાદ જેવુ નથી'

'ખાવાનાનુ કેમ ?'

'સાધારણ, રોટલી, દાળ ભાત, જે વધ્યુ હોય તે કોઇ'ક વખત દુધ બગડી ગયુ હોય તો તે પણ મળે' બિલાડાએ કહ્યુ.

'શુ ? રોટલી દાળ અને ભાતના લાફા ?'

'હા, કેમ, એમા શુ ખોટુ ?'

'ઓ મારી મા ! એમા પૂછે છે કે શુ ખોટુ ? કોઇ વખત 'કટલેસ' કે 'સમોસા' કે એવુ કાઇ મળે જ નહિ ?'

'સમોસા અને કટલેસ ? એ વળી શુ ?'

'હાય હાય, આ તે શુ કહેવાય ! તને એની ખબરજ નથી ? ગરીબ બિચારો ! ઠીક ઠીક, જરા બેસીને નિરાતે વાત તો કર તુ સૂએ છે શેના ઉપર ?'

'જમીન ઉપર કે ખુરશી ઉપર' બિલાડો બોલ્યો

'હુ એજ ધારતી હતી અને કોઇ કોઇ વખત નીતર્યા પાણી જેવુ દુધ રાતે મળતુ હશે, ખરૂને ?" બિલાડીએ કટાક્ષમા કહ્યુ.

'હા, દુધ જરા પાતળુ હોય છે ખરૂ.'

'મારી ખાત્રી હતી ભાઇ, જો મારી સલાહ માને તો તારે એ ઘરજ છોડી દેવુ જોઇએ'

'પણ જવુ કયા ?'

'કોઇ પણ ઠેકાણે'

'પણ મને ઉભુ કોણ રાખે ?'

'જો આવડે તો કોઇપણ. મે કેટલી વાર ઘર બદલ્યા હશે ? બરાબર સાત વખત અને સાતે વખત મે મારી સ્થિતિ સુધારી

છે. હું ક્યા જન્મી હતી તે તને ખબર છે ? એક ખેતરમા ઘાસની ગંજી નીચે. તે વખતે અમે ત્રણ જણ હતા. હું, મા અને એક નાનો ભાઇ. રોજ રાત પડે મા અમને બેને મૂકીને જતી તે અજવાળુ થતા પાછી આવતી. એક દિવસે સવારે તે આવી નહિ. સાઝ સુધી પાછી આવી નહિ એટલે અમે બે રડયા અને રડતા રડતા ઉંઘી ગયા. એટલામા મા ધીમે પગલે ચાલતી, લથડીયા ખાતી આવી અને અમે બન્ને ભૂખ્યા હતા એટલે અમે ધાવવા મડી પડયા. ધાવતા ધાવતાં અમે ઉંઘી ગયા. થોડીવાર પછી મને એકદમ બહુ ઠંડી લાગવાથી હુ જાગી ઉઠી અને માની સોડમા વધારે ભરાઇ. એટલે તો મને વધારે ઠંડી લાગી, ત્યારે મે જાણ્યુ કે મા તો ગઇ

'હુ તે વખતે ચાર અઠવાડીયાની હતી ત્યારથી તે આજ સુધી મે કોઇની મદદ માગી નથી, કે કોઈ ઉપર આધાર રાખ્યો નથી. પહેલાં તો અમને બેને બહુ મુશ્કેલી પડી પણ જેમ તેમ કરતાં અમે મોટા થતા ગયા ત્રણેક માસ પછી, ફરતા ફરતા હુ જરા બહુ આગળ નીકળી ગઇ અને ત્યા એક નાનુ, સ્વચ્છ ઘર આવ્યુ. તેના બારણા ઉઘાડા હતા એટલે હું અંદર પેઠી. ત્યા બેચાર નાના છોકરા રમતા હતા તેમણે મને બહુ લાડ લડાવ્યા એટલે મેં ત્યાજ ધામો નાખી દીધો તે નાનુ ઘર મોટો મહેલ છે એમજ હુ તે વખતે તો ધારતી હતી.

' હું એને મહેલ તરીકે જ ધાર્યા કરત, પણ એટલામાં મેં એક દુકાન જોઇ આ દુકાનની પાછળજ દુકાનવાળો રહેતો હતો તે ઓરડામા મે જોયુ તો સારી જાજમ પાથરેલી જોવામા આવી. આવી જાહોજલાલી મે જોયેલીજ નહિ એટલે મારૂ મન તરત પીગળી ગયુ અને ત્યા મૂકામ રાખવાનો મે ઠરાવ કરી દીધો '

'પણ એ ઠરાવ તે અમલમા કેવી રીતે મૂકયો ?' બિલાડાએ આશ્ચર્યથી પૂછયુ.

'વળી કેવી રીતે શુ ? ત્યા જઇને પલાઠી વાળીને બેસવાથી. અલીબાબાની વાર્તામા " ઉઘડ સીસમ " આવે છે તેની માફક " ઉદ્ધતાઇ " એ પણ આ સુધરેલી દુનિયામાં " ઉઘડ સીસમ " ની ગરજ સારે છે. જે સખત કામ કરે તે ભૂખે મરી જાય છે. જેનામા અક્કલ હોય છે તે મૂર્ખમા ખપે છે અને જેનામાં

સદ્દગુણ હોય છે તેને દુનિયા ચોર અને લંપટ કહીને જેલમા પૂરે છે. પણ જેનામા 'ઉદ્ધતાઈ' હોય છે અને પાપ પુણ્યની જેને દરકાર જ નથી તેવા માણુસોની જાતના મોટરકારમા ફરે છે, અને આપણી જાતમા મખમલના ગાલિચા ઉપર સુએ છે. મે ઘરમા જઇને શેઠના પગ ચાટયા એટલે શેઠ અને શેઠાણી મારા વિશ્વાસુ સ્વભાવ ઉપર મોહી પડયા. બિચારા પેલા નાના છોકરાઓએ તો કેટલા દિવસ સુધી મારી તપાસ કરાવી અને કેટલીવાર મારે માટે રડયા. પણ એમ માણુસોને માટે લાગણી રાખ્યા કરીએ તો આપણાથી આગળ વધાયજ કેમ ?

" આમને ત્યા હુ એક વર્ષ રહી અને પછી પાસેના એક પૈસાદાર માણુસને ત્યા રહેવા ગઈ. ત્યા જમવાનુ બહુ અચ્છુ મળતુ હતું, પણ દુર્ભાગ્યે એને વેપારમા કાઇ ખોટ આવી એટલે ભટ ચાકરને વિદાય કરીને એક ચાલીમા રહેવા ગયો મને સારી રીતે રહેવાની ટેવ પડી ગયેલી એટલે ગદી ચાલીમા મારાથી રહેવાયજ કેમ ? "

" આથી મે બીજુ ઘર શોધવાની તજવીજ કરી આખરે એક માણુસને મે શોધી કહાડયો તે એકલોજ હતો અને ઘણો પૈસાદાર હતો, પણ દુનિયામા તે બહુ કજુસ ગણાતો કોઈની સાથે તેને બોલવા વ્યવહાર હતો નહિ એટલે મને લાગ્યુ કે કદાચ મારા ઉપર તેની મહેરબાની થાય ખરી અને ન થાય તો મને નાસી જતા કયા આવડતું નહતુ ? આમ ધારીને હુ એને ત્યા ગઈ, અને મારૂ ધારતુ સાચુજ પડયુ હમણા હુ જે બાઈ સાથે રહુ છુ તે પણ એકલીજ છે અને મને સારી પેઠે રાખે છે પણ એને બીજી જજાળો છે ખરી પણ પેલાને તો આખી દુનિ-યામા એકલી હુ જ પ્રેમનું સ્થાન હતી. હુ ત્યા બે વર્ષ રહી એટલે કમનસીબે તે માંદો પડયો અને આખુ ઘર સગાંવહાલાંઓથી ભરાઈ ગયુ. જ્યા પૈસા હોય છે ત્યા સગાવહાલા અને મિત્રો આપોઆપ જ પાકી નીકળે છે આમ થવાથી મને ત્યા ગમ્યુ નહિ. એટલે આપણે ત્યાથી રવન્ડો માર્યો

' ત્યાથી મે બે ત્રણ ઠેકાણા તપાસી જોયા, પણ મને ફાવ્યુ નહિ. એકને ત્યા એક મોટો કુતરોજ હતો. બીજાને ત્યાં નાનું છોકરૂં જ હતુ આપણે એટલું ખાસ યાદ રાખવું કે જ્યાં બહુ

નાનું છોકરૂં હોય ત્યાં આપણે કોઈ દિવસ રહેવું નહિ મોટું છોકરૂં આપણી પુંછડી ખેંચે કે આપણી પુંછડીએ ફટાકા બાંધે અને આપણે એમને નખોરીયા ભરીએ તો કાંઇ હરકત નહિ ઘરવાળા એમજ કહે કે "ઠીક થયું, એમ નખોરીયા એમને ત્યારેજ ભાઇ તોફાન કરવાનું મૂકશે. જજે હવે બિલાડીની પુંછડી પકડવા" પણ જો નાનું છોકરૂં હોય અને તે જો તમારી આંખ મોટા ચીપીયાથી ખેંચી કહાડવા માગે કે તમારા મ્હોમાં લાકડું ખોસી દેવા માગે અને તમે સહેજ રકઝક પણ કરો તો આખું ઘર તમારો જીવ લેવા માગે ઘરના ચાકરો તમને લાતેને લાતે છુંદી નાખે શેઠના નેતરના ઝપાટા ખાવા પડે અને છોકરાની માની અને ફોઇઓની ગાળો ખાઇ ખાઇને તો કાનના તમરા ફાટી જાય!

હમણાનું ઘર મને એક મારા બિલાડા મિત્રે બતાવ્યું હતું તે પોતે ત્યાંજ હતો પણ શેઠાણીની એક ટેવ તેને રૂચિ નહિ એટલે તેણે તે ઘર છોડી દીધું રાતના દસ વાગે એટલે ઘરમાં આવીજ જવું જોઇએ એવી આ શેઠાણીની આજ્ઞા છે એ મિત્રને આ આજ્ઞા પોતાની સ્વતંત્રતા છીનવી લેનાર લાગી એ જરા સોખીન છે, અને રાતે —આખી રાત—ગામમાં જુદે જુદે ઠેકાણે ફરવાથી તબિયત સુધરે છે અને જ્ઞાન પણ વધે છે એમ માનનારો છે. મને આ આજ્ઞા પાળવામાં મુશ્કેલી લાગતી નથી, કારણ કે મને એવી રીતે દુનિયા જેને ખોટું કહે છે એ કાર્ય છડેચોક કરવું ગમતું નથી આખો દિવસ આપણાથી કયા એ કાર્ય થતું નથી—જો કરવું જ હોય તો—કે રાતે રખડીને બેઆબરૂ થવું? અહિંથી પણ વળી કોઈ સારૂં ઘર મળે તો આપણે છોડવાને તૈયારજ છીએ સ્નેહ, મમતા, ઉપકાર, વગેરે સદ્‌ગુણો જેમને ભૂખે મરવું હોય તેમને માટે છે, મોજશોખ ભોગવવા ઇચ્છનાર માટે નથી

'આ પ્રમાણેની મારી જીવનકથા છે. કોઇને ત્યાં કેમ ઠસવું એનો હું તને એક સહેલો રસ્તો બતાવું. કયે ઘેર જવું છે એ પહેલા નક્કી કરવું, પછી પાછલે બારણે જઇને દયામણે અવાજે મિયાઉં કરવું બારણું ઉઘડે કે તરત જ જે પહેલા પગ જુએ તે પગને ભેટી પડવું, અને પછી વિશ્વાસુ થઇને તેમની સામે જોવું મનુષ્યો વિશ્વાસથી જેટલા છેતરાય છે તેટલા બીજાં કશાથી છેતરાતા નથી, કારણ કે તેમને પોતાની જાતના તરફથી એ લાગણી બહુ

બતાવવામા આવતી જ નથી, એટલે એ લાગણી એ લોકો જ્યારે જ્યારે અન્યમા જુએ છે ત્યારે ત્યારે તેઓ બહુ ખુશ થાય છે તેમ છતા પણ તને કદાચ ડર લાગતો હોય તો પલળીને જવુ. શા માટે સુકી બિલાડી કરતા ભીની બિલાડી પ્રત્યે મનુષ્યજાત વધારે મમતા બતાવતી હશે તે મને સમજાતું નથી પણ ભીની બિલાડી જાય તો એની આગતાસ્વાગતા બહુ સારી થાય અને સુકી જાય તો એના ઉપર બાલદીમાથી ગદુ પાણી રેડાય એ વાત તો નિર્વિવાદ જ છે વળી તે ઉપરાત જો એ લોકો તને સુકી રોટલી ધરે તો તો ખાઈ જ લેજે બિલાડી સુકી રોટલી ખાય એ જોઇને તો એમની આખમાથી દયાના આસુ ઝરે છે'

"અમારા મિત્રના બિલાડાએ આ શિખામણ ધ્યાનમા લીધી અને પાસેના પડોશીને ત્યા બિલાડા નહોતા એટલે ત્યા જવાનો વિચાર કર્યો આથી એક દિવસ વરસાદમા તે ચાર કલાક સુધી ખુલ્લા મેદાનમા બેશી રહ્યો અને પછી પેલા પડોશીના બારણા આગળ જઇને દયામણે અવાજે મિયાઉં કર્યું ચાકરડીએ બારણુ ઉઘાડયુ કે તરત જ તે તેના પગમા ભરાઈ ગયો ચાકરડીએ આથી ચીસાચીસ કરી મકી એટલે શેઠ અને શેઠાણી દોડતા શુ થયુ છે તે જોવા આવ્યા

'કોઈ રખડતો બિલાડો છે,' ચાકરડીએ ખુલાસો આપતા કહ્યું.

'લાત મારીને કહાડી મૂકો' શેઠે કહ્યુ

'નહિ નહિં નહિં. એમ નહિં કરવુ' શેઠાણીએ કહ્યુ

અરેરે, બિચારો કેવો ભિંજાઈ ગયો છે' ચાકરડી બોલી.

'બિચારો ભૂખ્યો પણ હશે' શેઠાણી બોલી

એક સુકો રોટલો નાખી જુઓ.' શેઠે કટાક્ષમા કહ્યુ આ પ્રમાણે સુકો રોટલો તેની આગળ ધરવામા આવ્યો. બિલાડો તે ખાઈ ગયો અને પછી ઉપકાર બતાવવા શેઠના પગ સાથે ઘસાયો આથી શેઠ પોતાની ક્રુરતાને માટે શરમાયો અને 'એને અહિં રહેવુ હોય તો ભલે પડી રહે' કહીને દૂર ખસ્યો

"આ પ્રમાણે બિલાડાએ ત્યા જ મુકામ જમાવ્યો તે દરમ્યાન અમારા મિત્રના ઘરમા ધમાચકડી થઈ રહી. તેની ગેરહાજરીમાં આખા ઘરમા તેના વિના કોઇને ગમ્યુ નહિ અમારા મિત્રના પત્નીએ એમજ ધારી લીધુ કે મારા મિત્ર અને તેના માળીએ

મળીને તે બિલાડાને સ્વધામ પહોચાડી દીધો છે પરિણામે મારા મિત્રની સ્થિતિ બહુ કંફોડી થઈ ગઇ તેને તેના પત્ની તરફથી કસાઈ, ઘાતકી અને કરપીણુ ખૂનીની પદવી વિના માગ્યે મળી ચૂકી મિત્રના એક દશેક વર્ષના છોકરાને પણ બિલાડાને ભૂતકાળમા બહુ પજવવા માટે સખત પુષ્પાજલી અપાઇ

" પદરેક દિવસ પછી બિલાડાને પેલા નવા ઘરમા ફાવ્યુ નહિ, એટલે તે પાછો મારા મિત્રને ત્યાજ આવ્યો. પહેલા તો બધાએ એમજ જાણ્યુ કે એ બિલાડો નથી, પણ બિલાડાનુ ભૂત છે. પણ શેરેક દુધ એક સામટુ ગટગટાવી ગયો ત્યારે બધાને ખાત્રી થઇ એક અઠવાડીયા સુધી આ પ્રમાણે એનુ અચ્છુ લાલનપાલન થયુ, પણ પછી બધુ ઠડુ પડી ગયુ, એટલે બિલાડો પાછો એ ઘર છોડી પેલા નવા ઘરમા ગયો

' ત્યા પણ બિલાડાના જવાથી ઉલ્કાપાત થઇ ગયો હતો એટલે ત્યા પણ એકાદ અઠવાડીયુ બિલાડાને બહુ સારૂ સન્માન મળ્યુ. આ ઉપરથી બિલાડાને એક વિચાર સુઝયો. બન્નેને ત્યા પદર પદર દિવસ રહેવુ આથી બન્નેને ત્યા એને કાયમ સન્માન મળવા લાગ્યુ

" પણ આખરે આ વાત ફુટી એટલે બન્ને કુટુબને ઝગડો થયો મારા મિત્ર અને એમના પત્નીએ પેલા પડોશીઓને ચોર લુટારાની પદવી આપી ત્યારે સામે પડોશીઓએ એમને ઘાતકી નીચ માણસોની ઉપમા આપી. હજી પણ અઠવાડીયે અઠવાડીયે આ ઝઘડો થાય છે અને અતે એક વખતે બન્ને પક્ષ હાથો હાથ આવી જશે અને મામલો કોર્ટે જશે એવી મારી ખાત્રી છે "

મારી વાત સાભળીને સ્નેહવદન બહુ ઉડા વિચારમા પડી ગયા હોય એમ લાગ્યુ, આથી મે એમની ઇચ્છા હોય તો બીજી વાત કહેવાની મરજી દેખાડી, પણ એમણે કાંઇ ઉત્તર આપ્યો નહિ, તેથી એમની સાભળવાની ઇચ્છા છે એમ મે ધારી લીધુ અને બીજી વાત કહી. ( મને પાછળથી ખબર પડી હતી કે એ મારી વાત સાભળતા નહતા પણ ઘસઘસાટ ઉઘતા હતા ! )

" અમારે ત્યા એક બિલાડી હતી તેનામા સૌથી મોટો ગુણ માતાના જેવુ વાત્સલ્ય એ હતો. ગમે તે નાનુ પ્રાણી એની આગળ મૂકો તો એને એ ઉછેરીને મોટુ કરી આપે. એક વખત એની પાસે કુકડીના બચ્ચા પણ મૂકયા હોત તો એને પણ એ ઉછેરી

આપત. એક વખત એક નાના કુતરાના બચ્ચાને એને સોપ્યુ એટલે તરત તેણે તેને દત્તક કરી લીધુ એવામા એક વેળા તે કુતરૂ ભસ્યુ આથી પેલી બુઠ્ઠી બિલાડી તો અજબજ થઇ ગઈ તેણે પેલાં કુતરાંના બે કાન આમળયા અને પછી દીલગીરી ભર્યે ચહેરે કહેવા લાગી, "વાહરે દીકરા! ઘડપણમાં તારે માની આબરૂમાં ધૂળ ભેળવી ધારી છે કે શુ? આપણી મૂકીને તુ મુ—કુતરાઓની ભાષા કયાથી શીખી લાવ્યો? (એ બુઠ્ઠી બિલાડીમા અક્કલનીજ ખામી હતી કોઈ પણ નાનુ પ્રાણી જુએ અને તેને પોતે ઉછેરવા લે તો એ બિલાડીજ છે એમ એ ધારી લેતી) અને વળી આ ગધેડાના જેવા કાન આમથી તેમ હલાવવાની ટેવ ક્યાથી પાડી?"

પેલા બિચારા માબાપ વિનાના કુતરાએ બિલાડીની માફક મિયાઉ કરવાનુ શિખવાના, પગેથી મ્હો લૂછવાના અને પોતાની પુછડી સ્થિર રાખવાના ઘણા યત્ન કર્યા હતા, પણ તેમા એ નિષ્ફળ નીવડર્યો હતો આ બિલાડી અને નાનો કુતરો એ બેમાથી કોણ વધારે દયાને પાત્ર હતુ? પેલો નાનો કુતરો બિલાડાની માફક વર્તવાને ઘણી માથાકુટ કરતો હતો પણ તેમા તેને કાઇ યશ મળતો ન હતો, તે જ પ્રમાણે પેલી બિલાડી આ કુતરાને બિલાડોજ ધારીને તેને બિલાડાના સારા સારા સદ્દગુણો શિખવવાને તેટલીજ માથાફોડ કરતી પણ તેની પણ એ સ્થિતિજ થઇ હતી

આટલી વાત થતા સ્નેહવદન જાગી ઉઠયા અને ધીમેથી બોલ્યા, "તમે અને તમારા મિત્રોએ બહુ સારી જાતની બિલાડીઓ પાળી હોય તેમ જણાય છે બિલાડીઓની વાતોમા તમારા કરતા ચડે એવી વાત મે માત્ર એક જ માણસ પાસેથી સાભળી છે"

"અહ, કોની પાસેથી?" મે જરા અદેખાઇથી પૂછ્યુ

"એક ખલાસી પાસેથી" સ્નેહવદને કહ્યુ, "તે એમજ કહેતો કે ભલે બીજા ગમે તેમ કહે પણ બિલાડીના જેટલી અક્કલ હોશીયારી અને સ્વાતન્ત્ર્યવૃત્તિ કોઇનામા નથી હાથીઓને વિષે માણસોએ ઘણા ગપાટા ફેલાવ્યા છે તે જો સાચા હોય તો હાથીઓ હોશિયાર હોવાજ જોઇએ તેજ પ્રમાણે કુતરાઓને વિષે પણ ઘણુ સાભળ્યુ છે તેમ છતા પણ બિલાડીની આગળ એ લોકો કાંઇ વિસાતમાં નથી.

" 'કુતરાઓને માણુસો માટે બહુ માન છે,' તે ખલાસી મને કહેતો. ડાહ્યામા ડાહ્યું પ્રાણી માણુસ છે એમ કુતરાઓ માને છે એટલે માણુસો કુતરાને પણ સૌથી અક્કલવાન, નિમકહલાલ વગેરે નામ આપીને ચડાવી મૂકે છે બિલાડીને એ પ્રમાણે કોઇની ખુશામત કરવી ગમતી નથી એટલે આપણે પણ એમજ કહીએ છીએ કે બિલાડીમા અક્કલ જ નથી આ પ્રમાણે બિલાડીને હલકી પાડીને કુતરાઓને ચડાવવામાં આપણે માણુસો એક પ્રકારનો પક્ષપાત જ કરીએ છીએ. હું તમને એક દાખલો આપુ. તમે કોઈ દિવસ સાંકળે બાંધેલા કુતરાને બિલાડી સામે ભસતાં જોયો છે? સાકળે બાધેલો કુતરો જ્યા સુધી આવી શકે ત્યાંથી માત્ર બે આગળજ છેટે બિલાડી નિરાંતે બેઠી હોય છે અને કુતરાની મૂર્ખાઇ પ્રત્યે હસતી હસતી પોતાનુ કામ કર્યે જાય છે, કારણ કે સાકળ માત્ર ભસવાથીજ તૂટવાની નથી એમ બિલાડી બરાબર જાણે છે ત્યારે કુતરો સાકળ તૂટશે એવા ખોટા ખ્યાલથી બાથડીયા મારતો બિલાડી તરફ જોરથી ભસ્યા કરે છે આમા મૂર્ખ કોણ? બિલાડી કે કૂતરો?

'આજ પ્રમાણે અંધારી રાતે બિલાડીને ચીસ પાડતા તમે સાંભળી છે? તે વખતે તમે બારી ઉઘાડીને તેની સામે ધાટા પાડી પાડીને આખુ ગામ ગજવી મૂકો તેમ છતા પણ એ એક ડગલુ પણ ત્યાથી ખસી છે? નહિજ, માત્ર મ્હો ફેરવીને કદાચ તે તમારા સામે હસી હશે એટલે તમે બહુ કે તમારી સારી લાકડી કે છત્રી લઇને તેની સામે ઉગામીને તેને ડરાવવા યત્ન કર્યો હશે તેમ છતા પણ એ એક ડગલુ પણ ખસતી નથી, કારણ કે તમે એવી કામની વસ્તુઓ બારીમાથી બહાર ફેંકોજ નહિ એ વાત એ બરાબર સમજે છે. પણ તમે એક ઈંટ તમારા હાથમા લઈ જુઓ તમે હાથ ઉગામો નહિ એટલીવારમા બિલાડી ત્યાથી પોલ્સ-ટીસ મારી જાય છે. એનું નામ તે અક્કલ

'વળી દુનિયાદારીના ડહાપણુમા તો કુતરાઓ બિલાડીની આગળ બચ્ચા જેવા છે. તમે કોઇ દિવસ બિલાડી આગળ ગપ્પા છાટી જોયાં છે? નહિ છાટી જોયા હોય તો છાટી જોજો. અમારા વહાણુ ઉપરજ એક ખલાસી છે. આ માણુસ બધી રીતે સારો છે પણ જ્યાં વાત કરવા માડે છે ત્યા થઈ રહ્યું. એવા હાથીના

બેખા ઉડાવે છે કે ભલભલા છાટુદાસો એની આગળ પાણી ભરે તેમ છતા જ્યારે જ્યારે આ માણસ પોતાની તોપો મારવા બેસે છે ત્યારે ત્યારે તેનો એક ધોળા જેવો કુતરો આ તોપો સાભળવા બેસે છે, અને આ બધીજ તોપો તેને ગળે ઉતરી જાય છે તેને જો કાઇ લાગણી થતી હોય તો માત્ર એના શેઠને માટે માનની લાગણીજ થાય છે.

' આ કુતરો આવી રીતે પેલા માણસને હાથે કરીને તોપ મારવામા ઉત્તેજન આપતો તેથી હુ બહુ ચીડવાઇ ગયો અને મે એક વખત તેને કહ્યુ કે એક વખત મારી જગ્યાએ આવીને તારી વાત કહે આથી પેલાને અજાયબી લાગી, પણ પછી તેમ કરવા તે કબુલ થયો તે મારી જગ્યાએ આવ્યો અને પોતાની સૌથી મોટી તોપ શરૂ કરી. મારી બિલાડી શરૂઆતમા તો આશ્ચર્યથી એને સાભળવા લાગી પાચ દશ મીનીટ પછી તેણે મારી સામે જોયુ—જાણે કહેતી નહિ હોય કે " આ તો કોઈ જાણીતો સાક્ષર મોટુ ભાષણ આપે છે " મે તેને શાત રહેવાની નિશાની કરી અને પેલો તો પોતાની કહાણી ચલાવ્યા જ કરતો હતો આખરે જ્યારે પેલાએ વાતમા કહ્યુ કે તેણે પોતે અને તેના કપતાને મળીને શાર્ક માછલીના જડબા પકડી રાખ્યા અને એક ખલાસી શાર્કના પેટમા જઇને શાર્કે ગળેલા સોનાની ઘડીયાળ અને અછોડો લઈ આવ્યો ત્યારે બિલાડીથી નહિ ખમાયુ અને એક મોટી ચીસ પાડીને તે બેભાન થઇ ગઇ

" ખરેખર, તમે જેમ કુતરાને છેતરી શકો તેમ બિલાડીને છેતરી શકો નહિ "

# નૂતન વર્ષની ભેટ.

ત્રણ રૂપિયા અને સાડા તેર આના ! શાકવાળા, મોદીઓ વગેરે સાથે સખત માથાઝીક કરીને પૈસો પૈસો કરીને બચાવેલ મૂડીમા માત્ર ત્રણ રૂપિયા અને સાડાતેર આનાજ ! અને બીજેજ દિવસે બેસતુ વર્ષ ! શાતાએ પૈસા ત્રણ ચાર વખત ગણી જોયા પણ રકમમા વધારો થયો નહિ

ત્યારે બીજુ શુ થાય ? પલગ ઉપર પડીને પેટ ભરીને રોયા સિવાય અન્ય માર્ગ ન હતો શાતાએ આજ માર્ગ લીધો, પેટ ભરીને તે રોઇ. જીવનમા રોવુ અને હસવુ, રોવુ વધારે અને હસવુ ઘણુજ અલ્પ—એથી વધુ બીજા ઘણા મનુષ્યોને ભાગે શુ હોય છે ? પણ સર્વ વસ્તુઓને અંત તો હોય છેજ શાતાના રૂદનનો પણ અત આવ્યો. એક નાની ચાલીમા બે નાની ઓરડી આમાની એકના બારણા ઉપર "રણજીત ધનવતરાય મહેતા, બી એ" નુ નાનુ પાટીયુ માર્યું હતુ બી એ થયા તેના ઉત્સાહમા કે લગ્ન થયા તેના ગૌરવમા આ પાટીયુ તૈયાર થઇ ગયુ હશે હાલ તો આ પાટીયુ માત્ર દિલગીરીથી પોતાના અક્ષરો પોતાનામાજ ભેળવી દેવાના પ્રયાસ કરતુ, આવતા જતા મનુષ્યોના ઉપહાસને પાત્ર થતુ હતુ એક ઓરડીમા રસોડુ અને કોઠાર અને બીજી ઓરડીમા દિવાનખાનુ, સુવાનો ઓરડો વગેરે વગેરે ઓરડીઓમા સર્વ જીર્ણ વસ્તુઓમા માત્ર બે વસ્તુ તેજસ્વી જણાતી, એક કાચનુ કબાટ અને બીજી શાતા રણજીતના ત્રણ માસના પગારના ભોગે આવેલ કાચનુ કબાટ પતિ–પત્નીના એશઆરામની લાગણીની પરાકાષ્ટા બતાવતુ. શાતાની શાત મધુરતા અને તેનુ સાદુ સૌંદર્ય શરીરની તદુરસ્તીને માટે જોઇતા ઓક્સિજનના અભાવે પણ ઓરડીમા સ્વર્ગ સ્થાપતા

શાતાનુ રૂદન બધ થયુ, પૈસા હતા તેટલા ને તેટલા ત્રણ રૂપિયા અને સાડાતેર આનાજ રહ્યા. શાત, દીન વદને રસ્તામા જતા આવતા મનુષ્યોને તે જોઇ રહી બીજે દિવસે બેસતુ વર્ષ અને વહાલા રણજીતને માટે ભેટ લઇ આવવા આટલી નાની રકમ ! પણ બીજુ શુ

થાય ? સાઠ રૂપિયા તે ક્યા ક્યા ચાલે ? તેમાથી વીસ રૂપિયા ભાડા-વાળો લઇ લે, બાકીના ચાળીસમાથી આખા ઘરનો તમામ ખર્ચ. પરચુરણ આવક કોઇ કોઇ વખત આવે તેમાથી પતિ–પત્નીના લુગડાં વગેરે ખરીદાય કેટલા દિવસો થયા આ ભેટ ખરીદવાના વિચાર ચાલતા હતા તેમા પરિણામમા આટલીજ રકમ શિલક રહી રણુ-જીત જેવા પુરૂષોમા મુકૂટ રૂપને તેની યોગ્યતા પ્રમાણેજ ભેટ આ-પવી જોઈએ રણુજીતની કદર જગત તો નથી કરતુ પણ પોતે, તેની પત્ની પણ નહિં કરે તેમ તે કાઇ બને ?

રડતી છાની રહીને શાતા કબાટના આરસા સામે ઉભી રહી. તેણે આખના આસુ લૂછી નાખ્યા. સહસા તેની આખ ગળામાં પહેરેલ સુવર્ણમાળા પર પડી પતિ–પત્નીની જગતની સમૃદ્ધિ બે વસ્તુઓમા આવી રહી હતી, એક રણુજીતની હાથે બાધવાની સુવર્ણ-ની ઘડિયાળ અને બીજી શાતાની ડોકમાની સુવર્ણમાળા અમે-રિકાનો કરોડ પતિ રોકફેલર પણ જો સામે બારણે રહેતો હોત તો રણુજીત તેના દેખતા પોતાની સુવર્ણ ઘડિયાળ કોટની બ્હાંય ઉચી કરીને વાર વાર તેમાથી વખત જોતા અને પરિણામે રોકફેલરના હદયમાં પણ અશાતિ પ્રસરત એવી શાતાની માન્યતા હતી જગતની સૌથી સુંદર સ્ત્રી પણ જો શાતાને સામી મળી હોત તો શાતા વાતમાને વાતમા પોતાનો શ્વેત હાથ પોતાની હસ સમી ડોકમા ઝૂલતી સુવર્ણમાળાને લગાડત અને એથી એ સૌથી સુંદર સ્ત્રી પણ ઇર્ષ્યાથી બળી જાત એમ રણુજીત ધારતો હતો

ક્ષણભર શાતા સુવર્ણમાળા નીરખી રહી કાનમા બુટ્ટીસરખી-યે નહિ અને હાથમા માત્ર કાચની બગડી એ વસ્તુસ્થિતિનુ ભાન તેને થયુ સુવર્ણમાળા જતા શરીર અને સુવર્ણને સંબધ કોણ જાણે ક્યારેય થશે એ વિચારથી શાતાની આખમા પાણી ભરાયા પણ આવા વિચારને સ્થાન આપવાથી પોતાની હદયેચ્છા તૂટી જશે એવી બ્હીકથી શાતા કાચ આગળથી ખસી ગઇ ઝડપથી પોતે ઓરડીનાં બારણા દઈને દાદર ઉતરીને ચાલી થોડેજ છેટે એક સોનીની દૂકાને શાતાએ સુવર્ણમાળા બતાવી

“ બહેન, વેચવી છે ? પચીસ રૂપિઆથી વધારે નહિ મળે. ’ સોનીએ માળા જોઈને શાતાને કહ્યું.

" ઠીક, પચીસ તો પચીસ, ઝટ રૂપિયા આપો " શાતા રોતુ ખાળવાના પ્રયાસ કરતી બોલી

પચીસ રૂપિયા લઇને શાતાએ અનેક સોનીઓની દૂકાન જોઈ નાખી બે કલાક વહી ગયા પણ રણજીતને યોગ્ય ભેટ જણાઈ નહિ આખરે એક ઘડીઆળીને ત્યા તે વસ્તુ જણાઇ ઝીણો, સુદર, હાથે બાધવાનો સુવર્ણનો પટો શાતાની આતુર બની ગયેલી આખે પડયો કિંમત પણ પોષાય તેવી રૂા ૨૩–૧૨–૦ હતી હૈયામાથી શોક અદ્રશ્ય થઇ ગયો આનદની ઊર્મિ શાતાની રગેરગમા ફરવા માડી પટો જોતાજ " આજ પટો મારા જીતને માટે જોઇએ " " આ એને માટેજ બનાવ્યો હોય એમ લાગે છે " આવા વિચારો શાતાના હૃદયમા આવ્યા તરત રૂપિયા અપાયા અને ગજવામા પેલો પટો અને સવા રૂપિયો લઇને શાતા હોસભરી ઘેર પાછી ગઇ સોનાનો પટો સોનાની ઘડિયાળ સાથે મળશે એટલે રણજીત મોટા રાજામહારાજાઓની પાર્ટીમા પણ શોભી નીકળશે એવી ખાત્રી શાતાને થઇ ગઇ. હજી સુધી રણજીત કોઈક વખત પોતાની સુવર્ણ ઘડિયાળ ઘણી જગ્યાએ બતાવતા અચકાતો કારણ કે તેને પટો ચામડાનો હતો, પણ હવે તેને શેનો ડર રહેવાનો છે ?

પણ ઘેર પહોચીને પાછા કબાટ આગળ પહોચતા શાતાનો ઉત્સાહ મદ થવા લાગ્યો ડોકમા માત્ર કાળા કીડીયાનુ મોતીસેરૂજ રહ્યુ એટલે પોતાનુ સૌદર્ય જતા પતિપ્રેમ પણ ઓછો થાય તો ? આખમા આસુ ભરાયા ઓષ્ઠ સહેજ ધ્રુજ્યા પણ પાછો પટો જોતા નિરાશા જતી રહી, આખમા આસુ સુકાયા, ઓષ્ઠ ઉપર મદ મદ સ્મિત ફરકયુ

" આવીને વડમી ડોક જોઇને ચીડવાઇ જાય તે પહેલાજ હુ પટો બતાવી દઇશ પછી શી હરકત આવવાની છે ? પણ ત્રણ રૂપિયા અને સાડાતેર આનામા તે બીજી શી પ્રેઝટ આવે ? ના ના, મે જે કર્યુ તે ઠીક કર્યુ છે " આમ વિચાર આવતા શાતા શાત પડી.

રસોઇ ઝપાટાબધ થવા લાગી પડીકુ પોતાના ગજવામાજ રાખીને શાતા રસોઇ કર્યે જતી હતી નીચે બારણાનો ખખડાટ થયો. રણજીતના પગલા સભળાયા શાતા પગલા સાંભળી ક્ષણભર નિસ્તેજ થઇ ગઇ તે ક્ષણમા તેણે પ્રભુને સભાર્યા " પ્રભુ, પતિની દ્રષ્ટિએ મારૂં સૌદર્ય જેવુ હતુ તેવુંને તેવુજ રાખજો "

બારણું ઉઘડ્યું અને રણજીત અંદર દાખલ થયો દિવાળીને દિવસે પણ એજ જૂનો, કાળો ડગલો, છૂટ્ટા નીકળેલી પાટલુન વગેરેથી આચ્છાદિત થયેલો પણ શાતાની દ્રષ્ટિએ કામદેવ જેવા જણાતો રણજીત જેવો અંદર દાખલ થયો તેનીજ તેની દ્રષ્ટિ શાતાની ડોક ભણી પડી. તેનાથી પુછાઈ જવાયું, "શાતા, માળા ક્યાં"

શાતાથી બોલાયું નહિ એટલે રણજીતે પાછું પૂછ્યું, "કેમ, ધોવા બહાર કાઢી છે?"

"ના, વહાલા, ના, તમે ચીડવાશો તો નહિ? તમારે માટે પ્રેઝંટ લાવવા માટે મેં તે વેચી નાખી છે મારી પાસે માત્ર ત્રણ રૂપિયા અને સાડાતેર આનાજ નીકળ્યા તેમાંથી તને અપાય તેવી પ્રેઝંટ શી રીતે મળે? અને તને પ્રેઝંટ નહિ આપી શકું તેના કરતાં હું મરવાનું વધારે પસંદ કરૂં નહિ, વહાલા, દિલગીર નહિ થા એક ચુંબન આપીને તારી શાતાને માફી આપ. હું તારે માટે એવી સરસ પ્રેઝંટ લાવી છું" શાતા કરગરતે અવાજે બોલી ઉઠી

"પણ—પણ શાતા' રણજીતે કહ્યું, "તેં ખરેખર માળા વેચી નાખી?" તેના મુખ ઉપર ક્રોધ, આશ્ચર્ય કે અનિચ્છાની લાગણી દેખાતી ન હતી એ તો માત્ર દિગ્મૂઢ થઇને શાતાની ડોકજ જોયા કરતો હતો, આથી વધુ ગભરાતી શાતા બોલી, "હા હા, માળા વિનાની શાતા તને નહિ ગમે? માળા વિના પણ હું તો તારી શાતાજ છું ને! માળા તો ભવિષ્યમાં ઘણીયે મળશે"

રણજીતે ઓરડીમાં આમ તેમ જોયું અને પાછું મૂર્ખની માફક કહ્યું, "માળા તો ગઇજ!"

"હા, જીત, હા હું કદી મશ્કરીમાં પણ જૂઠું બોલી છું? આ ઓરડીમાં માળા નથી, હું વેચીજ આવી છું આજે દિવાળી છે, જરા હસ તો ખરો આજની રસોઇ તો ચાખજે—કેવી સરસ થઇ છે! માળાનું મૂલ્ય તો આંકી શકાય પણ મારા પ્રેમનું મૂલ્ય તો કદી પણ આંકી શકાય તેમ નથી" પોતાના પ્રેમથી પતિને જીતવા શાતા બોલી.

રણજીતને અચાનક ભાન આવ્યું હોય તેમ જણાયું. હાથ લાંબા કરીને શાતાને તેણે પોતાના ભૂજયુગલમાં લઇ લીધી, ગાઢ આલિંગન અર્પાયું ઉભયના ઓષ્ઠદ્વારા અનિવાર્ય પ્રેમ ચુંબનમાં

સમાપ્તિ પામ્યો કોઈ મનુષ્ય કદાચ તિરસ્કારથી હસશે, ભલે તે હસે. સાઠ રૂપિયાની માસિક આવક હોય કે છસોની હોય કે છ હજારની, પણ આ સ્થિતિમા તેથી શો ફેર પડે છે ? જેમણે અનુભવ્યુ છે એમને તો તિરસ્કાર નહિજ ઉત્પન્ન થાય

રણુજીતે આલિંગન આપતા આપતાજ ગજવામાથી પોતે આણેલી પ્રેઝટનુ પડીકુ પાસેના સ્ટુલ ઉપર ફેકયુ અને કહ્યુ, "શાતા, તું માળા વેચી દે કે આ આખો માળો વેચી દે તેથી મારા પ્રેમમા અણુમાત્ર પણ ફેર પડવાનો નથી મારે માટે તુ કાઇ ખોટો ખ્યાલ લાવતી નહિ આ પડીકુ ઉઘાડીને જોવાથી તને બધી વાત સમજાઈ જશે કે શાથી તારા ગળામા માળા નહિ જોવાથી હું આમોજ બની ગયો હતો. "

કુમળી, ઝીણી અગુલિઓ પડીકુ છોડવામા ગૂથાઇ ગઈ પડીકુ ઉઘડતાજ શાતાએ આનદનો ઉદ્ગાર કર્યો, પણ ક્ષણવારમા ખરી સ્થિતિનુ ભાન થતા સ્ત્રીની કોમળતા જણાઇ આવી શાતા પતિના ખભા ઉપર માથુ મૂકીને રડી પડી કયા પ્રેમી યુવકને પોતાની પ્રિયતમાને છાની રાખતા શિખવવુ પડયુ છે ?

પડીકામા માળામા ભેરવવાનુ ઝીણા ઝીણા નગોનુ લોલક હતું શ્વેત, હસ સમી ડોકમા આવા લોલકવાળી માળા હોય તો સૌદર્ય કેવુ અનુપમ ઝળકી નીકળે ? આવા લોલક માટે કેટલા માસ થયા પોતે ઝખના કરી રહી હતી ? આખરે જ્યારે તે આવ્યુ ત્યારે માળાજ ગઇ !

પણુ તેમ છતાય શાતાએ હર્ષથી લોલક પોતાની છાતી સરસું ચાપ્યુ અને સ્નેહથી કહ્યું, " વહાલા, માળા તો તમારો પગાર વધશે એટલે આવશેજ ને " રણુજીતે પ્રત્યુત્તરમા સ્નેહથી એક વધુ ચુબન અર્પ્યું

" અરેરે ! પણુ હુ કેવી મૂર્ખી છુ ? " શાતાએ પોતાની પ્રેઝટ યાદ આવતા પોતે એકદમ કહ્યું, " મે તમને તો એ પ્રેઝટ હજી સુધી બતાવીજ નહિ. જુઓ, કેવી છે ? " પોતાના હાથમાં ઘડિયાળનો પટો લઇને તે પતિને બતાવતી શાતા બોલી " લાવો તમારી ઘડિયાળને હુંજ પટો ભેરવી આપુ. આખા ગામમા આ પટો શોધવા ફરી વળી હતી. હજી તડકામા ચાલ્યાથી મારૂં માથુ ભમે છે. લાવો, ઘડિયાળ લાવો. "

રણજીત આ પ્રેઝંટ જોઇને ખૂરસી ઉપરજ બેસી ગયો, અને પછી શાતા સામે જોઇને હસી પડયો, "શાતા, વહાલી, તારી અને મારી બન્નેની પ્રેઝંટ એટલી બધી સારસ છે કે હમણા આપ- ણાથી વપરાશેજ નહિ એને આપણે થોડો વખત કબાટમા રાખી મૂકશુ તારૂ લોલક લાવવા માટે હું પણ આજે આખા ગામમા રખડયો હતો તારી પાસે તો ત્રણ રૂપિયા અને સાડાતેર આના પણ નીકળ્યા હતા પણ મારી પાસે રોકડા સવા બે રૂપિયાજ હતા આથી તારૂ લોલક લેવા મે મારી ઘડિયાળ વેચી નાખી!"

શાતા રણજીતના ઘડિયાળ વગરના હાથને જોઇ રહી અને પછી નાના બાળક પેઠે હસતી, પોતાના નિર્દોષ હાસ્યથી નાની ઓરડીમા અમૃત પ્રસરાવતી પતિને બાઝી પડી પરિણામે રસોઇની એક વાની બળી ગઇ, પણ એવી ક્ષુદ્ર બાબતોથી આ પતિ પત્ની દિલગીર થાય એમ ન હતુ પતિએ પણ સ્નેહના ઉછળતા સાગર-તરંગોથી તેને વધાવી લીધી અને પછી કહ્યું, "હવે શાતા, તારી રસોઇ ઝટ થાય તો ઠીક, કારણ કે આપણને બન્નેને તડકામા રખડવાથી કકડીને ભૂખ લાગી છે"

કેટલાક ડાહ્યા મનુષ્યો નાની, ગદી ઓરડીઓમા રહેતા આ પતિ પત્નીને મૂર્ખ કહેશે-વ્યવહારજ્ઞાન વિનાના વેદિયા ઢોર કહેશે અને અવિચારી ગણશે ડાહ્યા મનુષ્યો! તમે ભૂલો છો, મૂર્ખ ને અવિચારી તમે છો જે દિવ્ય પ્રેમપ્રદેશમા તમે વિચર્યાજ લાગતા નથી તે પ્રદેશમા રહેતા માનવિ વિષે તમે શી રીતે મત ઉચ્ચારી શકો?

# ભૂલકણા.

મહા પુરુષોમા કોઇને કોઇ વિચિત્રતા, કોઇ ને કોઈ ખામી તો હોય છેજ—હોવી જોઇએજ એમ ઇતિહાસ દ્વારા આપણે જાણીએ છીએ. જેમનામા આવી વિચિત્રતા કે ખામી નહિ હોય તે મહાપુરૂષ થઇ શકેજ નહિ એ જાણીતી વાત છે. તેજ પ્રમાણે જેમનામા આવી વિચિત્રતા કે ખામી હોય તે મનુષ્યો મહાપુરૂષ કહેવાવા જોઇએ એમ પણ કેટલાક માને છે, આ ન્યાયે, અમારા એક મિત્ર મોહનલાલ મહાપુરૂષ ગણાય કે નહિ એ પ્રશ્ન સંબધી અમારા મિત્રમડળમા ઘણી વાર ગરમાગરમ તકરાર ચાલે છે, પણ હજી સુધી અમે કોઈ ચોક્કસ નિર્ણય ઉપર આવી શકયા નથી. એમની—મોહનલાલની—બીજી બધી શકિતઓ બહુ સામાન્ય પ્રતિની છે, માત્ર યાદદાસ્ત શક્તિ મહાપુરૂપના જેવી છે કોઈ પણ પ્રસંગ, કોઇ પણ કામ, ઠેરવેલે દિવસે તેમને યાદ આવતાજ નથી પોતે બી એ થયા ત્યા સુધી પરીક્ષાના દિવસોમા તેમના મિત્રો તેમને ખાસ સભારીને તેડી જતા તોજ તે જઈ શકતા આ પ્રમાણે કેટલીકવાર એમના મિત્રોથી બની શકેલુ નહિ એટલે એમના ત્રણેક વર્ષ બગડેલા પણ ખરા ! અને આ ટેવ તેમને બાલ્યાવસ્થાથીજ પડેલી ઇસ્કોલનુ મકાન યાદ રાખતા તેમને બે એક વર્ષ થયેલા એમ મને હજી યાદ છે. નાનપણનો એક બીજા પ્રસગ પણ મને યાદ આવે છે ઘેરથી ટપાલ નાખવા એમને મોકલેલા ટાઈમ થઈ જવા આવ્યો હતો એટલે ઉતાવળે ચાલતા, મોહનલાલ વિચારમા ચડી ગયા અને ટપાલ ઑફિસ ગઇ તેનુ ભાન તેમને થયુ નહિ જતા જતા તાપી નદીની પાસેના બગીચામા પહોચ્યા ત્યારે તેમને યાદ આવ્યુ કે ઘેરથી કશાક કામ માટે પોતે ઉતાવળમા નીકળેલા. લમણે હાથ મૂકીને બાગમા ત્રણ કલાક બેઠા છતા યાદ નજ આવ્યુ એટલે નિરાશ વદને પોતે સ્વગૃહે માતા પિતા પાસેથી પુષ્પાજલિ સ્વીકારવા ગયા.

નાનપણની એમની આ કથા ઉપરથી એમનુ ચારિત્ર સમજી શકાય તેવુ તો છેજ એટલે પુખ્ત ઉમ્મરે પણ તેમણે આ દિશામા અનેક પરાક્રમો કરી બતાવ્યા એમ જાણ્યાથી કોઇને વિસ્મયતા તો નહિંજ થાય.

થાડા સમય પહેલાજ મે એમને મારી વર્ષગાંઠ નિમિત્તે એક શનીવારે સાંઝે જમવા બોલાવ્યા. તે દિવસે અમે તેમની રાહ જોઈ જોઇ કંટાળી જઈ આખરે બે કલાક મોડા જમ્યા. બીજે દિવસે રવીવારે અમે જમીને પરવારી રહ્યા એટલે બારણુ ઠોકાયા અને ધીમે રહીને મોહનલાલની આકૃતિ જમવા આવેલા પરોણાના હૃદયમા જે દિવ્ય આનદ થાય છે તેવા દિવ્ય આનંદનો ઉપભોગ કરતી, અમારા છોકરાઓને વિશેષ પડતા સ્નેહથી બોલાવતી અને લાડ લડાવતી આવી પહોચી. થોડીવાર અમસ્થી આડી અવળી વાત થઇ એટલે મોહનલાલે રીસ્ટ વૉચ જોતા કહ્યુ, " કેમ, કોઇની વાટ જોવાની છે કે શુ ? "

" ના રે, કેમ ? " મે ઉત્તર વાળ્યો.

" ત્યારે પછી જો રસોઇ તૈયારજ હોય તો જમીને નિરાંતેજ બેસીએ " મોહનલાલે કહ્યુ.

હું તો આ સાભળીને સ્તબ્ધજ થઈ ગયો પણ એટલામા તો મોહનલાલ ફરીથી બોલ્યા, " ભાઈ, તમનેય શનીવાર જેવો દિવસ છોડીને રવીવારે અને તે પણ સાંઝે જમવાનુ કરવાનુ શુ સુઝ્યુ ' આવતી કાલે પાછા ઑફીસે ઘસડાવાનુ છે એ તમે ભૂલીજ ગયા શુ ?"

અમે જમી રહ્યાં હતા, ચાકરે વાસણ પણ માજી નાખ્યા હતા અને જરા પણ ખાવાનું બચ્યુ નહતુ એટલે જૂઠું બોલવુ પાલવે તેમ ન હતું મે ખૂલ્લા દિલથીજ કહી દીધુ, " મોહનભાઇ, ખાટુ નહિં લગાડતા, પણ તમે કાંઇક ગોટાળો કર્યો લાગે છે મે તમને ખાસ શનીવારેજ આવવા કહેલુ તે દિવસે તમે આવ્યા નહિ અને અમે બે કલાક રાહ જોઈને ઠરી ગયેલી રસોઇ જમ્યા. આજે જયારે અમે પરવારીને બેઠા ત્યારે તમે આવીને જમવાનુ માગો છો ! પણ જો હવે તમારે અહિજ જમવુ હોય તો કાંઇ વાંધો નથી, જરા કાચુ કોરૂ કરાવી નાખીએ !"

મોહનલાલે પોતાના મનમા ઘણી ભાંજગડ કરી પણ શનીને બદલે રવી પોતાના મગજમા કેવી રીતે ઘૂસી ગયો તે તેમને સુઝ્યુ નહિ એટલે આખરે કંટાળીને માત્ર એટલુજ બોલ્યા, " કેવા મારા નસીબ છે ! ગઇ કાલનુ મે તમારે ત્યાનુ સારૂં જમવાનુ ગૂમાવ્યું અને ઘેર માત્ર કાચુ કોરૂજ ખાધુ આજે મારા એક સગાને ત્યા સારૂ જમણુ ગુમાવીને હુ અહિ ખાસ આવ્યો ત્યારે અહિં પણ કાચુ કોરૂજ ખાવાનુ રહ્યુ !"

એક વખત એમને પોતાને ત્યાં કાંઇક નિમિત્તે મોટું જમણુ હતુ તે વખતનો પ્રસગ પણ ભૂલાય તેવો નથી. એવુ થયુ કે અમે દશેક મિત્રો પોતપોતાને મળેલ કાર્ડ પ્રમાણે એક દિવસ મોહનલાલને ત્યા ભેગા થયા અમારૂં ટોળુ પ્રચડ અટ્ટહાસ્ય કરતું, મશ્કરી ઠઠ્ઠાથી મોહલ્લો ગજાવતું મોહનલાલને ત્યા જઇ પહોચ્યુ કે તરતજ મોહનલાલનો મિજાસ ફાટયો તે બોલી ઉઠયા, " મશ્કરીની પણ હદ હોય, સમજ્યા ! ગઈ કાલે મારે ત્યા અર્ધ ઉપરાત રસોઈ બગાડી. તમારા દશમાંથી કોઇએ આવ્યુ નહિ અને આજે હવે ગાડા ગોધાઓની માફક અહિ ચાલ્યા આવો છો એમા તમને શો આનદ થયો ? જાઓ, આજે તો તમને ચાનુ પાણી પણ નહિં આપુ ! "

મોહનલાલના આ ભાષણને પહેલા તો અમે મશ્કરીજ માની. પછી જ્યારે અમને જણાયુ કે એ સાચુજ હતું ત્યારે અમે તો ઠડાજ થઇ ગયા સુભાગ્યે અમારા દશમાથી ત્રણેક પાસે મોહનલાલે લખેલા કાર્ડ નીકળ્યા અને તે વડે અમે ભૂલ મોહનલાલનીજ હતી એમ જ્યારે સાબીત કરી શકયા ત્યારે મોહનલાલ પણ શાત થયા

અમે બધા તે વખતે મુબઇમા અને મોહનલાલ પોતે ઠેઠ બોરીવલી રહેતા એટલે પાછા તરત મુબઇ જઇને સૌ સૌને ઘેર જમવા જવાનો વિચાર કરવો પણ નિરર્થક હતો મોહનલાલે પોતાના ભટને તે દિવસે મુબાઈ ફરવા જવાની રજા આપેલી એટલે એ દિશામા પણ કાઇ થઇ શકે તેમ નહતું, પરિણામે, અમે કેવી રીતે હાથે રસોઈ કરી અને રાતે આશરે બારેક વાગ્યે કેવી રીતે જમ્યા, એ હકીકત અત્રે કહેવાથી શો ફાયદો ? —એ તો અમારૂ મનજ જાણી રહ્યું છે.

મોહનલાલની આવી તીવ્ર યાદદાસ્તને લીધે, એમના લગ્ન સમયે એમ કહેવામા આવે છે કે એમને ઘરમા લગભગ નજરકેદ જેવાજ રાખેલા, નહિ તો રખેને લગ્નને દિવસેજ એ કોઇ બીજે ગામ સહેલ કરવા ઉપડી જાય એવી ધાસ્તી એમના કુટુબી જનોને લાગેલી. ખરૂં ખોટુ તો પ્રભુ જાણે !

પણ લગ્ન પછી છએક માસ પછી એક વખત હું માથેરાન ગયો હતો ત્યા એક સાઝે ફરવા જતા મે એક સ્થળે મોહનલાલને નિરાશાથી ભગ્ન હૃદયે કુદરતને નીહાળી રહેલા જોયા. તરત પાછળ જઈને મેં બૂમ મારી એબાકળા બનીને મોહનલાલે પાછળ જોયુ,

મને ઓળખતા વેતજ કૂદીને મને બાઝી પડયા અને તેમની આંખ-માથી હર્ષાશ્રુ વહેવા માડયા

આટલી બધી લાગણીનુ કારણ મને તરત તો સમજાયુ નહિ પણ પછી વાત કરતા જણાયુ કે મોહનલાલ પોતે તેજ દિવસે બપોરે માથેરાન પોતાના પત્ની જોડે આવ્યા હતા અને એક હોટેલમા ઉતર્યા હતા સાઝના પોતે એકલાજ સહેજ લટાર મારવા નીકળી પડેલા અને ચાલતા ચાલતા દૂર નીકળી પડેલા તે દરમીઆન પોતે કઇ હોટેલમા ઉતર્યા છે એ ભૂલી ગયા હોવાથી મોહનલાલ વિમા-મણમા પડી ગયેલા જણાતા હતા જીદગીમા પહેલીજ વાર માથેરાન આવવુ, ત્યાની કઇ હોટેલમા ઉતર્યા હતા તે ભૂલી જવુ અને માથેરાનમા કઇ કઇ હિદુ હોટેલો છે તેનાથી પણ અજ્ઞાન હોવુ એ પ્રસગ બહુ વિપરીત છે એ તો કોઇપણ તટસ્થ મનુષ્ય કહી શકેજ

મોહલાલના હૃદયને તો એમજ થઇ ગયેલુ કે હવે આ દુનીઆમા તો પોતાની પત્નીને મળવાની આશા વ્યર્થ છે એટલેજ પોતે નિરાશાની ઉંડી ખાઇમા પડયા પડયા ભગ્ન હૃદયે કુદરતને નીહાળી રહ્યા હતા !

હુ તેમને સમજાવીને સાથે લઇ ગયો અને તેમની વાતચીત ઉપરથી અનુમાન કરીને એક હોટેલમા અમે ગયા ત્યાજ સુભાગ્યે મોહનલાલના પત્ની મળી ગયા.

ત્યારકેડે મોહનલાલની સાથેના પ્રસગો મને બહુ મળ્યા નથી, પણ અવારનવાર મિત્રો દ્વારા જે વાતો સભળાય છે તે ઉપરથી હું એટલુ તો કહી શકુ છુ કે મોહનલાલ હજી તેમના ભૂલકણા સ્વભાવને ભૂલ્યા જણાતા નથી

## (૬)
# શૌર્ય.

"આહ ! મારા જેવો સુખી માણસ જગતમા બીજો કોણ હશે !" ચન્દ્રપ્રસાદ મધુર મૃદુતાના ઉંડાણ પ્રાપ્ત કરવાના પ્રયત્ન કરતા અવાજે બોલ્યો

"પણ એમને પૂછ્યા સિવાય તમે એટલી બધી આશા નહિ બાધી હો–એમનો સ્વભાવ તો તમે જાણો છો જ ને !" મીસીસ દિનમણિશંકર ધીમેથી ચન્દ્રપ્રસાદનો ઉત્સાહ મદ બનાવતા બોલ્યા

"બાપુ માનવાના નથી" દિનમણિશંકરની પુત્રી ચન્દ્રિકા શરમાતી શરમાતી બોલી

ચન્દ્રપ્રસાદ બારીના કાચમાથી, અસ્વસ્થ ચિત્તે બ્હાર જોવા લાગ્યો. તેના કાન દિનમણિશંકરના દૃઢ પગલાનો અવાજ સાભળવાને ઉત્સુક બન્યા

"લાવ હુ દિવો સળગાવુ" ચન્દ્રિકા દિવો સળગાવવા ઉઠી

"પણ સુભદ્રાબ્હેન, તમને તો કશો વાધો નથીને ?" ચન્દ્રપ્રસાદ પોતાના હૃદયની અસ્વસ્થતા ઢાકવાનો યત્ન કરતો બોલ્યો.

"ભાઇ ! પણ મારી મરજી શા કામમા આવે એવી છે ?" મીસીસ દિનમણિશંકર બોલ્યા

"પણ મારી સ્હામે ત્હેમને વાધો શો છે ?" ચન્દ્રપ્રસાદે પૂછ્યુ

"વાધો એટલો કે એમને હાલના ગ્રેજ્યુએટ થયેલા પણ નબળા બાધાના પુરૂષો પસંદજ નથી એમને તો કોઇ સેન્ડો જેવા પુરૂષને પોતાની છોકરી આપવી છે" સુભદ્રા બોલી

ચન્દ્રપ્રસાદ પોતાના શરીર સ્હામુ જોઈને, હૃદયમા સેન્ડો, રામમૂર્તિ વગેરેને બીભત્સ શબ્દોથી વધાવવા લાગ્યો. એટલામા બ્હાર પ્રચણ્ડ અવાજ થયો—બારણું ઉઘડ્યુ અને રીટાયર્ડ ફોજદાર સાહેબ દિનમણિશંકર હાથમા ડાગ જેવી લાકડી ઘુમાવતા ઓરડામા દાખલ થયા

બારીમાંથી પવનનો સપાટો આવ્યો, દિવો હોલવાતા હોલવાતા બચી ગયો તે જોઇને દિનમણિશંકરે ત્રાડ મારી "બારી બંધ કર!"

એકદમ ત્વરાથી ચન્દ્રપ્રસાદ બારી બંધ કરવા ઉઠ્યો, એટલે પુનઃ ગર્જના થઇઃ "તમને નહોતું કહ્યુ—તમે મારી બારીને

અડકનાર કોણ ? હે ! અહિં શા માટે આવ્યા છો ? કેમ ? જવાબ કેમ નથી દેવાતો ?"

"હું તમને—અં—તમારી પુત્રીને પરણવા માગુ છુ" ચન્દ્રપ્રસાદને મનમા લાગવા માડયુ કે ગમે તેવી વિકટ પરીક્ષા આ પરીક્ષા આગળ કાંઈ વિસાતમા જ ન કહેવાય.

"શુ મારી છોકરી સાથે પરણવા ? હા, હા, હા." દિનમણિશંકર એક ભયાનક અટ્ટહાસ્ય કરતા બોલ્યા, "મારી છોકરી કોને પરણશે ?—તમારા જેવા મુઠ્ઠીમા સમાઇ જાય તેવા એબ્જ્યુગેટ કુરકુરીયાંને ? જ્યાસુધી હું બેઠો છઉં ત્યાસુધી તો તેમ થવાનુ નથી કેમ, સુભદ્રા કયા ગઇ ?"

દિનમણિશંકર ઓરડામા દાખલ થયા એટલે જ ગભરાઇને સુભદ્રા બીજા ઓરડામા પસાર થઇ ગઇ હતી તે પતિના ઘાટાથી ધ્રુજતી, ગભરાતી પાછી ઓરડામા દાખલ થઇ

"કેમ સુભદ્રા ! આ મકોડી મલ્લને મારી છોકરી પરણાવવામા તુ રાજી છે ? હે —તુ એ બાબતમા કાંઈ સમજે છે ?" દિનમણિશંકરે પત્ની સ્હામા ગર્જના કરી.

પત્નીએ બ્હીકથી ડોકુ ધુણાવ્યુ.

"ઉંચાઈમા પાચ ફુટ અને ત્રીસ ઈંચીયા છાતી હ !" દિનમણિશંકરે ઘુરકીને કહ્યું, "હ—એનો અર્થ શો ? શુ કહ્યું ?"

"હુ—હુ એમ કહેતો હતો કે માણસની કદર કદ ઉપરજ નથી થતી " સપાટામા આવેલી બિલાડી અચાનક બહાદૂર બની જઈને સ્હામો ધસારો કરે છે તે પ્રમાણે આ શબ્દના મારાથી ઉશ્કેરાઇને ચન્દ્રપ્રસાદે મરણીયા થઇને કહ્યું —" જો કદ ઉપરથી જ કદર થતી હોત તો તમે ફોજદારના ઓહ્દા ઉપરથી રિટાયર થવાને બદલે પોલિસ સુપરિન્ટેન્ડન્ટ કે એથી પણ મોટા ઓહ્દા ઉપરથી રિટાયર થયા હોત."

"શુ ?" લગભગ ચાલીસ ઈંચની છાતી, ધમણની માફક ફુલાવતા દિનમણિશંકરની આશરે સ્હાડા છ ફીટની ભવ્ય આકૃતિથી ચન્દ્રપ્રસાદને ભગવાનનુ વિરાટ સ્વરૂપ કેવુ લાગતુ હશે તેનો કંઇક ખ્યાલ આવવા લાગ્યો ક્રોધથી બળુ બળુ થઇ રહેલા દિનમણિશંકરે ભયાનક તડૂકો કર્યો "નીકળ મારા ઘરમાથી—બદમાશ ! નહિં તો તારૂં મોત આવી જ લાગ્યુ એમ સ્હમજજે."

"હા, હુ તો આ ચાલ્યો." ચન્દ્રપ્રસાદના દાત બ્હીકથી કચ-

ક્ય થતા હતા તેમ છતા પણ તે જેમ તેમ બોલ્યો:—"કાઇક ઉદ્ધત ઉત્તર અપાયા હોય તો માફ કરશો, પણ ફક્ત પોલિસ ખાતામાં જ જે હોય તે જ માણુસ તમારી છોકરી માટે લાયક પતિ કહી શકાય, એ તમારી માન્યતા બહુ ભૂલભરેલી છે."

"મારે મારી છોકરીને માટે મર્દ બચ્ચો જોઇએ છીએ." સામેથી જવાબ મળ્યો, "કાંઇ પોલિસ ખાતામા હોય તે જ ચાલે એવુ નથી."

"તો એમ કહો" ચન્દ્રપ્રસાદ બોલ્યા, "તમે તો મર્દ છો ને ? ત્હમે જે કામ કરો તે કામ હુ કરવાને તૈયાર છુ."

"છટ્," દિનમણિશંકરે કહ્યુ: "મે મારે ભાગે પડતુ કામ મારી જુવાનીમા કરી લીધુ છે. તે વખતમા હુ ત્રણ વખત તો ગોળીથી ઘવાયો હતો, સ્હજમણુ પડી ?"

"એ એક દિવસ કહેતા હતા કે બ્હીક શી ચીજ છે એ પણુ એમને ખબર નથી" સુભદ્રાએ પતિના વખાણુ કરવાનો યત્ન કરતા કહ્યું.

"ફક્ત ભૂતથી કાંઇક ગભરાય છે" ચન્દ્રિકા ધીમેથી બોલી.

"બસ ચુપ !" ભરાવદાર મુછ ઉપર તાવ દેતા દિનમણિશંકર બોલ્યા, "જે વસ્તુ છે જ નહિ એની બ્હીક કેવી ? !"

"પણુ ઘણુાય માણુસો એમજ માને છે કે ભૂત છે" ચન્દ્રપ્રસાદ વચમા બોલી ઉઠયો, "મે હજી કાલે જ સાંભળ્યુ કે પેલા રાવજીનું ભૂત ઝાડ ઉપર ટીંગાય છે—ત્રણુ જણુાયે તો બરાબર જોયુ પણુ ખરૂં."

"બધુ હમ્બગ—જૂઠાણુ !" દિનમણિશંકરે ઉદ્ગાર કાઢયો.

"હશે, હમ્બગ હશે," ચન્દ્રપ્રસાદ બોલ્યો, "પણુ મારી સાથે શરત કરવા તૈયાર છો ? હું કહું છુ કે એ રાવજીના બંગલામા તમે ગમે તેવા હિમતવાન છો છતા પણુ રાતે બાર વાગ્યે નહિં જઇ શકો !"

"હું ધારૂં છું કે મ્હે તમને બંગલામાંથી બહાર જવાનું કહ્યું હતું" દિનમણિશંકર બહુ જ વિકાળ દેખાવાનો ડૉળ કરતાં બોલ્યા.

"પોલિસ ખાતામા હોઇએ તે વખતે લુટારાઓને પકડવા જવુ અને ઘાયલ થવું તે જૂદી વાત છે. કારણુ કે એમા તો આપણે હુકમ માનવો જ પડે છે, અને રાતે બે માઇલ દૂર આવેલા એકાન્ત બંગલામાં-એક ઝાડ ઉપરથી ટીંગાતા ભૂતને જોવા જવું એ જૂદી વાત છે." ચન્દ્રપ્રસાદ બારણુા આગળ જઇને બોલ્યો.

"તમે શું એમ કહેવા માગો છો કે હું બ્હીકણ છુ ?" દિનમણિશંકરે બીકું ઝડપવા સવાલ કર્યો.

" હું કાંઈ કહેતો નથી." ચન્દ્રપ્રસાદ બોલ્યો, "પણ અમે ગ્રૅન્જ્યુ-એટો પણ થોડુક તો કરી શકીએ છીએ "

" તમે પોતે જઇ શકતા હશો !" દિનમણિશંકરે કટાક્ષમા ટીકા કરી.

" મને કશોય વાંધો નથી " ચન્દ્રપ્રસાદ બોલ્યો, "અને જે કામ કરતા તમે બ્હીઓ છો તે જ કામ જો હું સ્હેલાઇથી કરી શકુ તો તમને મારા માટે પરિણામે સારા વિચાર આવે એમ ખરૂં ને ?" એકદમ ચન્દ્રિકા અને સુભદ્રા ઉશ્કેરાયલા ફોઝદાર અને ચન્દ્રપ્રસાદ બી. એ ની વચમા આવીને ઉભા રહી ગયા આ પ્રમાણે દિવાલ ન બંધાઇ હોત તો ચન્દ્રપ્રસાદના શરીરની શી સ્થિતિ થાત તેનુ અનુ-માન કરવુ બહુ મુસ્કિલ થઇ પડત તેમ છતા પણ ચન્દ્રપ્રસાદ ડગ્યો નહિ

" એક દિવસ રાતે જઇને જૂઓ !" ચન્દ્રપ્રસાદે કહ્યુ

" અને તમે પણ જઇને જૂઓ !" દિનમણિશંકરે કહ્યુ

" ઠીક, હું બુધવારે રાતે ત્યા જઇશ અને ગુરૂવારે સ્હવારે અહિં આવીને કહી જઇશ કે મને ત્યા શો અનુભવ મળ્યો " ચન્દ્રપ્રસાદ બોલ્યો.

" મારે ત્યા આવીને કહી જવાની કશી જરૂર નથી, કારણ કે મારે તમારૂ કાંઈ જ કામ નથી " દિનમણિશંકરે કહ્યું, " પણ તમે બુધવારે બાર વાગ્યે રાવજીને બંગલે જજો હુ બારથી ત્રણ સુધીમા ત્યા આવીશ અને જોઇશ કે તમે ત્યા છો કે નહિં."

" તમારે ગભરાવાની કાઇ જરૂર નથી, કારણ કે હુ તે વખતે ત્યા હોઈશને." ચન્દ્રપ્રસાદ બોલ્યો " બાકી મારે તો ત્યા એકલા જવું પડશે બીજે દિવસે તમે એકલા જજો, અને હું પાછળથી ત્યા તમને જોવા આવીશ—જો તમારે હિંમતની પરીક્ષા જ કરવી હોય તો !"

" ઠીક છે, જ્યારે મારે તમારા હુકમ માનવા હશે ત્યારે તેમ કરીશ બાકી હમણા તો ગુપચુપ ચાલ્યા જાઓ, નહિ તો પસ્તાશો " બહુ ભવ્ય અવાજે દિનમણિશંકરે કહ્યુ ચન્દ્રપ્રસાદ ધીમે ધીમે પગથીયા ઉતરીને ચાલ્યો ગયો એટલા ઉપર દિનમણિશંકર છાતી કહાડીને ઉભા રહ્યા.

તે દિવસે રાતે દિનમણિશંકરે મ કોડીમલ્લ, કુરકુરીયાં, વ્હેતીયા, મુઠીમા સમાઇ જાય તેવા માણસો, ખખડી ગયેલા આદમીઓ વગેરે વિશેષણો ચન્દ્રિકા અને સુભદ્રા કને છૂટથી વાપર્યાં

પાછળથી બે ત્રણ દિવસ સુધી દિનમણિશંકરે ઘરના માણસો ઉપર બહુ જ ચોકસાઇ રાખી, પણ આખરે માણસજાત કેટલું કરી શકે ? એક દિવસ તેમની નજર ચૂકાવીને સુભદ્રા ચન્દ્રપ્રસાદને મળી.

"ચન્દ્રપ્રસાદભાઇ ! તમને એક વાત કહેવા આવી છુ તો ખરી," સુભદ્રાએ ચન્દ્રપ્રસાદને કહ્યું, "પણ તમને કહુ કે ન કહું એમ મનમા થયા કરે છે"

"કહી દ્યોને એટલે રહમજણુ પડે" ચન્દ્રપ્રસાદ બોલ્યો.

"મને એમ બ્હીક લાગે છે કે બુધવારે તમે બ્હીશો" સુભદ્રા બોલી, "પણ જો તમે કાઈ ત્યા જુઓ તો બ્હીતા નહિ"

"હું દિનમણિશંકર સિવાય કોઈથી બ્હીતો નથી" ચન્દ્રપ્રસાદે કહ્યું.

"તમે અનુમાન તો બરાબર કર્યું !" સુભદ્રા બોલી

"મ અનુમાન કર્યું શેનુ !" ચન્દ્રપ્રસાદ બાલી ઉઠયો

"એ તો એમ છે કે એક દિવસ મારી નજર એમના ઓરડાની બારીમા પડી તો મને જણાયુ કે ફાટી ગયેલા મારા એક ધોળા સાળુનો ઝબ્બો શીવવાનો એ યત્ન કરતા હતા" સુભદ્રાએ કહ્યું.

ચન્દ્રપ્રસાદના મુખ ઉપર કાંઇક તિરસ્કાર અને દૃઢતાના ચિહ્ન જણાયા

"એ રીત સારી ન કહેવાય—એ ધર્મયુદ્ધ ન કહેવાય," તે બોલ્યો "તેમ છતા પણ હું તેમને મળવાને માટે બરાબર તૈયાર થઇ રહીશ"

"જરા એમનો સ્વભાવ હઠીલો છે કેની એટલે એ પોતે કાંઈ બાબતમા જૂઠા પડે એ એમને ગમતુ નથી" સુભદ્રા બોલી, "તમારામા હિમત નથી એમ પોતે માને છે એટલે એમા જૂઠા પડે તે એમને કેમ રૂચતું આવે ?"

"હશે, જેવી એમની ઈચ્છા !" ચન્દ્રપ્રસાદે કહ્યુ, "તમે આવીને મને ચેતવણી આપી તે સારૂ કર્યું"

બુધવારનો દિવસ આવી પહોચ્યો રાત પડી

"હું ધારૂં તે વખતે ઉંઘ લઇ શકુ છુ" દિનમણિશંકરે સુભદ્રાને કહ્યું, "ઈગ્લન્ડનો મોટામા મોટો લડવૈયો વેલિંગ્ટન પણ એમ જ કરી શકતો હતો" સુભદ્રાએ કાંઇ પણ ઉત્તર વાળ્યો નહિં એટલે દિનમણિશંકર મચ્છરના ત્રાસ ઉપર એક સખત ભાષણ આપતાં સુવા ગયા. વિચાર વમળમા સપડાયલા હોવાથી બરાબર ઉંઘ આવી શકી નહિ, અને જેમ તેમ કરતા ઘડીયાળમા સ્હાડાબાર થયા એટલે

ઉઠયા અને કોચ નીચે સતાડેલુ કપડાનુ બોચકુ લઇને ઘરનું બારણુ ઉઘાડયુ.

બ્હાર ગાઢ અન્ધકાર પ્રસરી રહ્યો હતો પવન સમસમ કરતો વાતો શરીરના રોમાચ ખડા કરી દેતો હતો સર્વત્ર નિ શબ્દતા પ્રસરી રહી હતી. હાલના ગ્રૅજ્યુએટો, મોટી ઉમ્મરની છોકરીઓ, ભૂતો વગેરેને ઉદાર દીલથી શાલ પામરી ઓઢાડતા દિનમણિશંકર હિમતની દેવીને વારે વારે પોતાની મદદે બોલાવતા બ્હાર નિકળી પડ્યા

રસ્તામા, ન્હાનપણથી સાભળેલી ભૂતોની વાતો મનમા ઉભરાવા લાગી. આઘે જગલમા ભૂતો રાસડા લે છે એવી ભ્રાતિ થવા લાગી છેક આમ એકલા જવા કરતા ચન્દ્રપ્રસાદ જેવો પણ સાથે હોત તો ઠીક થાત એમ દિનમણિશકરનુ હૈયુ નાઇલાજે કબુલ કરવા લાગ્યુ

જેમ જેમ ગામથી દૂર જવા લાગ્યા તેમ તેમ અન્ધકાર વધતો ગયો. આઘેથી અચાનક શિયાળવાની ચીસથી હૈયામા વજ્રપાત થયો. ચન્દ્રપ્રસાદની સગતનુ મૂલ્ય વધારે ને વધારે સ્હમજાતુ ગયુ

જેમ તેમ રાવજીના બગલા આગળ દિનમણિશકર આવી પહોચ્યા ઝાપા આગળ આવીને પોતાના લુગડા ઉતાર્યો અને પોતે શીવેલો ઝભ્ભો પહેર્યો ઝભ્ભો પહેરતા માથા ઉપરની ટોપી ક્યાક પડી ગઈ તે શોધવાનો યત્ન કર્યો પણ નિષ્ફળ ગયો માથે કાઇક ફાળીયા જેવુ અને ભૂતો સાધારણ રીતે બાધતા હશે એવુ કાંઇક લપેટયુ અને પછી ઝાપા આગળ કાન માડી ઉભા રહ્યા તેજ ક્ષણે તેમને એમ લાગ્યુ કે વખતે ચન્દ્રપ્રસાદે પોતાનુ વચન નહિ પાળ્યુ હોય તો ? પોતે ત્યા નહિ આવ્યો હોય તો ?

આથી તેમના પગ અમુક કારણોથી કઇક અવનવુ, મીસ મૉડ એલન, રોશનઆરા, પેવલોવા વગેરેથી પણ કાઇક ભિન્ન પ્રકારનુ, દિવ્ય નૃત્ય કરવા લાગ્યા છાતીમા ધડકૂ ધડકૂ અવાજ થવા લાગ્યા અને ઠડીના દિવસો હતા તેમ છતા કપાળે પરસેવાના ટીપા જણાયા ઘરમા કોઇ છે કે નહિ, એ જણવા પુન કાન માડયા, પણ ત્યા તો શાન્તિ પ્રસરી રહી હતી એટલે આખરે ધીમે ગ્હીને ઝાપો ઉઘાડીને પોતે વાડીમા દાખલ થયા દાખલ થતાની સાથેજ પગ આગળની એક મોટી ઝાડની ડાળી હતી તે પોતાની મેળે ખશી. દિનમણિશકર છલગ મારીને દૂર ખસ્યા. ડાળી સૂડસડાટ આગળ ચાલી ગઈ અને અધકારમા અદૃશ્ય થઇ ગઈ પોતે ચન્દ્ર-

પ્રસાદની પરીક્ષા જોવા આવ્યા હતા, એ વાત ભૂલી જઇને તેમણે મોટો ઘાંટો પાડયો " એ કોણ હરામખોર છે ? " અવાજમાં અત્યન્ત ભય ખુલ્લો જણાઇ આવતો હતો.

કાંઇ પણ ઉત્તર મળ્યો નહિં. દિનમણિશંકર બંગલા તરફ જ નજર રાખીને ઝાંપા તરફ પાછા હઠયા અચાનક બંગલામાં પ્રચણ્ડ અવાજ થયો. બારણું ભડાક દઇને ઉઘડયુ અને એક ધોળા કપડાંમા સજ્જ થયેલી આકૃતિ છલંગ મારીને પગથીયા ઉપર આવી

દિનમણિશંકરને લાગ્યુ કે ચન્દ્રપ્રસાદ ત્યા નહોતો ભયને લીધે કહો કે હૃદયની નિર્બળતાને લીધે કહો પણ ચન્દ્રપ્રસાદ ત્યા નહોતો તો પછી ત્યા ઉભા રહેવાથી શો ફાયદો એમ ધારીને દિનમણિશંકરે ત્વરાથી ઝાંપો ઉઘાડયો અને ઘર તરફનો માર્ગ લીધો.

થોડી વારમા સહસા પોતાના શરીર ઉપર બેત્રણ પત્થર પડ્યા. પાછળ જોવાથી પેલી આકૃતિ પણ જણાઇ નહિ, અને ગાઢ અન્ધકાર ખાવા ધાતો હોય એમ લાગ્યુ

ફોઝદારનુ ફોઝદારૂ અદૃશ્ય થઇ ગયુ ત્રણ ત્રણ ગોળીના ઝખમો પળવારમા રૂઝાઇ ગયા. હાલના ઍન્ગ્લેઍટોનુ બાયલાપણું બળી ગયુ ઘેરી દિશાઓને ચીરતી એક ચીસ પાડીને દિનમણિશંકરે પૂર સપાટાથી, મોટરકારની ગતિને પણ શરમાવે તેવી ગતિથી, જાણે હૅાવીટ્‌ઝરમાથી ગોળો છૂટયો હોય તેવા વેગથી પોતાના ગૃહ તરફનો માર્ગ કાપવા માંડયો

ઘર સુધી આવી પહોચતા જ પોલિસના ફાનસનો પ્રકાશ મોં ઉપર પડયો

" ઓહો ! ફોઝદારસાહેબ ! " પોલીસે, આ વિચિત્ર વેશમા શહેરમાં જાણીતા, ગમે તેવા પુરૂષના હાંઝા ગગડાવી નાખે તેવા ફોઝદારસાહેબને નાટકમાં ભૂતો પહેરે તેવા પોશાકમા જોઇને આભા બની જતા કહ્યું.

" હં—આ—હા—કે—મ—છે ? " પોતાના પોષાકની અસાધારણતા ધ્યાનમા આવતા ફોઝદારસાહેબે અસ્વસ્થ હૃદયે કહ્યું.

" અત્યારે આપ ક્યાંથી ?—અને તે પણ આવા પોષાકમા ?" પોલિસ તરફથી પ્રશ્ન થયો.

" ન—હિં—સ્હેજ—ફરવા—ગયો હતો " ઉત્તર મળ્યો.

" હ. ઠંડીના દહાડામાં વેષ પણ ઠીક છે. " પોલિસ બોલ્યો, " મેં તો પહેલાં જાણ્યુ કે આંબાવડી ઉપી મૈરી આવી રાતે કોણ

આવે છે અને તે પણ ન્હાસતી ન્હાસતી ? " આથી વધુ પોલિસ બોલત પણ અટ્ટહાસ્યનું મોજું મોમાંથી બ્હાર પડતું અટકાવવાના પ્રયાસમાં ગુંથાવાથી તે બિચારો અટકી ગયો.

" ઠીક, ઠીક " આટલું કહીને દિનમણિશંકરને ત્વરિત ગતિથી આગળ જતા જતા પણ પોલિસના અટ્ટહાસ્ય જેવું કાંઇક સંભળાયું અને પાછળથી બીજા પોલિસનું " પીપીચું બીપીચું છે કે શું ? " એવું વાક્ય અસ્પષ્ટ કર્ણને અથડાયું પણ તે વિશે વિચાર કરવાથી કાંઈ સારૂં પરિણામ આવે તેવી આશા નહતી, તેથી તે તરફ દિન-મણિશંકરે ધ્યાન આપ્યુંજ નહિ.

ઘર આગળ પહોંચતા જ છાનામાના ઘરનું બારણું ઉઘાડવા જાય છે, એટલામાં બારણું પોતાની મેળે જ ઉઘડયું અને હાથમાં 'હરીકેન' ફાનસ લઇને ચન્દ્રિકા અને સુભદ્રા બારણામાં આવીને ઉભેલા ફોજદારની ભયથી, શરમથી, નિરાશાથી, ક્રોધથી વગેરે વિવિધ વિકારોથી ઉભરાઇ જતી આંખે જણાયા.

" કોણ બાપુ ? "

ઉત્તર નહિ મળ્યો. દિનમણિશંકર બન્નેને હડસેલો મારીને ઘરમાં દાખલ થઇ ગયા અને હૉલમાં આરામખુરશી ઉપર પડયા. પત્નીએ પાણી લાવી આપ્યું તે પીને કાંઇક સ્વસ્થ થયા એટલે ચન્દ્રિકાએ પૂછ્યું " ત્યાં ગયા હતા ? "

" ત્યાં નહિજ. ' જેને પોતે તિરસ્કારયુક્ત હાસ્ય ધારતા હતા તેવું કાંઇક હસીને દિનમણિશંકરે જવાબ આપ્યો — " થોડે સુધી બહાર ગયો પણ પછી વિચાર આવ્યો કે ત્યાં જવામાં કાંઈજ માલ નથી. પેલો બણુચક, બ્હીકણુ, બાયલો ! એ શું ત્યાં જવાનો હતો ! ? છટ્, એની છાતીજ બંધ થઈ જાત, એ તું જાણે છો ? "

" પણ આ મારો સાળુ શા માટે પહેર્યો હતો ?" સુભદ્રાએ પૂછયું.

" અ—જરા પોલિસને બ્હીવડાવવા " ઉત્તર મળ્યો.

બીજે દિવસે સ્હવારે દિનમણિશંકર બહુ જ મોડા ઉઠયા. દાતણપાણી કરીને ચ્હા પી લીધી એટલે દિનમણિશંકર પાછા કાંઇક પોતાના અસલ સ્વરૂપમાં આવવા લાગ્યા, એટલામાં ચન્દ્રપ્રસાદે ગંભીર મુખાકૃતિ ધારણ કરીને ઘરમાં પ્રવેશ કર્યો.

" કાં સાહેબ ! મશ્કરી કરવી એ ઠીક છે, પણ એમાંય કાંઇક હદ હોવી જોઇએને ? " તેણે કહ્યું " જ્યારે તમે તમારે

મ્હોંયે કહ્યુ હતુ કે હું ત્યા આવીશ ત્યારે મને તો ખાત્રી જ હતી કે તમે આવશો જ ”

“ શુ ? ” દિનમણિશકરે ક્રોધને ભડકો કરતા કહ્યુ

“ શુ એજ કે રાતે હુ તમારી રાહ જોતો ત્રણ કલાક ત્યા જ ગલમા બેશી રહ્યો. ” ચન્દ્રપ્રસાદ બોલ્યો

“ તમે ત્યા હતા જ નહિ ” દિનમણિશકરે વટો પાડયો

“ તમે કેવી રીતે જાણ્યુ ? ” ચન્દ્રપ્રસાદે પૂછ્યુ

ઉત્તરમા દિનમણિશકરે પત્ની અને પુત્રી સ્હામા જોયુ

“ તમે સાબીત કરી આપો ” ચન્દ્રપ્રસાદે લાગ જોઇને કાઇક મોટો ધાટો પાડીને કહ્યુ, “ તમે મારી હિંમત વિષે શક આણ્યો ને ઉપરથી હું ત્યા ત્રણ કલાક ખોટી થયો તે વખતે તમે કયા હતા?”

“ તમે પોતે ત્યા ન હતા ” દિનમણિશકરે ફરીથી ત્રાડ મારી —“ હુ બરાબર જાણુ છુ ત્હમે મ્હને નહિં છેતરી શકો. તમે અહીંજ્યા હતા ’

“ હું ત્યા હતો અને તે માટે કહો તો સોગન ખાવા તૈયાર છુ. “ ચન્દ્રપ્રસાદ બોલ્યો, “ પણ હશે, એમા કાઇ ગયુ નથી આજે પાછો હુ ત્યા જવા તૈયાર છુ અને તમારામા હિમત હોય તો ત્યા આવજો ”

“ હિમત હોય તો ? હિમત હોય તો ? દિનમણિશકરે ક્રોધથી ચીસ પાડી

“ હાજી, હિમત હોય તો ’ ચન્દ્રપ્રસાદે કહ્યુ, “ અને જો આજે નહિ આવશો તો હું આખા ગામમા એ વાત ફેલાવીને તમને ફજેત કરીશ પછી આવતી કાલે તમે પહેલા જજો ને હુ પછી આવીશ. મ્હે જે ત્યા જોયેલુ તે જો તમે જોયુ હોત તો—’

“ હે, ચન્દ્રપ્રસાદભાઇ—! ” સુભદ્રા બોલી ઉઠી

“ જોયુ ? શુ ? ” ચમકીને દિનમણિશકરે પૂછ્યુ

“ ના ના, કાઇ ગભરાવા જેવુ હતુ જ નહિ ’ ચન્દ્રપ્રસાદે કડે પેટે કહ્યુ “ ખરૂ જોતા જરા રસ પડે તેવુ હતુ ”

“ શુ હતુ શુ ? ” દિનમણિશકરે પૂછ્યુ

“ સાભળનારને જરા મૂર્ખાઈ જેવુ લાગે ’ ચન્દ્રપ્રસાદ ધીમે ધીમે બોલ્યો, “ પણ મે એક ડાળીને જમીન ઉપર ચાલતી જોયેલી ”

દિનમણિશકર મ્હો વકાસીને જોઇ રહ્યા.

"બીજુ કાંઈ ?" કાંઈક ધ્રુજતે અવાજે તેમણે પૂછ્યું

"હા, ધોળા લુગડાવાળી એક આકૃતિ" ચન્દ્રપ્રસાદે કહ્યું, "પોતાના લાંબા હાથ હલાવતી મોટા દેડકાના જેવી લાગતી હતી મને લાગે છે કે તમે મારી વાત માનતા નથી. પણ ખાત્રી કરવી હોય તો આજે રાત્રે મારી સાથે આવો જરૂર જોવા જેવું છે"

"પણ તમને–તમને બ્હીક નહિ લાગી ?" સુભદ્રાએ પૂછ્યું.

ચન્દ્રપ્રસાદે તિરસ્કારથી ડોકું ધુણાવ્યું "છટ્, એમાં શાની બ્હીક લાગે ? જો એવાથી મને બ્હીક લાગતી હોય તો હું ચારણીમાં પાણી લઈને ડુબી મરૂં મને એ શું કરી શકવાનું હતું ?"

"તમે એનો ચ્હેરો જોયો હતો ?" ચન્દ્રિકાએ ઉત્કંઠાથી પૂછ્યું.

ચન્દ્રપ્રસાદે ડોકું ધુણાવ્યું

"પણ એનું શરીર કેવું હતું ?" ચન્દ્રિકાએ પુનઃ પૂછ્યું

"હવે હું બરાબર તો નહિ કહી શકું, પણ દેખાવમાં બહુ ઉંચું પણ નહિ તેમ નીચું પણ નહિ–બહુ જાડું પણ નહિ પણ કસાયેલું જણાતું હતું" ચન્દ્રપ્રસાદ બોલ્યો

દિનમણિશંકરના હૃદયમાં અમુક જાતના શકની છાયા અસ્પષ્ટ જણાયા કરતી હતી તે આ સાંભળીને કાંઈક વધુ સ્પષ્ટ થઈ તેમણે એકદમ પૂછ્યું –"તમે કાંઈ બીજું જોયું ?"

"હાજી, બીજું પણ જોયું હતું" ચન્દ્રપ્રસાદે દિનમણિશંકર સ્હામાં સ્હેજ સ્મિત કરતાં કહ્યું "તે બીજા ભૂતને હું દોડતું ભૂત–હાસતું ભૂત કહું તો ખોટું નહિ દેખાય"

"દોડતું—હાસતું ભૂત ?!" દિનમણિશંકર આગળ બોલવા જતા હતા પણ હૃદયમાં ઉભરાતા વિકારોએ તેમની વાચાને બંધ કરી દીધી.

"એ ઝાંપામાં થઈને વાડીમાં દાખલ થયું હતું," ચન્દ્રપ્રસાદ નિર્દોષ વદને બોલતો ગયો, "દેખાવમાં સિપાઈબચ્ચા જેવું—કદાવર અને લગભગ તમારા જેટલું જ ઊંચાઈવાળું હતું, તેના પગ કાંઈ અદ્ભુત નૃત્ય કરતા હોય તેમ જણાતું હતું આગે કોઈ સુન્દરીનો આકાશના આછા આછા વાદળા જેવો જણાતો સાળુ ધારણ કર્યો હતો અને–'

ચન્દ્રપ્રસાદ બોલતા બોલતા અટકી ગયો અને સુભદ્રા અને ચન્દ્રિકાના મુખ ઉપરના બદલાતા વિકારો–તેમને હાસ્યને મહા મહે-

નતે દબાવી રાખવાના પ્રયાસે ઉત્પન્ન થયેલા વિકારો કહી શકાય કે નહિ, એ વિવાદગ્રસ્ત વાત છે—ભણી કાઇક આનન્દાશ્ચર્યથી જોઇ રહ્યો

"અને," ચન્દ્રપ્રસાદે પુન શાન્ત મુખાકૃતિથી ચલાવ્યુ "વાડીમા અર્ધ માર્ગ સુધી તે આવ્યુ અને પછી અતિશય ગભરાટથી તેણે મારા નામની બૂમ પાડી હુ પ્રથમ તો બહુ જ આશ્ચર્ય પામ્યો, પણ તેમ છતા હુ તેની પાસે જઇ શકુ—તેને કોઇ પણ પ્રશ્ન પૂછી શકુ તે પહેલા તો તેણે મુઠીઓ વાળીને ત્યાથી નાસવા—"

"બહુ થયુ, મી ચન્દ્રપ્રસાદ, બહુ થયુ" દિનમણિશંકર બહુ જ ગભીર થઇ ગયા અને છાતી બને તેટલી ફુલાવીને સ્હામે આવતા કોઈ આખા લશ્કરને ચેલેંજ આપતા હોય તેવા શોભવા લાગ્યા

"તમે મને પૂછ્યુ ત્યારે હુ તો કહેતો હતો" ચન્દ્રપ્રસાદે પોતાના હૃદયમા દિનમણિશંકરના આ શબ્દોથી બહુ વ્યથા થઈ હોય એવી મુખાકૃતિ ધારણ કરીને કહ્યુ

"હા, ભાઇ! હા, હુ જાણુ છુ કે મે તમને પૂછ્યુ હતુ" દિનમણિશંકરે સ્વસ્થ દેખાવાના વૃથા પ્રયત્નો કરતા કહ્યુ—"હુ જાણુ છુ કે મે તમને પૂછ્યુ હતુ, પણ જો હુ આખો દિવસ તમારા એવા જૂઠાણા સાભળવા બેસી રહુ તો હુ ગાડો થઈ જાઉ ગાડો! તમારે કામ તો એટલુ જ છે ને કે આ મારી છોકરીને તમારી સાથે પરણાવવાની મારે હા પાડવી! હા, જાઓ, હુ હા પાડુ છુ—ભાઈને કોઇ દે નહિ અને બાઇને કોઇ લે નહિ એવો જ જ્યા મેળ હોય ત્યા મારે વચમા પડીને બેવકુફ બનવાની જરૂર શી?"

આટલુ બોલીને જાણે કોઇ મહાપરાક્રમી યોદ્ધો કાળના બળથી મ્હાત થઇને પોતાની તરવાર છોડીને રણભૂમિમાથી ચાલ્યો જાય તે પ્રમાણે દિનમણિશંકર પોતાની ભવ્ય મુછો ઉપર તાવ દેતા, લગભગ ચાળીશ ઇન્ચની છાતી પ્રચણ્ડ બળથી વિકસાવતા હાર્યે હાર્યે પણ જિતેલા શત્રુઓના હૈયામા ત્રાસ ઉત્પન્ન કરાવતા ઓરડાની બ્હાર ચાલ્યા ગયા

( ૭ )

# અજાણ્યો મિત્ર.

ફ્રાન્ટ પેસેન્જર સડસડાટ ચાલી જતી હતી લાંબી બોગી ગાડીમાંના એક કમ્પાર્ટમેન્ટમાં હું એકલો જ બેઠો હતો, એટલામાં એક ગૃહસ્થ જેવા લાગતો પુરુષ હાથમાં એક અપ-ટુ-ડેટ રૂા ૫૦-૬૦ ની કોરી કડકતી હેંન્ડ બૅગ લઈને મારા જ ડબ્બામાં દાખલ થયો પેલી બૅગ તેણે સામેની સીટ ઉપર મૂકી તે બૅગ મૂકતો હતો તેવામાં તેણે મને જોયો

" અલ્લો ડિયર ! કેમ છેઓ ? " મને જોતા જ તેને કોઈ જૂની ઓળખાણ સાંભરી આવી હોય એમ જણાયું તેનું મુખ આનંદથી પ્રફુલ્લિત થઈ ગયું, અને બોલતા બોલતા તેનું હૈયું હર્ષથી ઉભરાવા લાગ્યું

" સારૂ છે, થેંક્યુ " મે જવાબ દીધો

" તું આમ ગાડીમાં હોસે અને મને મલસે એવું ધારી બી કોણ સકે ? " મારી સાથે ઘણા જ ઉત્સાહથી તે શેકહૅંડ કરતા બોલ્યો.

હું પણ તેવું ધારતો ન હતો અને કોઇ પણ માણસ તે પ્રમાણે ધારતુ ન હતુ એટલે હું મુંગો જ રહ્યો

તેણે મારા પ્રત્યે ધ્યાનપૂર્વક જોયા કર્યું અને પછી કહ્યું, " તું જરાબી બદલાયો નથી "

" તું પણ કયાં બદલાયો છે ? " મે ઘણા ઉત્સાહથી સામો જવાબ વાળ્યો

" કદાચ તું અગાઉ કરતાં જાડો થયો હોસે ખરો " બારિકાઇથી નિરીક્ષણ કરતા તે બોલ્યો

" હા, કદાચ હોઉં ખરો, પણ તું પણ કયાં ઓછો જાડો છે ?" મે જવાબ આપ્યો. " પણ ના, તું તો અસલના જેવો જ હો " મે પાછો દૃઢતાથી ઉત્તર આપ્યો

આ વાતચિત દરમિયાન હું તો વિચાર જ કર્યા કરતો હતો કે આ મૂર્તિ છે કોણ ? હું કોઇ પણ રીતે તેને ઓળખતો નહતો. તેમ જ તેને યાદ પણ લાવી શકતો નહતો પરંતુ આ ઉપરથી મારી યાદદાસ્ત શક્તિ નબળી છે એમ તમારે સમજવાનું નથી તમે

કદાચ નહિ માનો, પણ મારી યાદદાસ્તશક્તિ બહુ સારી છે એ વિષે મને તો કશો શક જ નથી. હા, મને કેટલીકવાર માણસોના નામ યાદ રાખવા મુશ્કેલ થઈ પડે છે ખરા, તેમ જ હુ ઘણીવાર મનુષ્યોના ચહેરા પણ ધ્યાનમા રાખી શકતો નથી અને ઘણીવાર હુ તેમની આકૃતિઓ પણ ઓળખી શકતો નથી લુગડા તો કોઇપણ માણસ હમેશા ધ્યાનમા રાખી જ શકે એમ હોતુ નથી, કારણ કે એવી ક્ષુદ્ર વસ્તુઓ ઉપર આપણુ ધ્યાન રહી શકે જ નહિ, પણ જો આટલુ આપણે બાદ કરીએ તો એટલુ તો ચોક્કસ કે હુ કોઇને ભૂલી જતો નથી અને આ મારી ખાસિયતને માટે હુ ખરેખર મગરૂબી ધરાવુ છુ તેમ છતા ધારો કે હુ કોઈ વખત કોઇ માણસને ઓળખી નહિ શકુ તો તે વખતે હાજરજવાબી અને સમયસૂચક-નામા સેવક ક્યા પાછો પડે તેમ છે? ગમે તેવી કઢગી સ્થિતિમાં પણ મારે કેવી રીતે વર્તન રાખવુ અને શુ બોલવુ તેની મને ખબર ખરી 'આવી બાબતોમા શાન મગજ અને તીવ્ર બુદ્ધિ એટલુ તમારી પાસે હોય તો બધુ સાગોપાગ ઉતરી જાય છે આમા તેથી જ જો કે હુ પેલા માણસને બિલ્કુલ ઓળખતો ન હતો તો પણ હુ જરાય ગભરાયો નહિ અને જાણે તેને ઓળખતો જ હોઉ તે પ્રમાણે મે તેની સાથે ગપ્પા ઠુઆ કર્યાં આનું નામ તે ખરી હાજરજવાબી અને સમયસૂચકતા—પણ મારે મોઢે જ હુ મારા કેટલા વખાણ કરૂ?

મારો પેલો અજાણ્યો મિત્ર પુન બોલ્યો, "આપણે ઘણે વખતે મળીયા"

"હા, બહુ લાબે વખતે" દિલગિરીની છાયાવાળુ મુખ કરીને હુ બોલ્યો જૂદાઇનો ગમ મને પણ લાગ્યો હતો તે મારે એને બતાવવુ હતુ

"પન વખત બહુ ઝપાટામા નીકળી ગયો, હે!" તે બોલ્યો.

"હા રે, વિજળીની માફક." મે આનદથી જવાબ આપ્યો.

"આમ ઝિદગી કેવી પાનીના પરપોટા મિશાલ ચાલી જાય છે? આપણે આપણા દોસ્તોને ભૂલી જઇએ છીએ અને દુનિયાની ચીજોમાં અજબ ફેરફાર થઈ જાય છે. એક ફારસી શાયર કહી ગયો છે તે ખરૂં જ છે કે 'હીલ મીલ બેઠના, વ્હો ભી ગનીમત હય,

આખર જૂદાઇ શિર પે ખડી હય!'

તે બોલ્યો, " હુ ઘનીવાર આય બાબત વિચાર કરૂછ, ઘનીવાર અજબ બી થાઉછ કે આપની જૂની ટોલી કહા ગઈ હોસે ! "

" મને પણ એ જ વિચાર આવે છે " અપરિચિત મનુષ્ય સાથે વાત કરવાની મારી શક્તિથી હુ ખુશ થતો બોલ્યો આવી વાતોમા " જૂની ટોલી " અને "જૂના દોસ્તો" આવ્યા વિના રહેજ નહિ, અને પરિણામે આપણે સામો માણસ કોણ છે તે જાણ્યા વિના રહીએ જ નહિ

" તુ હવે પેલી જગ્યાએ જાય છ ખરો કે ? ' તેણે પૃછ્યુ.

" નહિ, કોઇ વખત નહિ " મે ચોખ્ખી જ ના પાડી દીધી સેવક ' પેલી જગ્યા ' કયી તે જાણતા જ ન હતા એટલે જયા સુધી એ વિષે ઝાઝુ જણાય નહિ ત્યા સુધી એ જગ્યાને તો વાતમાથી કહાડી નાખવામા જ ડહાપણ હતુ એમ મને લાગ્યુ

" તુને જવાનુ મન બી કેમ થાય ? " તે બોલ્યો

" હમણા તો નહિ જ ને!" હુ સહેજ નમ્રતાથી બોલ્યો

" હુ સમજુ છ એમ જ હોય " તે બોલ્યો અને થોડેક વખત શાન્તિ પ્રસરી

આટલી વાતચીતમા હુ આખરે એટલુ જાણી શકયો કે એક ' પેલી જગ્યા ' છે અને તે જગ્યાએ જવાની મારી ઇચ્છા નથી. ચાલો, જે મળ્યુ તે ખેર એટલુ તો આ માણસને ઓળખવાનું સાધન મળ્યુ !

* *

પુન તેણે શરૂ કર્યુ

" હુ કોઇ કોઇ વખત જુના પુરાણા દોસ્તોને મલુ છ ખરો. તે લોકો તારે વિસે વાત કરે છ અને તુ સુ કરતો હોસે તે જાણવાને બી ઇંતેજાર છે "

મારા મનમા થયુ કે હુ તો એ બિચારાઓને ઓળખતો નથી અને એમ છતા એ લોકો મારે માટે નાહકની કેટલી ચિંતા રાખે છે ! પણ હવે વાતમાં કાઇ રસ લાવવો હોય તો હિંમતથી પગલુ ભરવુ જોઇએ એમ મને લાગ્યુ આ ઉપરથી મે એક ઉપાય યોજ્યો મે બહુ જ ઉત્સાહથી પુછ્યુ, " અરે, પેલા પેસીનુ શુ થયુ ? તેની કાઇ ખબર અંતર છે કે ? "

જૂની ટોળીમા પેસી નામનો તો કોઇ હોવો જ જોઇએ

એમ અટકળ કરી એટલે એ નામ દેતા હુ જરાય અચકાયો નહિ.

"હા હા," પેલો પુરુષ બોલ્યો, "પેસીને મે છેલ્લે રગુન-મા જોયેલો. તે તો મેસોપોટેમિયા બી ફરી આવેલો છે ખાસ્સો ડબ્બડદીગા જેવો થયો છ તુ એને જૂએ તો ઓળખે બી નહિ."

હુ એને જોઉ તો કયાથી જ ઓળખુ ? બાપ જન્મારે કોઈ દિવસ જોયો હોય તો ને! પણ આ તુક્કામા ફત્તેહ મળવાથી હું વધુ ફુલાયો અને જરા ગાડુ આગળ હકારવાની મને ઇચ્છા થઈ આવી "અને પેલો દોલી ?" જો પેસી જેવો દોસ્ત મળી આવ્યો તો દોલી પણ હોવોજ જોઇએ એમ ધારીને મે તો છોડી

"પેસીના ભાઈ દોલી બાબત પૂછે છ ?" પેલાએ સામુ પૂછ્યુ.

મારે તો બધુ જ સરખુ હતુ એટલે મે ઠંડે પેટે જ જવાબ આપ્યો, "હા, પેસીના ભાઇ વિશેન્તો"

"આહ, દોલી તો તદ્દન જ બદલાઇ ગીએલો છે" તે હસતા હસતા બોલ્યો, 'તે તો હવે પગ્ણી બી ગીઓ"

મે પણ હસવા માડ્યુ આવી વસ્તુસ્થિતિમા, કોણ જાણે શાથી પણ કોઇ પુરુષ જો અચાનક પરણી ગયો એમ સાભળવામા આવે તો હસવુ જ પડે પ્રભુ જાણે એ દોલી કોણ હશે તે તો, પણ એ પરણી ગયો એ વિચારથી જ મને અને પેલા માણસને હસવું આવ્યુ મે હસવાનુ બધ જ નહિ કર્યું ટ્રેન બીજે સ્ટેશને ઉભી રહે ત્યાસુધી હસવું ચાલુ જ રાખવુ એવો મારો વિચાર તો હતો. બીજા સ્ટેશનને ત્રીશેક માઇલ જ રહ્યા હતા એટલે એ બહુ મૂશ્કેલ પણ નહતુ. અલબત્ત, એટલો લાબો સમય હસ્યા કરવુ એમા પણ આવડતની જરૂર છે, પણ મારા પેલા મિત્રને એકલા હાસ્યથી સતોષ થાય એમ નહતુ.

* * * *

"તને કાગજ લખવાનો મને ઘનીવાર વિચાર આવીમા કરતો હતો" તે બહુ ધીમા અને ગભીર અવાજે બોલ્યો, "તેમા પણ જ્યારે મે સાભળીયુ કે તારા ઘરમા આફ્ત આવી પડી ત્યારે તો મને બહુ જ લાગેલુ"

મે મૌન જ ધારણ કર્યું મારા ઉપર આફ્ત તે શી આવી પડી હતી ? શુ પૈસા ગૂમાવ્યા હતા ? કેટલા ગૂમાવ્યા હતા ? શા માટે ગૂમાવ્યા હતા ? તેથી હુ છેક જ લાચાર અને કગાલ બની

ગયેલો ? આવા અનેક પ્રશ્નો મારા હૈયામાં ઉદ્ભવવા લાગ્યા અને પાછા શમી ગયા પણ હું કાંઈપણ નિર્ણય ઉપર આવી શક્યો નહિ.

"હોય, હિંમત રાખવી" પેલો બોલ્યો, "બાકી એ કાંઇ ભૂલાવાનું છે ?"

મને હવે તો લાગ્યું કે હું છેક જ ભિખારી થઇ ગયો હઇશ. પણ જ્યાં સુધી કાંઇ ચોક્કસ જણાય નહિં ત્યાંસુધી મુંગા રહેવામાં જ સાર છે એવા વિચારથી હું મુંગો જ રહ્યો.

"ઉફ્ ! મોત!" તે અતિશય ગમગીન અવાજે બોલ્યો, "યા ખુદા! કોઇ કાલે બી તેના ઝખમો રૂઝાતા નથી !"

મોત ! આ તો વળી કોથળીમાંથી સાપ નીકળ્યો ! કોનું મોત ? મારૂં કે મારા દાદાનું ? પણ હિંમત—આવે સમયે પૈસાની આફત કરતાં આવી આફત વિષે વાત કરવી બહુ સહેલી થઇ પડે છે જરા શાંતિ રાખીને વાત સાંભળ્યા કરીએ અને ધીમા ધીમા દિલગિરીના ઉદ્ગારો કહાડ્યા કરીએ તો આપણું કયું સગું મરી ગયું છે તે તરત જણાઇ આવે છે

"ઘણું જ દિલગીરીભર્યું !" હું પણ શોકગ્રસ્ત થઈ બોલ્યો.

"કિરતારની સામે આપણે લાચાર છીએ, અને એટલી ઉમ્મરે થયું એટલે લગાડવું નહિં જોઈએ"

"હા, એ તો ખરૂં છે" હું ધીમેથી બોલ્યો

"છેલ્લે લગી આગમાં હોશિયારી ખરી કે ?" પેલાએ પૂછ્યું.

મને એમ લાગ્યું કે હોય નહિં હોય પણ આ મારા પિતાની વાત કરતો હોવો જોઇએ એટલે મેં દ્રઢતાથી જવાબ આપ્યો, "હા રે હા. છેલ્લે લગી ધુમાડા કહાડતા તડાકા મારતા—"

"હેં શું બોલીગો ? તારી મા—" તે ગભરાઈને બોલી ઉઠયો.

ઓ બાપરે ! આ તો પુરૂષને બદલે સ્ત્રી નીકળી આવી ! નાહક ઉંડા પાણીમાં ઉતરવાની ઉદ્ધતાઇ કરવાની મારી બેવકુફાઇ પ્રત્યે મને બહુ તિરસ્કાર આવ્યો "હઅ, એ એ તો એમ કે—" બીજો ઉપાય ન હતો એટલે મેં ગોટો વાળ્યો, "એ મારી પાસે વાર્તાઓ વંચાવતા—અને ઠેઠ સુધી હું એમની પાસે બેશીને ધુમાડા કહાડતો વાંચતો હતો અને—"

પણ એટલામાં તો સ્ટેશન પાસે આવી પહોંચ્યું હોય એમ જણાયું. ધડધડાટ બંધી ગયો. ટ્રેન ધીમી પડી ગઈ અને થોડા વખતમાં ગાડી સ્ટેશન ઉપર આવીને ઉભી રહી.

માગ પેલા અજાણ્યા મિત્રે ટ્રેનની બારીમાથી બહાર ડોકુ કહાડીને જોયુ અને પછી તે એકદમ બોલી ઉઠયો, " મે આમ સુ કર્યુ બર કીધી મારે આગલે સ્ટેશને જ ઉતરી પડવુ જોઇતુ હતુ ચાલો હોસે, અય પોર્તર, ઇકડે ત્રેન કિત્તી મીનીટ ઉભી રહેલ ? "

" દોન મીનીટ " જવાબ મળ્યો

એટલામા તો ગજવામાથી કુચીનો ઝુડો કહાડીને પેલો પુરુષ પેલી ભપકાદાર બેગ ઉઘાડવાના યત્નમા ગુથાઇ ગયો હતો

" આય સુ મોહોકાણુ ? મારે તાર વડે પૈસા મગાવવા પડસે કે સુ ! મારા બધા જ પૈસા આય બેગમા છે " કચવાઇને પેલા મિત્રે કહ્યુ

મને એમ લાગ્યુ કે જો આ માણુસ પોતાની બૅગ નહિ ઉઘાડી શકયો તો એ પાછો અહિ જ ઠમવાનો અને મારે પાછી એની સાથે વાતો કરવી પડશે, એટલે મે તરતજ મારો વાટવો ધર્યો અને કહ્યુ કે બૅગ પછી ઉઘાડજો આમાથી હમણા થોડા પૈસા લઇ લ્યો

" થે કયુ—થે કયુ. હુ હમણા જ પાછો આવુ છુ " પેલો ધણી ઉતાવળમા હોય એમ લાગતો હતો. એટલે ઝડપથી મારા વાટવામા તેણે હાથ નાખ્યો અને જેટલા પૈસા મુઠીમા આવ્યા તેટલા લઇને તેણે બારણામાથી છલગ મારી અને છલગ મારતા મારતા આટલુ બોલતો ગયો મે તેને વેઇટીંગ રૂમમા જતા જોયો પણ જેટલી ઝડપમા તે કુદ્યો તેટલી ઝડપે તે ત્યા જતો હોય એમ મને જણાયુ નહિ

* * * *

થોડીવારમા નવુ એન્જીન જોડાયુ પોર્ટરોના ધાટાથી સ્ટેશન ગાજી ઉઠયુ. માહિમનો ચેવડો, સુરતની બરફી, બ્રાહ્મણીયા ચહા અને મગનભાઇના કુવાના ઠડા પાણીની બુમો વધુ ઉગ્ર થતી ગઇ ઉતારૂઓ ટ્રેન ઉપડવાની છે એ વાત જ એમને તરતની જ યાદ આવી હોય તેમ જીવ લેઇને દોડવા લાગ્યા કેટલેક ઠેકાણે મજૂરોને પૈસા માટે ઉતારૂઓ જોડે યુદ્ધ થવા લાગ્યુ. ટ્રેન ઉપડવાની તૈયારી હતી એટલે પૈસા આપનાર વ્યક્તિઓ જોરપર આવતી જતી હતી અને મજૂરો જે મળે તેટલુ ગનીમત એમ ગણીને પૈસા લીધા પછી બાકીનુ જે રહે તેના બદલામા ગાલિપ્રદાન આપવુ એવો નિશ્ચય કરીને ધીમા પડતા જતા હતા મે આમતેમ નજર ફેરવી તો પેલાની રૂા ૫૦–૬૦ ની બૅગ તો મારા ડબ્બામા જ પડી રહેલી

જણાતી હતી. મારૂ એણે બહુ માથુ ખાધુ હતુ એટલે તે બૅગ ભૂલી ગયો એથી હુ બહુ ખુશ થયો અને તે કોણ હશે તે વિષે વિચાર કરવા લાગ્યો

એટલામા જ એક મોટા શેઠ અને તેવા મોટા જ શેઠાણી "અરે વીઠુ, માઝી બૅગ કુઠે ઠેવલી હોતી–આતા પચાસ રૂપૈઆચી બૅગ જાયેલ તો તુઝા પગાર મધુન કાપુન ટાકિલ–કાય એ કાઇ ન્હાન ગોષ્ટ હાય ! બગતે કાય–તપાસ કરા" એમ બુમો મારતા પ્લૅટફૉર્મ ઉપર હાકળા ફાકળા દોડતા હતા અને તેમની સાથે તેમનો ઘાટી આમ શુદ્ધ મરાઠીમાથી જેટલુ સમજાય તેટલુ સમજી લેતો દરેક કમ્પાર્ટમેન્ટમા ડોકીયા કરતો હતો. મારા ડબ્બામા તેમની ત્રણેની નજર સાથે પડી, અને નજર પડતા જ તેમના મુખ ઉપર આનંદ પ્રસરી રહ્યો–મને જોવાથી નહિ પણ પેલી બૅગને જોવાથી

"અરે, પેલી પડી ! વીઠુ, ઉઠાવ–શેઠ જરા આપો તો–આ અહિ કોણ મૂકી ગયુ ? આપણા ડબ્બામા જ સાચવીને મૂકેલીને–આ વીઠુ હવે જવાનો જ થયો છે–એ તો નવાબ થઇ ગયો છે નવાબ" "બાઇ, સભાળીને બોલ, મી નહિ સાખી રહેવાનો ગાળ બોલે છે તે" આ જાતના એ ત્રિપુટિના શબ્દોચ્ચાર મારે કાને અથડાવા લાગ્યા ટ્રેન ઉપડી. મે વિચાર કરીને જોયુ તો મારા વાટવામાથી એક જ ઝપટમા ન. ૧૧–૮–૪ પેલા મારા અજાણ્યા મિત્રે લઇ લીધા હતા

'અરે પ્રભુ ! જુની ટોળી ! દોસ્તીના હક ! મારી માનુ મૃત્યુ ! અને છેવટે મારા પૈસા ! હુ ધારતો હતો કે હુ મારી અ-પ્રતિમ બુદ્ધિથી પેલાને બનાવતો હતો પણ અતે બન્યુ તો જુદું જ !' આ શબ્દો અનિચ્છાએ મારા હૃદયમાથી નીકળી ગયા અને ભવિષ્યમા કોઇ અજાણ્યો પુરૂષ મારી સાથે વાત કરવા આવે તો માત્ર મારી બાકી અને મારૂ ચાતુર્ય બનાવવા ખાતર જ એની સાથે વાતચીતમા ઉતરવાનુ ડહાપણ નહિ કરવુ એવો મે નિશ્ચય કર્યો.

# પરગજુ.

ગુણ, દુર્ગુણ જે પણ તમે લ્યો તે એવા પ્રકારના છે કે અમુક મર્યાદામાજ જો એનો ઉપયોગ થાય તોજ તેમાથી અનિષ્ટ પરિણામ નહિ આવે જેમ દુર્ગુણ બહુ અલ્પ પ્રમાણમા ઉપયોગમા લેવાથી કાંઇ ખરાબ પરિણામ આવવાનો ઓછો સંભવ નથી તેજ પ્રમાણે ગુણ પણ સામાન્ય પ્રમાણમા વ્યવહારમા સ્વીકારવાથી અનિષ્ટ થવાના સંભવ બહુ ઓછા છે પણ જો આપણે ગુણ પણ મર્યાદા છોડીને વાપરવા મંડીએ તો સમાજમા અશાંતિ થયા વિના રહેજ નહિ એવી માન્યતા ઘણા મનુષ્યોની છે, અને તે માન્યતા છેક ખોટી નથી એમ હું ધારું છું

અમારા એક મિત્રનુ ચારિત્ર આ બાબતમા બહુ સારું અજવાળું પાડી શકે તેમ છે જેમ કેટલાક મનુષ્યો જન્મથીજ કવિ હોય છે, ચિત્રકાર હોય છે કે બદમાશ હોય છે તેમ આ અમારા મિત્ર જન્મ-થીજ પરગજુ હતા તેમની બાલ્યાવસ્થાના ઘણા દૃષ્ટાન્તો મિત્રમંડળ-મા સભળાય છે, જે ઉપરથી આ હકીકતને પુષ્ટિ મળે છે આ મિત્ર ભાઇ ચંદુલાલ જ્યારે માત્ર દોઢ વર્ષના હતા ત્યારે પોતાની દાદીને પોતેજ ચમચાથી દુધ પાય એવા કજીઆ કરતા. કારણ કે દોઢ વર્ષની વયે પણ તેમને એમ જણાએલુ કે એમની દાદીને દુધ પીતા બરા-બર આવડતુ નથી અને તેમને તે બાબતમા કાંઇક વધુ જ્ઞાનની જરૂર છે ! તે પછી સાડા ત્રણ વર્ષની વયે તેમને એક વખત લગભગ મરણ-તોલ સ્થિતિમા એક નાના ખાબોચીઆમાથી ખેંચી કહાડવામા આવ્યા હતા પાછળથી કારણ શોધતા જણાયુ હતુ કે ચંદુલાલે દેડકાની દયા ખાઇને તેને સારી રીતે તરતા શીખવવાનો યત્ન કર્યો હતો અને તેમા જ આ અકસ્માત થયો હતો

બે વર્ષ પછી ચંદુલાલે એક બિલાડીને પોતાના બચ્ચાંને મોમાં કેવી રીતે પકડવા જોઇએ એ શીખવવાના યત્નમા એક આખ ખોઇજ દીધી હતી, પણ ઇશ્વર કૃપાથી ચાપતી સારવારથી તે બચી ગઇ. એ અરસામા એક મધમાખીને મધપુડો બનાવવા માટે શીખામણ આપવા જતાં તેમના મોં ઉપર છ સાત મધમાખો વળગી ગઇ હતી અને મહામહેનતે ત્યાંથી છુટી હતી.

ચંદુલાલના જીવનમાં એકજ આકાંક્ષા હતી—એકજ અભિલાષા હતી: અને તે એજ કે બીજાઓ પોતપોતાના કાર્ય વધુ સારી રીતે કેવી રીતે કરે એ શીખવવું. છએક વર્ષની ઉમ્મરે તેમણે બેચાર મરઘીને ઈંડા સારી રીતે કેવી રીતે સેવાય તે બાબત જ્ઞાન આપવાનો બહુ શ્રમ લીધેલો, અને સાત વર્ષની વયે તો તેમણે પોતાની માને છોકરા કેમ ઉછેરવા જોઇએ તે બાબત લાંબા ભાષણો આપવા માંડેલા. લગભગ તેજ અરસામાં પોતાના પિતાને તેમની આવક શાથી વધે એ વિષયમાં જ્ઞાન આપવાનો યત્ન કરેલ, પણ બદલામાં ઉપકારને બદલે નેતરની સોટીથી મારની ધમકી મળેલી. સ્કુલમાં જતાં ચંદુ-લાલની આ પ્રકૃતિ ઓછી થવાને બદલે તેમાં વિકાસ થવા માંડ્યો. પરીક્ષા વખતે પણ કેટલાક દાખલા બીજા પાંચ સાત છોકરા ઉતારી લે એવો યત્ન પોતે કરતા. પરિણામે પોતે એકલા નાપાસ થવાને બદલે પાંચસાત છોકરા તેમની સાથે નાપાસ થતા, કારણ કે બીજા-ઓને શીખવવાના કાર્યમાં ચંદુલાલ એટલા રચ્યાપચ્યા રહેતા કે પોતાને તે કાર્ય શીખવાનો વખતજ નહિ રહેતો.

પોતાનાથી બમણી ઉંમરના છોકરાઓને પોતે કુસ્તી કરવાનું શીખ-વવા પણ ચંદુલાલે યત્ન કરેલા અને તેમાં શરીરના હાડકાં પાંસળાં ઢીલાં કરી મૂકેલા. માસ્તરોને શીખામણ આપવામાં તેમણે ઘણીવાર નેતરોના ઝપાટા ખાધેલા. અને હવે આટલે વર્ષે પણ ચંદુલાલ હજીએ જગતને સુધારવાને માટે ભગિરથ પ્રયાસ કર્યાજ કરે છે. ભાડુતી ટેકસીમાં બેસવાનો પ્રસંગ આવ્યો હોય તો પાછલા ભાગમાં બેસવાને બદલે ચંદુલાલ હાંકનાર પાસેજ બેસે અને મુંબાઈના રસ્તાની આંટીઘુંટી બતાવીને, મોટર કેમ હાંકવી એ બાબત તેને શિખામણ આપે. ટ્રામમાં પણ કંડક્ટરને શીખામણ આપ્યા વિના ચંદુલાલને ચેન પડેજ નહિ.

મને અને ચંદુલાલને પ્રથમ ઓળખાણ ટ્રામમાંજ થએલી. કોઈ પેસેંજર અને કંડક્ટર વચ્ચેની મારામારીમાં ચંદુલાલે અલબત્ત, ઉત્સાહથી ભાગ લીધો હતો, અને તેમાં બન્ને પક્ષ તરફથી એમને અંતે ગાલિપ્રદાન મળ્યું હતું. તેવખતે મારે અને એમને સહેજ બોલા-ચાલી થયેલી તે ઉપરથી તેમણે મારૂં શીરનામું પૂછી લીધેલું. તે પછી ચાર પાંચ દિવસ પછી જ એક દિવસ ચંદુલાલ હાથમાં એક પાકીટ લઇને મારા ઘરમાં આવી પહોંચ્યા ને બોલ્યા: "લ્યો, આ પોસ્ટમેન પાસેથી મળ્યો તે હું આપવા આવ્યો છું."

મે કાગળ જોઈને ટેબલ ઉપર મૂકયો અને કહ્યુ—" હ, એ તો પાણીનું બીલ છે "

" એ હુ જાણી ગયો હતો એટલા માટેજ હુ આવ્યો છુ." ચ દુલાલે કહ્યુ, "પાણીના બીલને નામે એ લોકો જે હરામખોરી ચલાવી રહ્યા છે તેની સામે આપણે થવુ જ જોઇએ તમારૂ મીટર ગયા મહીનામા બગડી ગયેલું અને તમારે ત્યા ગયે મહિને તમે કોઈ હતાજ નહિ છતા આટલુ બીલ ! એ તમારાથી અપાયજ કેમ ? "

"પણ હવે એવા ૭ રૂપીઆને માટે આપણે કયા પચાતીમા પડીએ ? " મે કટાળીને કહ્યુ

"૭ રૂપીઆનો એમા સવાલજ નથી " ચ દુલાલે કહ્યું, "એમા તો મોટો સિદ્ધાત સમાયેલો છે "

મારે કમનસીબે મે ચંદુલાલની શીખામણ માની પાણી બાબ- મ્યુનીસીપાલીટી સાથે પત્રવ્યવહાર શરૂ કર્યો, ઝગડો વધ્યો પાણીનો નળ કપાયો પાણીને માટે મને ઘણી વીટમ્બણા પડી. ઝગડો કોર્ટે ચડયો અને પરિણામે અસલ સ્થિતિમા આવતા મને રૂ ૧૬૪–૧૩–૯ નો ખર્ચ થયો !

તે પછી અલ્પ સમયે ચ દુલાલે એક લશ્કરી સીપાઈને વધુ સારી રીતે બ દુક કેમ ફોડાય એ બતાવવામા પોતાના હાથને ગભીર નુકશાન કર્યું એટલે ૭ સાત માસ ચ દુલાલ મારા સમાગમમા બહુ ઓછા આવ્યા હતા પણ હવે પાછો સમાગમ ચાલૂ થયો છે એટલે એમના ચરિત્રનુ નિરૂપણ કરવાના અનેક પ્રસગ પ્રાપ્ત થયાજ કરે છે.

કોઇ પણ જાતના શુભ અને અશુભ પ્રસંગમા ચ દુલાલ જો હાજર થયા તો આગેવાનીભર્યો ભાગ એમનોજ રહેવાનો, પછી ભલે એથી બીજા બધા મનુષ્યોના હૈયા કચવાય, કોઈના મિજાસ જાય, કોઇને દુ ખ લાગે, કોઇને હસવાનુ થાય અને તેમા છેવટે બધાં મળીને ચ દુલાલને અપમાન આપે. એવા અપમાનથી ચ દુલાલનુ પરગજુ હૈયુ દુ ખ પામતુજ નહિ ઉલટુ મનુષ્ય હૃદયની નિર્બલતા જોઇને પોતે બહુજ ખિન્ન થતા

એક પ્રસંગ મને બરાબર યાદ આવે છે. ચ દુલાલના કોઇ સ્નેહીને ત્યાં લગ્ન હતા. ચ દુલાલ ત્યા જઈ ચડયા અને અલબત્ત લગ્નની બધીજ તૈયારી કરવાનુ કાર્ય પોતાના હાથમા લઈ લીધુ. થોડીવાર

તો બધુ સાંગોપાંગ ઉતરવા માંડ્યુ પણ એટલામા જમણવારનો પ્રસંગ આવ્યો. રાતના જમવાનુ હતુ તેમા ચંદુલાલ સવારના ચાર વાગ્યાથી માત્ર એક રેશમી અબોટીયાભેર રસોડામા દાખલ થયા ત્યા બ્રાહ્મણોને રસોઇનો આરંભ કરતા જોઇને એમનાથી તટસ્થ નહિ રહેવાયુ બ્રાહ્મ-ણોને તેમણે રસોઈ શીખવવાનો યત્ન શરૂ કર્યો. પ્રથમ તો બ્રાહ્મણોએ હાજી હા કહીને પોતાને માગે જ કામ કર્યા કર્યુ પણ એમ ચંદુલાલ મ્હાત થાય એવા હતા નહિ એટલે આખરે કંટાળીને રસોઈ અડધીજ મૂકીને બ્રાહ્મણો ચાલ્યા ગયા પણ એથી તો નાહિંમત અને નિરાશ થવાને બદલે ચંદુલાલ વધુ સતેજ થયા. રસોઈની કલાથી લગભગ અજ્ઞાન એવા બ્રાહ્મણોને ચંદુલાલ બોલાવી લાવ્યા અને પોતાની જાતી દેખરેખ નીચે રસોઈનુ કામ ધડધડાટ શરૂ થયુ

પરિણામ બીજુ શુ હોય ? જમણ શરૂ થતા નિર્માણ કરેલ સમય કરતા ત્રણચાર કલાકનો વિલંબ થયો સગા સ્નેહીઓમા કચવાટ ઉત્પન્ન થયો વિઘ્નસંતોષીઓએ ચંદુલાલ અને જેને ત્યા જમણ હતુ તેમનો ઉપહાસ કર્યો અનેક વાનીઓ કાચી રહી, કેટલીક બગડી ગઇ અને કેટલીક બળી ગઈ !

એટલાથી પણ કોઇ ચેત્યા નહિ અને કારભાર ચંદુલાલના હાથમા જ રહ્યો વરઘોડાને દિવસે વરને માટે ઘોડો આવ્યો એ કોઇ અસલ સરકસમાનોજ હોય તેવો નીવડ્યો વાજા વાગવા માંડે એટલે પોતાની પીઠ ઉપર વરરાજાને લઇને ઘોડો ગોળ ફરવા માંડે. અને વચમા વચમા બે પગ ઉપર ઉભા રહેવાનો યત્ન કરવા માંડે રસ્તામા અધવચ બીજો ઘોડો લાવવો પડ્યો અને વરરાજાને તે ઘોડા ઉપર બેસાડવા પડ્યા તેજ દિવસે રાતે કોઇ જરૂરી કામને માટે ચંદુલાલને સુરત છોડીને મુંબાઈ આવવુ પડ્યુ એટલે લગ્નમા વધુ વિઘ્નો નડ્યા નહિં જો કે પોતાની ગેરહાજરીને લઈને તે લગ્ન પૂરાજ થઈ નહિ શકે એવા વિચારથી ચંદુલાલે આશરે પાંચ છ દિવસ સુધી મુંબાઈ-મા બહુજ દિલગીર થઇ ફર્યા કર્યું હતુ તેજ પ્રમાણે કોઇને ત્યા મૃત્યુ થતું તો ચંદુલાલ ત્યા પહોંચી જતા અને મૃત્યુના તાજા ઝખમમા બીજા ઘણા ઝખમોનો ચંદુલાલ પોતાની કાર્યકુશળતાથી વધારો કરી આપતા

આટલુ જાણે બસ નહિં હોય તેમ સાંસારિક ખટપટોમા, કુટુ-

ઓના ખાનગી કલહોનો બધા પક્ષોમાં સમજુતી કરાવીને અંત લાવવામાં તો પોતે એકાજ છે એમ ચંદુલાલ સમજતા. આથી કરીને એક શુભ પરિણામ તો ઘણીવાર એ આવતું કે ચંદુલાલ જ્યાં કજીઓ પતાવવાની ઇચ્છા જાહેર કરીને એમાં માથું મારતા કે તરજ તે કુટુંબના માણસો ચંદુલાલની યુક્તિ પ્રયુક્તિઓ અને શીખામણના ધોધ સહન કરવાને બદલે કજીઓ તરતજ પતાવી દેવાનું વધુ પસંદ કરતા અલબત્ત ચંદુલાલ આવા પ્રસંગોને પોતાનો વિજયજ માની લેતા

મને ઘણીવાર એમ વિચાર આવે છે કે છેલ્લા મહાયુદ્ધના વખતમાં ચંદુલાલ યુરોપ જઇ ચડયા હોત તો અંગ્રેજ અને ફ્રેંચ સેનાના સેનાપતિઓને યુદ્ધ કેમ કરવું એ બાબત એમણે જરૂર સલાહ આપી હોત અને યુદ્ધના અંત પછી પણ પ્રેસીડેન્ટ વીલ્સનને પડખે ઉભા રહીને તેમણે બધા પક્ષોને સમજુતી કેમ કરવી એ વિશે કેટલોક બોધ આપ્યો હોત !

પણ એ દિન ક્યાં કે—

( ૯ )

# મારી બેગ.

મે જ્યારે બેગ લીધી ત્યારે મને તેની બિલ્કુલ જરૂર ન હતી. ઘેર મારે એ બેગ પડી પડી ધુળ ખાતી હતી પણ એ બેગ સબંધી જે ભેદ જણાતો હતો અને તેના ઉપર જૂદા જૂદા દેશોના જે લેબલો લગાડેલા હતા તેથી લોભાઇને મે એ બેગ લીધી હતી

એક દિવસ હુ નવરો હતો એટલે આમતેમ ભટકતો હતો. એક જગ્યાએ ટ્રેનોમા ઉતારૂઓ જે સામાન ભુલી ગયેલા તે સામાનનુ લીલાઉ થતું મે જોયુ આદમીઓની એક સારી જેવી ઠઠ જામી હતી મુસાફરીમા ઉતારૂઓ કેવી કેવી વસ્તુઓ ડબ્બામા ભૂલતા જાય છે તે જોવાનું આ ઠીક સાધન હતું એમ જાણી હું પણ ટોળામા દાખલ થઇ ગયો છત્રીઓ અને લાકડીઓ સેકડો હતી તે છ છના લૉટમા બાંધેલી હરાજ થતી હતી એક મોટી પુસ્તકશાળા ભરાઈ જાય તેટલી ચોપડીઓનો ઢગ પણ ત્યા પડેલો હતો છત્રી અને લાકડી અથવા તો ચોપડી ટ્રેનમા ભૂલી જવાય તો એવી નજીવી ચીજ માટે લોકો સ્ટેશને શોધવા નહિ જાય અને તે વસ્તુ લીલાઉમા આવે એ સમજાય તેવી વાત છે પણ મોટી મોટી ટ્રંકો, મોટા સુટ કેસીસ, ટાઈપરાઇટરો, વીંટાઓ વગેરે ચીજોને માટે પણ ઉતારૂઓ તે પાછા મેળવવા તસ્દી નહિ લેતા હોય એ માનવુ અશકય લાગે છે છતાં તેવી વસ્તુઓ પણ ત્યા જોઇએ તેટલી પડી હતી લોકો પણ આનન્દ અને ઉત્સાહથી બીટ લગાવ્યે જતા હતા.

આ પ્રમાણે થોડો વખત તો હુ હાસ્યરસમિશ્રિત ઉત્સાહથી આ દશ્ય જોઇ રહ્યો પણ એટલામા ઓકશનીયરે હાથમા એક ગ્લૅડ્સ્ટન બેગ ઝાલી અને મોટેથી કહ્યુ " મહેરબાનો, આ ગ્લૅડ્સ્ટન બેગ આખી દુનીયામા ફરી આવેલી છે અદર કાંઈક ખીચાખીચ ભરેલુ છે પણ કુચી ખોવાઇ છે અંદર જે હશે—પછી કા તો હીરામોતી હોય કે કા તો હજામત કરવાનો સામાન હોય—તે આ બેગ લેનારનુ થશે. બોલો, કોને આ બેગનો ભેદ જોઇએ છીએ ?"

હુ ઓકશનીયર પાસે જ ઉભો હતો એટલે મેં બેગ ઉપર

ચોટેલા જુદા જુદા દેશોના અનેક લેબલો જોયા કેરો, સીંગાપુર, સીડની, બર્લીન, રોમ, વીયેના, પારીસ વગેરે વગેરે દરેક ગામની હોટેલોના લેબલો હતા આ બેગને ધોળા, પીળા, કાળા કેવા કેવા હાથે સ્પર્શ કર્યો હશે ! આ જોતાં જ મારા મનમા અનેક વિચારો આવ્યા પારીસના એશઆરામથી ઉભરાતા જીવનનો વિચાર આવ્યો કેરોના સૂર્યપ્રકાશમા ઝગઝગતા શહેરની જીન્દગી આખ આગળ તરી આવી. રોમના ભૂતકાળની ચિત્રકલા અને અદ્દભૂત શિલ્પની કારીગીરીના પુતળાંઓ આખ સમક્ષ ખડા થવા અનેતે ઉપરાત બેગ હતી બધ. અન્દર શુ શુ હશે ?

ભવાં ફરી ગયા. તેણે ફરીને મને તતડાવવા જ માડયો. મે એને બધી બનેલી હકીકત કહી પણ તે પેલાના ભેજામા જ ઉતરે શાની ? મે બહુ રકઝક કરવા માડી એટલે એણે કહ્યુ, "એ ગમે તેમ હોય પણ ખરૂ પુછાવો તો હુ મારો સામાન ઓળખી સકનો નથી. મારો બૉય એ ઓળખે છે હું તે કઈ મારા સામાનને ખોળામા રાખીને ફરૂ છુ કે હુ તેને ઓળખુ ?"

"પણ તમે મારી બૅગ ઉપરના લેબલ તો જોશો કે નહિ ?" હુ બોલ્યો યુરોપીઅને પોતાનુ મોનોકોલ ચઢાવીને લેબલ તરફ જોયુ લેબલ વાચતા તો એનો પિત્તો હાથથી જ ગયો. "બસ, હવે મારી ખાત્રી થઇ છે, જે જે દેશના લેબલો અહીં છે તે તે દેશમા હું ફરી આવ્યો છુ એટલે આ બેગ મારી જ હોવી જોઇએ એઇ મજુર ! એ બેગ મેરે ડબ્બેમેં રખો." પછી મારા તરફ ફરીને બોલ્યો, "જાઓ મહેરબાન, બીજો શિકાર પકડો. જે મારા કરતા કોઈ નબળો પોચો હોય તેને પકડજો"

આટલુ બોલીને તે તો મજુર પાછળ ચાલ્યો ગયો મને ચીડ તો ચડી પણ ગુસ્સો ચઢ્યો નહિ, પેલા ઑફીસરની વર્તણુકમા મને વ્યાજબીપણુ લાગ્યુ. પણ મારે તો બેગ પાછી જોઇતી હતી એટલે હું તે મજુરની પાછળ પાછળ ગયો. મજુરે જઇને બધો સામાન એક ફર્સ્ટક્લાસમા મૂક્યો. ઑફીસર પણ અંદર જઇને બેઠો. હું પણ ચઢીને તેની સામે બેસીને પાછો ખુલાસો કરવા લાગ્યો.

પણ જેમ જેમ હુ બોલતો ગયો તેમ તેમ પેલો ઑફીસર વધુ ચીડવાતો ગયો. ડબ્બામા બીજા બે પુરુષો હતા. એક જુવાન

પારસી હતો અને બીજો એક વૃદ્ધ જાડો હિંદુ શેઠીયો હતો બન્ને મારા યત્નોને આનન્દપૂર્વક સાભળતા હતા

"પણ જો તમારી બેગ હોય તો તમે મને ઉઘાડીને બતાવો" આખરે કટાળીને પેલા ઑફીસરે મને કહ્યુ, "કુચી તો તમારી પાસે હશેને !"

"મારી પાસે એની કુચી નથી" મે તત પપ થઇ જતા કહ્યું.

"હમ" ઑફીસરે ઉદ્ગાર કર્યો હુ ખશીયાણો પડી ગયો

"પણ ત્યારે તમે જ ઉઘાડોને ?" મે વળી પાછુ કહ્યુ

"મારા બૉય પાસે ચાવીઓ છે" પેલા ઑફીસરે જવાબ વાળ્યો

"હમ્" મારો વારો આવ્યો. એટલે મે પણ એજ ઉદ્ગાર કહાડયો

પેલો ઑફીસર ગુસ્સાથી કાઇંક બોલવા જતો હતો પણ એટલામા એનો બૉય આવ્યો એટલે તેને જ તેણે કહ્યું, "છોકરા ઓ બૅગ ખોલા"

"જી સાબ" કહીને પેલા બોયે મારી બેગ ખેચી પણ તે જોતા જ તે આશ્ચર્ય પામ્યો થોડીવાર રહીને તે બોલ્યો, "સાહેબ આ બેગ આપણી નથી"

"આપણી નથી ?" પેલા ઑફીસરે પૂછ્યુ

"ના જી"

"ત્યારે કોની છે ?"

"સાહેબ, મને ખબર નથી"

"પણ એ આપણી ટેકસીમા આવી કેમ ?"

"તે હુ શી રીતે જાણુ ?"

હુ આ પ્રશ્નોત્તરી સાભળીને કાઇંક હસ્યો ડબ્બામા બેઠેલા બે ગૃહસ્થો પણ કાઇંક હસ્યા. વિજય મને મળ્યો હતો એટલે મે કંઇંક કટાક્ષથી કહ્યુ, "હવે તો મારી બેગ મને આપશોને ?"

સાહેબે ઉત્તર વાળ્યો નહિ એટલે મે મારી બેગ ખેચી લીધી પણ એટલામા બીજી મુશ્કેલી ઉભી થઈ. હુ ઉભો થઇને ઉતરવા જાઉ છુ ત્યાં મને જણાયુ કે ટ્રેન તો ચાલવા માડી છે. હુ ચીડવાઇને પાછો બેઠો સ્ટેશનો એક પછી એક જવા માડયાં પણ ટ્રેન ઉભી રહેવાની કાઇ પણ નિશાની જણાઇ નહિ એથી મેં પેલા પારસીને પૂછ્યુ, "આ ટ્રેન ક્યા ઉભી રહેવાની છે ?"

" કલ્યાણ." તેણે જવાબ વાળ્યો

" હે કલ્યાણ ! " મારા તો રામ જ રમી ગયા

માત્ર આ ઑફીસરની હુજતાઇને લીધે મારે કલ્યાણ સુધીનો ધક્કો ખાવો રહ્યો ! આવા વિચારથી ધુધવાતો હુ થોડીવાર બેસી રહ્યો પણ પાછો મને એકદમ બીજો વિચાર આવ્યો મે મારા ગજવા ખોળવા માડયા. મે ટીકીટ તો લીધી ન હતી સાધારણ રીતે હુ ગજવામા બહુ પૈસા રાખવાની વિરૂદ્ધ છુ તેમા બેગના તેમ જ ટેકસીવાળાને પૈસા આપતા મારા ગજવામા રોકડા આઠ આના હતા ! તેમા મારે ટીકીટ ઇન્સ્પેકટર આવશે ત્યારે શો જવાબ દેવો ? તે કાઇ મારી પાસ કલ્યાણ સુધીની ફર્સ્ટ કલાસની ટિકીટ લીધા વિના છોડવાનો નથી

વળી આ મુશ્કેલી ! મને બેગને જોઇને કટાળો આવવા લાગ્યો. બેગ નહિ લીધી હોત તો સારૂ થાત એમ લાગ્યુ. એક પછી એક નવી મુશ્કેલીમા તે મને ઉતારતી જતી હતી, એટલામા મારી નજર બેગની કળ ઉપર પડી. ટેકસીમા અથડાવાથી તે ભાગી ગઈ હતી. હું મારી મુશ્કેલીઓ ભૂલી જઇને બેગમા શુ હશે તે જાણવા આતુર બન્યો મે એકદમ તે ઉઘાડી પણ એમા પણ મને તો નિરાશા જ થઇ બેગમા ત્રણચાર ફાઇલ, એક વિજળીની બત્તિ, બે ચાર નાની નાની ફરસી અને કુચીનો એક મોટો ઝુડો, એટલું હતુ. ઉપર એક ગ દો કકડો હતો ! કોઇક મજુરની જ બેગ હશે એમ મને લાગ્યુ. જુદા જુદા દેશોના દિવ્ય સ્વપ્ન હવામા તૃણ ઉડી જાય તે પ્રમાણે ઉડી ગયા હુ બેગમા હાથ ઘાલીને ફ ફોસતો હતો તેવામા તેમાથી પાચ રૂપિયાની નોટ નીકળી પડી. આથી વળી હુ કાઇક ઉત્સાહમાં આવ્યો. મારી પૈસા સંબધી મુશ્કેલીઓ તો દૂર થઇ એમ મને લાગ્યુ , પણ મને વધારે વિચાર કરવાનો વખત મળ્યો નહિ

ઇન્સ્પેકટર એકદમ આવ્યો ને મારી પાસે ટીકીટ માગી. મેં પેલી પાચ રૂપિયાની નોટ ધરી. તેણે તે જોઇ મને પાછી ડોકુ ધુણાવીને આપી, " આ નહિ ચાલે " તે બોલ્યો

" નહિ ચાલે તો હું શુ કરૂં ? " મારી પાસે બીજા પૈસા નથી. હુ ચીડવાઇને બોલ્યો. બિચારા ઇન્સ્પેકટરનોય વાંક શો ? એને આવા કડવા અનુભવ થયા હશે. પણ મને તે નોટમાં કાંઇ ખરાબ લાગ્યુ નહિ એટલે હુ તો તે ધરીને બેસી રહ્યો ઇન્સ્પેકટર તેને

લીધા સિવાય ઉભો રહ્યો. આમ ક્યા સુધી ચાલત તે કહી શકાતું નથી. પણ એવામા પેલો પારસી મારી મદદે આવ્યો તેણે ગજવામાથી પાચ રૂપીઆ કહાડીને મને આપ્યા અને કહ્યુ, 'લાવો હું આ નોટ લઇ લઉં છુ '

મે તેનો ઉપકાર માન્યો અને ઇન્સ્પેકટરને પૈસા આપી પતાવ્યો. બાકીના પૈસા મારા ગજવામા મૂક્યા આટલુ વીત્યુ એટલે થાકી ગયો હોવાથી હું થોડીવાર આખ મીંચી બેસી રહ્યો તે દરમીઆન પેલો પારસી, પેલો હિન્દુ અને તે ઑફીસર મારી નોટ બાબત કાઇક ગુસપુસ ગુસપુસ કરતા હોય એમ મને લાગ્યુ પેલો પારસી મીઠુ મીઠુ હસતો હતો. ઑફીસર વધારે કડક થતો જતો હતો અને વૃદ્ધ ગભીરતાથી ડોકુ ધુણાવતો હતો

"કેમ, નોટમા કાઇ ખામી છે?" મે પુછ્યુ

"ના ના, મને તો કાઈ જણાતુ નથી પણ આ—" પારસી બોલ્યો.

"હા હા, હું કહુ છુ કે આ નોટ બનાવટી છે" મારી સામા ધુરકીને યુરોપીઅન બોલ્યો

"તમારો મત સાચો જ હોય એમ માની શકાય નહિ" હુ બોલ્યો, "તમે મારી બેગ બાબત પણ એમજ કહેતા હના આ નોટમા મને તો કાઇ વાંધો જણાતો નથી

"નારે, વાધો શેનો હોય!" પારસીએ કહ્યુ

"નોટ બનાવટી જ છે" ગભીર વૃદ્ધ ડોસાએ ટહુકો પૂર્યો

"તમે શા ઉપરથી એમ કહો છો?" મે તેને દમમા પુછ્યુ.

"કારણ કે હું—બેકનો હેડ શ્રૉફ છુ" પેલાએ જવાબ આપ્યો.

મે ફરીથી નોટ લઇને જોઈ પણ મને તો કાઇ ફેર જણાયો નહિં પણ આ પ્રમાણે મોટી બેકનો શ્રૉફ આટલી ખાત્રીથી કહે તે ખોટુ પણ કેમ હોય વળી સારી નોટ હોય તો આ પ્રમાણે કોઇ ગરીબ મજુર એને રખડતી પણ કેમ રાખે? એટલે મે તો એ ખોટીજ છે એમ માની લઇને પેલા પારસીને કહ્યુ, "માફ કરજો, મે જે વખતે આ નોટ તમને આપી તે વખતે મને એમ ન હતું કે એ બનાવટી હશે વળી તમે જાણો છો કે મારી પાસે આ સિવાય બીજા પૈસા હતાજ નહિ અને આ મુસાફરી મારે આ ઑફીસરની જીદને લઈને કરવી પડી છે. પણ હશે, તમે મને તમારૂં શિરનામું આપો, હું ઘેર પહોચીને તમને રૂપિઆ મોકલી આપીશ અને તે

દરમ્યાન મારી આ સેનાની ઘડીયાળ તમે રાખે." આ પ્રમાણે બેલીને મે મારા ગજવામાથી ઘડીયાળ ક્હાડી કહાડતાજ મને મારી ભૂલ જણાઇ મે આગલે દિવસે મારી સેનાની ઘડીયાળ ઘડીયાળીને સાફ કરવા આપી હતી અને તેની પાસેથી એક કામચલાઉ ઠીકુ ઉપાડી લઇ આવ્યો હતો ! તે ઠીકાની કિમત તો કાઇ હોઇ શકે જ નહિ એટલે શરમાઇને મે ઘડીયાળ પાછી ગજવામા મુકી અને વળી તે ઘડીઆળની સાચી હકીકત પણ બધાને કહી સંભળાવી.

' ના રે ના, ઘડીયાળની કઇ જરૂર નથી " પેલા પારસીએ કહ્યું ઓફીસરે નાકનુ ટીચકુ ચડાવ્યુ, અને પેલો વૃદ્ધ શ્રોફ વધુને વધુ ગભીર થયો.

"ચૅક આપુ તો ચાલશે ?" મે વળી પારસીને પૂછ્યુ પારસીએ હા કહી એટલે મે ગજવામા હાથ ઘાલ્યો પણ વળી મહોકાણુ ! ચૅક બુક મારા બીજા કોટના ગજવામા રહી ગઇ હતી. વળી ઓફીસરે નાક ચઢાવ્યુ અને શ્રોફે ગભીર થઇને ખુખારો કર્યો.

હુ ગભરાયો તો ઘણો, શરમીંદો પણ થઇ ગયો, પણ હિમત લાવીને પેલા ઇન્સ્પેક્ટરે આપેલા બાકીના પૈસા મે પારસીને પાછા આપ્યા અને તેની પાસે શિરનામુ માગ્યુ શિરનામુ લખવા માટે પેન્સીલ પણ મારા ગજવામા ન હતી એટલે પારસીએ પોતાની ફાઉન્ટન પેન આપી. કાગળ શોધવા માડયો તો તે પણ જડયો નહિ, તે પણ આખરે પારસીએ આપ્યો. એટલે મે બેગ પર કાગળ રાખીને લખવા માડયુ. શિરનામું લખાઇ રહ્યું એટલે મારી આંગળીમાથી પેન સરી પડીને બેગમા જઇ પડી મે બેગમા ફંફોસવા માડયુ અને આખરે તેમા પડેલા થોડા હથીયાર બહાર ક્હાડીને સીટ ઉપર મુક્યા આ હથીયાર પેલા ત્રણે જણો કાઇક આશ્ચર્યથી અને કુતુહલથી જોઇ રહ્યા આખરે પેન મળી. મે તે પારસીને પાછી આપી અને હથીયારો પાછા બેગમા મુક્યાં.

આખરે કલ્યાણ આવ્યું. પારસીને સાહેબજી કરીને હુ ટ્રેનમાથી નીચે ઉતર્યો ઓફીસરે ફરીથી નાક ચડાવ્યુ, અને શ્રોફે ફરીથી એક ગભીર નિઃશ્વાસ મુક્યો.

હું નીચે તો ઉતર્યો પણ હવે પાછા મુંબઇ જવુ કેમ ? પાસે પૈસા માત્ર આઠ આનાના હતા ! કલ્યાણ ઉપર મને ઓળખે પણ કોણ ? પણ આ બધા વિચાર બાજુએ મુકીને પહેલા ભુખ લાગી હતી તે

શાન્ત કરવી એવા વિચારથી મે જે મળ્યુ તે ખાઇ લીધુ અને ઉપર ચા પણ ઠોકી આ પછી મારી પાસે માત્ર ત્રણ પૈસા રહ્યા હતા ! પાછા ટીકીટ વગર બેસી જવુ અને પોલીસોના હાથમા પકડાવુ એ સિવાય મને બીજો રસ્તો સૂઝ્યો નહિ. એટલામા આ દુખી બનાવોની પરપરામા એક સુભાગ્ય મળી આવ્યુ. વળી એક ટ્રેન કલ્યાણ આવી તેમા મારો એક ઓળખીતો મળી આવ્યો મે તેની પાસેથી દશ રૂપીઆ લીધા અને જે ટ્રેન હાથ લાગી તેમા બેસી પાછો મુબાઇ આવ્યો

પણ સુભાગ્ય ઝાઝુ ટક્યુ નહી હુ ઘેર પહોચ્યો એટલે મને યાદ આવ્યુ કે મારી બેગ હુ પાછા આવતા ટ્રેનમાજ ભુલી ગયો હતો. હવે ગમે તેમ થાય પણ પેલી બેગ તો પાછી મેળવવી જ એમ ધારી હું તડામાર કરતા બોરીબદર પહોચ્યો અને ત્યા તપાસ કરી ત્યાં તો એક પોલીસ અમલદાર પેલી બેગ લઇને બેઠો હતો તેણે મને જોઇને બહુજ કડક થઇને પુછ્યુ, "આ બેગ તમારી છે?" મે હા કહી એટલે એણે તો પોતાની પાસેથી કેટલીક છબીઓ કાહાડીને જોવા માડી અને મારો ધધો, મારૂ સરનામુ વિગેરે પુછવા માડ્યુ

હુ આથી ચીડવાયો અને મે પુછ્યુ, "કોઇ પોતાની ગુમ થયેલી વસ્તુ લેવા આવે ત્યારે "

"હા, આ પ્રમાણે જ્યારે બેગમા આવી જાતના હથીયાર મળે છે ત્યારે કરીએ છીએ." પોલીસ અમલદાર બોલ્યો

"આ હથીયાર પણ તમારા જ છે ને ?"

"ના એને હુ શુ કરૂં ! એ તો આ બગ મે સવારે વચાતી લીધેલી ત્યારે એમાથી નીકળેલા." મે કહ્યુ

આટલુ સાભળતા જ પેલાની કરડાકી ઓછી થઈ ગઇ મે પણ અથથી ઇતિ સુધી વાત કહી સભળાવી મારી વાતથી તે પુષ્કળ હસ્યો અને આખરે તેણે મને બેગ પાછી આપીને કહ્યું, "તમારે આ હથિયારનો ખપ તો નથીને ? હુ રાખી લઉ ?"

"પણ તમે આ બધા હથીયાર ઉપર કેમ આટલો ભાર મૂકો છો ? એ શાના છે ?" મને કઇક શક પડવાથી મે પુછ્યુ.

"હા હા હા ! તમારી બેગમાથી નીકળ્યા ને તમે જાણો નહિં ! એ તો કોઈ ઉસ્તાદ ઘર ફાડનારને કામ આવે તેવા હથીયાર છે, સાથે

વીજળીની બત્તી પણ છે તે તમે જોતા નથી ?" પોલીસ અમલદારે હસીને કહ્યુ

હવે મને પેલા પારસીનુ હસવુ, ઑફીસરનુ નાકનુ ટીચકુ ચડાવવાનુ અને શરાફના ગભીર નિશ્વાસોનો અર્થ સમજાયો પણ તે વખતે પછી તે શા કામનુ ? મે ઘેર જઇને પેલા પારસીને રૂપિઆ તો મોકલી આપ્યા પણ તેના જવાબમા મને તે ભાઇએ જે કાગળ લખ્યો. હતો તે વાચીને મારો મિજાસ જ ઉકળી આવ્યો હતો. કાગળમા હતુ —

" મહેરબાન ઘરફાડુ સાહેબ,

તમે મોકલેલા રૂપિઆ મળ્યા તમે એ મોકલશો જ એમ હું ધારતો હતો કારણ કે તમારા જેવા કેટલાક આવી બાબતમા બોલેલો બોલ પાળનારા હોય છે પણ ભવિષ્યમા તમે જરા વધુ શાન્ત રહેતાં શીખો અને બીજાના દેખતા બેગમાથી તમારા ધધાને લગતા હથીયારો બહાર કહાડીને સીટ ઉપર નહિ મૂકો એવી મારી સલાહ છે "

આવા માણસોને મારા નિર્દોષપણાને માટે મારે કેવી રીતે સમજાવવા ? બિચારી પેલી બેગ તો હજી પણ મારા ઘરની અભરાઇ ઉપર પડી છે

# મોટર સાઇકલ પર સવારી.

જગતની કેટલીક વસ્તુઓમા શયતાને વાસ કર્યો હોય એમજ આપણને લાગે છે ઉપર ઉપરથી જોતા તદ્દન નિર્દોષ, સરળ, ગરીબડી લાગે, પણ પરિચય પડતાજ આ બધા તેના સારા ગુણ અદ્રષ્ય થઈ જાય અને—પછી તો પરિણામ માત્ર આપણા નસીબ ઉપરજ આધાર રાખે ! આવી વસ્તુઓમા મોટર સાઈકલની ગણત્રી પણ કરવી જોઇએ. રસ્તા ઉપર પૂર ભપકામા કોઇ પુરૂષ મોટર સાઇકલ ઉપર સડસડાટ કરતો ચાલ્યો જતો હોય છે ત્યારે આપણને માત્ર સાઈકલના સારા ગુણોજ ધ્યાનમા આવે છે પણ વસ્તુસ્થિતિ બદલાતાજ, તે જ પુરૂષને તે સાઇકલને મહા મુશ્કેલીએ ઉભી રાખીને તેના પેડલને આચકા મારી મારીને લાલપીળો થઇ જતા જોઇએ, અને તેમ છતા સ્વસ્થ ચિત્તે પેલી સાઈકલ એક ડગલુ પણ આગળ ભરવાની ના પાડે ત્યારેજ આપણને તેના ખરા સ્વરૂપનુ ભાન થાય છે પણ કોઈપણ વસ્તુનુ ખરૂ સ્વરૂપ સમજવા જેટલી તસ્દી આપણામાથી કેટલા જણ લે છે ? તે સમજીને તેનાથી દૂરજ રહેવાની હિંમત કેટલા કરી શકે છે ?

પ્રોફેસર મગનભાઈ અમારા મિત્ર હતા વનસ્પતિ શાસ્ત્ર સિવાય એમને બીજુ કોઇપણ શાસ્ત્ર આવડતુ હોય તેમ જણાતુ નહતુ. તેમા મુખ્યત્વે વ્યવહારૂ જ્ઞાનના શાસ્ત્રનો તો તેમને કેવળ અભાવજ હતો, એકે રમત તેઓ રમી જાણતા નહિ તેમ જાણવાનો યત્ન પણ કરતા નહિ આવી પ્રકૃત્તિના પુરૂષ અચાનક આવા પ્રસંગમાં કેમ સપડાયા તે અમારાથી સમજાતુ નથી

એક દિવસ તે પોતાના નાના બગીચામા ઉભા ઉભા, જુદા જુદા ઝાડપાન જોતા હતા. રવીવાર હતો એટલે કોલેજમા તો જવાનુંં હતુંજ નહિ. એટલામા અચાનક કપાઉન્ડનુ બારણુ ઉઘડયુ અને

તમના કાકાના છોકરા **શ્રી** દવે મોટર સાઈકલ સાથે આવી પહોચ્યા ઉસ્તાદની માફક, કપાઉન્ડમા દાખલ થતાજ તેમણે સાઇકલને એક બાજુએ ઉભી રાખી અને "અલ્લો, પ્રોફેસર સાહેબ, આજે પણ આ જ હજામત કે !" કહેતા મગનભાઇની સાથે શેકહેન્ડ ઝોકાવી.

**શ્રી.** દવે પ્રોફેસરથી એકદમ ઉલટીજ પ્રકૃત્તિના માણસ હતા મેડીકલ કૉલેજના વિદ્યાર્થી, સીનેમાના શોખીન, ક્રીકેટ મેચોના કાગ-ભારી, ટેનીસના તરસ્યા, નાચગ ગના રસિયા, અપ-ટુ-ડેટ ડ્રેસોના દર્દી હતા દરેક જાતની રમત ગમત, દરેક જાતના વાહન, દરેક જાતના હુન્નર વગેરેના ઉસ્તાદ હતા મગનભાઇને એમના આ ભાઈ માટે બહુ માન હતુ **શ્રી.** દવેને એમણે તરતજ પૃછયુ "આટલો વહેલો તુ મુબાઇથી આવી શક્યો ?"

"તેમા તમને નવાઈ લાગે છે ! હુ કાઇ થોડો પેલી ડસુકિયા સાઈકલ ઉપર આવ્યો છુ ! આ તો ઉપર બેઠા અને ચાપ દબાવી કે સડસડાટ !" **શ્રી** દવેએ સીગરેટ સળગાવતા કહ્યુ

"પણ તેમ અદર જોખમ પણ ખરૂ !" મગનભાઇ ધીમેથી બોલ્યા

"શેનુ ધૂળનુ જોખમ ! એમ જો ગણવા જાઓ તો ટ્રેનમા પણ જોખમ, ઘોડાગાડીમા પણ જોખમ, ખટારામા પણ જોખમ અને પગે ચાલવામા પણ જાખમ છે જ !" દવેએ સીગરેટના ધૂમાડા કહાડતા કહ્યુ "જરા પાસે આવીને જુઓ તો ખરા "

મગનભાઇ કઇક કટાણુ મો કરીને જોવા ગયા પ્રચડ મોટર સાઇકલ શાત નિદ્રામા હોય તેમ પોતાના સ્ટેડ ઉપર ઉભી હતી જુદા જુદા સચાઓથી ભરપૂર આ રાક્ષસી સાઈકલ નિદ્રામા હતી છતા પણ સહેજ બહાનુ મળતાજ શયતાનની માફક મનુષ્યોના હૃદય ચીરી નાખવા સમર્થ અને તત્પર હોય તેવી જણાતી હતી. મગનભાઈ તો આ ભયકર દ્રષ્ય જોઇને ડઘાઇ જ થઇ ગયા તેમણે પૃછ્યુ "ભાઈ, આવા ભયાનકયત્ર ઉપર બેસતા તારો જીવ કેમ માને છે ?"

"હા હા હા હા ! તમારા જેવા વિદ્વાન આવા શબ્દો કહાડે એ બિલકુલ શોભાભર્યું નથી. હજી કોઈ નાદાન, અણસમજુ ગામડિયો આમ બોલે તો તો જાણે સમજ્યા પણ તમે ! યન્ત્રો ગમે તેવા બળવાન હોય પણ આખરે તે યત્રને જાણનાર મનુષ્ય આગળ તેની શી સત્તા !" કાઇક તિરસ્કારથી દવે બોલ્યા.

આ શબ્દો મગનભાઇના હૃદયમા બરાબર ખુચી ગયા પોતે વિદ્વાન્ છતાં મોટર સાઇકલથી ગભરાય તે ઠીક નહતુ ! તેથી એમણે પુછ્યું, "આને શીખતાં એક મહીનો થાય ખરો ?"

"શુ બોલ્યા ?" દવેએ કહ્યુ, "મહિનો ? માત્ર પાચ મીનીટ ! આ બધી મોટર સાઇકલો 'ફૂલ પ્રૂફ' (Fool Proof) આવે છે–સમજ્યાને ગમે તેવો મૂર્ખ પણ પાચ મીનીટમા એને ચલાવતા સમજી જાય તમને સાદી સાઇકલ તો આવડે છે ના !"

"હા, સહેજસાજ–હુ–કાઇ એકસપર્ટ નથી." મગનભાઇની હિમત ઓછી થતી જતી હતી તેથી એમણે કહ્યુ.

"બસ, ત્યારે એમા વાર કેટલી !" દવેએ એમ કહીને પેલી રાક્ષસી સાઇકલ સ્ટેન્ડ ઉપરથી ઉતારી મગનભાઇ અમસ્થા ઉપર બેઠા. "જુઓ, આને એમ બસેડવુ, એને એમ ચલાવવુ અને પેલાને આમ ફેરવવુ એટલે સાઇકલ ધડધડાટ ચાલે બ્રેક દાબવો હોય તો આ દાબવુ અને ઉભી રાખવી હોય તો આ પહેલા ફેરવવુ પછી એને આમ ચલાવવુ અને પેલાને આમ કરવવુ" આટલુ કહીને મગનભાઇને શીખવી દીધુ વિનાશકાળે વિપરિત બુદ્ધિ ! મગનભાઈના મગજમા દવેના આગલા શબ્દોજ ખૂચ્યા કરતા હતા એટલે તેમણે તરતજ પહેલા આ ફેરવ્યુ, પછી એને ચલાવ્યુ, અને પછી પેલાને ફેરવવા માડ્યુ, એટલામાજ જાણે નિદ્રામાથી છછેડાયલો સિંહ જાગ્યો હોય તેમ સાઇકલે ફુફાડો માર્યો હજી તો દવે કઇક બીજી શિખામણ આપવા જાય છે તેટલામા તો સાઇકલે ઉછાળો માર્યો હુંકાર શબ્દ કરીને એક ક્ષણમા તે મગનભાઇને લઇને વાડીની વાડ સાથે અફળાઇ ગઇ દવેએ તરત જઇને ચાવી ફેરવી એટલે સાઈકલ પાછી એક દીર્ઘ નિશ્વાસ મુકીને શાત થઇ ગઇ

સાધારણ રીતે પ્રથમ ગ્રાસે મક્ષિકા આવતા ઘણા લોક તો બાપરાઇને હાથમા લીધેલી વાત પડતીજ મુકે પણ મગનલાલની પ્રકૃતિ એ બાબતમા વિચિત્ર હતી સામાન્ય રીતે એ કોઇ બાબતમા માથુ મારેજ નહિ, પણ જો એક વાર હાથમા લે તો તે છોડેજ નહિ. દવેએ જાણ્યુ કે મગનભાઇ હવે સાઇકલને નહિ અડકે. પણ મગનલાલે તો તરતજ કહ્યુ, "હ, હુ મારી ભુલ સમજ્યો મે સ્પીડ એકદમ છોડી તે મારી ભુલ થઇ પણ હવે મને જરા બરાબર ફરીથી બનાવી જા એટલે હુ બહાર કહાડીને જરા ચલાવી જોઉ હમણા રસ્તા ઉપર બહુ અવર જવર નથી એટલે ફાવશે દવેએ પાછુ સમજાવ્યુ સાઈકલ બહાર કાઢવામા આવી અને મગનભાઇ ઉપર સ્વાર થયા શાહબુદીન ઘોરીના સામા લઢવા છેલ્લી વખતે પૃથુરાજ જતો હોય કે જીવનમા કોઇ દિવસ ઘોડા ઉપર નહિ બેઠેલો, કોઇ ગરીબ સ્વભાવનો વર પરણવા જતી વખતે ઘોડા ઉપર ચઢી બેઠો હોય તેવા મગનલાલ શોભવા લાગ્યા. પાછી જરા શિખા-

મળ્યુ અપાઇ મગનભાઇએ દાત પીસીને ટોકુ ધુણાવ્યુ લગભગ આખ મીચીને તેમણે આ ફેરવ્યુ, એને આમ ચલાવ્યુ અને પેલાને આમ ખસેડ્યુ એટલે ધડડડ કરતો અવાજ કરતી સાઇકલ ટટાર થઇ ગઇ ગતિની ચાવી ફેરવતાજ ફટ ફટ અવાજ કરતી સાઇકલ કોઇ તેજ ઘોડો પુરપાટે જતા પહેલા ખૂખારો મારે તે પ્રમાણે ખૂખારો મારતી ગતિમા આવી મગનભાઇથી સમતોલપણુ તો જળવાઇ રહ્યુ ગતિ વધતા મગનભાઇના હૃદયમા અનિવાર્ય આનદ થયો આવા મોટા ગર્ક્ષર્સ અને ક્રૂર જણાતા યત્રને પણ પોતે માત્ર પાચ મીનીટ શીખ્યા પછી વશ કરી શક્યા એ વિચારથી તેમનુ હૈયુ આનદથી ઉભરાઇ ગયુ રસ્તો સીધો અને નિર્જન હતો એટલે હાકવાની કુશળતા ઝાઝી વાપરવાની જરૂર નહતી ધીમે ધીમે મગનભાઇએ સ્પીડ વધારવા માડી આસપાસ જોયા વિના એમણે તો સાઇકલને આગળ ચલાવ્યે જ રાખી એમ કરતા કરતા આશરે અડધા કલાક પછી એક મોટા મેદાન જેવુ આવ્યુ ત્યારે મગનભાઇને એમ થયુ કે હવે પાછા વળીએ. આથી એમણે સ્પીડ ઓછી કરવાને ચાપ ફેરવી એની સાથે કાઇક બીજુ પણ હાથથી ફેરવાઇ ગયુ પગથી બ્રેક પણ દબાઇ તરત જ સાઇકલ ઉભી રહી ! આમ કાઇ પણ ચેતવણી આપ્યા વિના ઓચિતી સાઇકલ ઉભી રહેવાથી મગનભાઈ કુદરતી રીતે જ જમીન ઉપર ગબડી પડયા સાઇકલ સહેજ આગળ જઇને એક ગૂલાટ ખાઇને અસ્સલ નિદ્રામા આવી ગઇ ખાસ વાગ્યુ નહતુ એટલે મગનભાઇએ ઉઠીને સાઇકલનુ મો ફેરવ્યુ, અને પછી આ ખસેડ્યુ અને પેલાને ચલાવ્યુ પણ સાઇકલ શાત જ રહી વળી પાછુ મગનભાઇએ આ ખસેડ્યુ, એને ફેરવ્યુ અને પેલાને ચલાવ્યુ, છતા સાઇકલની શાતમા વિઘ્ન આવ્યુ નહિ

મગનભાઇ કાઇક અસ્વસ્થ થયા

એમણે પ્રથમ એને ફેરવ્યુ, પછી આ ખસેડ્યુ અને પછી પેલાને ચલાવ્યુ. પણ સાઇકલમા જીવ આવ્યા નહિ

મગનભાઇ હવે ગભરાયા આસપાસ નજર કરતા જણાયુ કે પોતાના મુકામથી આશરે દશબાર માઇલ પોતે ચાલ્યા આવ્યા છે આથી એમણે ફરીથી યત્ન કરી જોયો.

તેમણે પેલાને ખસેડ્યુ,

પછી એને ચલાવ્યુ,

અને પછી આ ફેરવ્યુ

તો પણ કાઇ નહિ ! પછી તેમણે જેમ આવે તેમ જુદે જુદે અનુક્રમે બધી ચાવી ફેરવી જોઈ પણ કાઇ વળ્યુ નહિ. બીજી જેટલી

જડી એટલી ચાવી પણ એમણે ગમે તેમ ફેરવી પણ નિષ્ફળ ! આથી તેમણે હતાશ થઇને યત્નો છોડી દીધા અને સાઇકલને એક ઝાડને ઓથે ટેકવીને, પોતે નિરાશ હૃદયે વિચાર કરતા ઉભા એટલામા બે સાઇ-કલીસ્ટો જતા હતા, તેમને બૂમ પાડીને ઉભા રાખ્યા અને મદદ માગી. પેલા બિચારાઓએ આવીને પણ માથુ ફોડવામા બાકી રાખ્યા નહિ, પણ જ્યારે કાંઇ વળ્યુ નહિ ત્યારે સાઇકલના બનાવનારને ગાળો દેતા રસ્તે પડ્યા

કોઈ ખટારો આવે તો તેમા સાઇકલ ચડાવીને ઘેર જવુ એવો વિચાર કરતા, મગનભાઇ ખટારાની રાહ જોતા ઉભા રહ્યા એટલામા એક ચીથરેહાલ માણસને એક ડોકીયા, ખડખડ ભડભડ ચાલતી સાદી સાઇકલ ઉપર આવતા તેમણે જોયો તેના વેષ ઉપરથી તે કોઇ યત્રો ચલાવનાર હોય એમ મગનભાઇને લાગ્યુ તેમણે પાછી મદદની બૂમ મારી પેલો પોતાની સાઇકલ ઉપરથી ઉતરી પડયો અને ત્યા આવ્યો નજર ફેરવીને, જે જે ચાવીઓ મગનભાઇએ અને પેલા બીજા બે જણાએ ફેરવી હતી તે તેણે પાછી ઠેકાણે મુકી અને બે ત્રણ ચાપ ફેરવી સાઇકલ એકદમ સજીવ થઇ ગઇ અને પ્રચડ અવાજ કરવા લાગી મગનભાઇને પાછી હિમત આવી અને પેલાનો ઘણો ઉપકાર માનીને તેમણે એક રૂપિયો આપ્યો અને સાઇકલ ઉપર ચડવાની તૈયારી કરી માર્ગમા કોઈ નહતુ એટલે પેલા માણસે કહ્યુ, "જરા જોવા તો દો, નહિ તો પછી એ તમને અધવચે ફસાવશે "

મગનભાઈ કાંઈ ઉત્તર આપે કે પેલાને ના પાડે તે પહેલા તો પેલો એ મોટર સાઇકલ ઉપર ચડી બેઠો અને સપાટામા મોટર સાઇકલ મગનભાઈની દૃષ્ટિ મર્યાદામાથી અદૃષ્ય થઇ ગઈ !

મગનભાઈએ એ માણસની કેટલો વખત રાહ જોઈ, પછી કેવી રીતે પેલી ખટારા જેવી સાઈકલને લઇને પાછા ઘેર આવ્યા, ત્યા મી દવેને કેવી રીતે ખુલાસો કર્યો એ અહિ જણાવવાથી શો ફાયદો ? એ કથા કરૂણ રસથી ભરપૂર હોઈ વાચનારના હૃદયને માત્ર ત્રાસ રૂપ જ થઇ પડે અલ્પમા એટલુજ જણાવવાનુ કે રૂ ૮૦૦ ) આપીને મગનભાઇએ મી દવેને જેમ તેમ શાત કર્યા મોટર સાઈકલનુ નામ પણ મગનભાઇ હવે લેતા નથી અને મી. દવે સાથેનો સબધ પણ માત્ર નામનોજ રહ્યો, અને પેલા માણસની સાઇકલ મગનભાઈનો નોકર વાપરે છે !

( ૧૧ )

# લૉટરી.

એક દિવસ ઑફીસમાંથી હું ઘેર ગયો ત્યાં મારી સ્ત્રી ચચળ અતિશય ઉશ્કેરાયલી સ્થિતિમાં આમથી તેમ ફરતી હતી હું અંદર દાખલ થયો એટલામાંજ તેણે પૂછ્યું, "પેલી ટીકીટ ક્યાં? એ ટીકીટ ક્યાં છે?"

"કઈ ટીકીટ? શેની ટીકીટ? એ તું શું બોલે છે?" મેં પૂછ્યું

"બસ, એ તો હું ધારતીજ હતી. એવું તે આપણાં નસિબમાં કોઈ દિવસ હોય ખરૂં? જ્યારે નસીબ ઉઘડ્યું ત્યારે તમે ટીકીટ ગમાવી!" આવું બોલીને તેણે રડી દીધું

બારણાં આગળ પડોશીઓના દેખતાંજ રકાસ થવા માંડ્યો હતો તે અટકાવવા મેં ચચળને હાથ પકડીને અંદર ખેંચી અને બારણું દઈ દીધું પછી પૂછ્યું "પણ તું પહેલાં કહે તો ખરી કે એ ટીકીટ તું શેની માગે છે? નાટકમાં જવાની કે સીનેમેટોગ્રાફની કે ટ્રેનની કે શેની? એકદમ રડવાજ માંડે એમાં શી સમજણ પડે!"

"અરેરે! હજી તો તમે સમજતા પણ નથી! આપણને લૉટરીમાં બીજું ઇનામ મળ્યું છે—દિવાનખાનાનું ફરનીચર—પણ તમે ટીકીટજ ખોઈ નાખી એટલે કહેવાથી પણ શો ફાયદો અને રડવાથી પણ શો ફાયદો!"

આ ઉપરથી મને યાદ આવી ગયું હજી સુધીમાં મેં લગભગ ૫૦૦ લૉટરીમાં પૈસા ભર્યા હશે કોઈકમાં પહેલું ઇનામ સાત લાખ રૂપિયાનું તો કોઈકમાં પાંચ હજારનું હતું કોઈકમાં મોટી મોટરકારનું હતું તો કોઈકમાં જીવતા સિંહની જોડીનું હતું રૂપિયા અને મોટરકારનું તો જાણે સમજ્યા પણ સિંહની જોડી મને મળી હોત તો હું શું કરત તેનો વિચાર તો મેં કોઈ પણ વખતે કર્યો જ નહતો અને મને લૉટરીમાંથી એક પાઇનું ઇનામ પણ મળવાનુંજ નથી એવી મારી ખાત્રી હતી તેથી ઇનામની જાત અને કિંમત જાણવાની હું કોઈ દિવસ દરકાર કરતો જ નહતો.

મારૂં નસીબ લૉટરીની બાબતમાં એટલું બધું હઠીલું છે કે કાંઈ કહેવાની વાતજ નહિ એક વખત હું મારા ચાર મિત્રોની ચાર અને મારી એક એમ કરીને પાંચ ટીકીટ લઈને ઇનામો

ખેચવાને ગયો હતો. મે પહેલા મારા બે મિત્રો તરફથી પડીકા ખેચ્યા તો બન્નેમાથી સારા ઇનામો નીકળ્યા, એટલે લોભાઈ ને ત્રીજી વાર મે મારે માટે ખેચ્યુ તો પડીકુ તદન ખાલી ! પછી બાકીના બે મિત્રોના ખેચ્યા તો પાછા બન્નેમાથી ઇનામ નીકળ્યા હતા !

હુ તરતજ બોલી ઉઠયો, ' એમા રડવાની કાઇ જરૂર નથી મારી પાસેથી ઝીણામા ઝીણી વસ્તુ પણ કદી ખોવાતી નથી માત્ર કયે ઠેકાણે મુકી દેવાઇ છે એજ કદાચ મને યાદ નથી રહેતુ ” આટલુ બોલીને મે ઝડપથી કબાટો, ટ્રકો, ઇસ્કોતરા વગેરે ખોલવા માડયા કોટ પાટલુનના ગજવા પણ શોધવા બાકી નહિ રાખ્યા ધીમે ધીમે શોધનુ ક્ષેત્ર મોટુ થતુ ગયુ ચચળ પણ શોધમા સામિલ થઈ આખરે કલાક દોઢેક પછી ટીકીટ રસોડામા અથાણાના ઠામડાઓની રકાબીમાથી મળી આવી

અન્ય મનુષ્યોના ભોગે, હરામની મળનાર વસ્તુના વિચારમા જે તરતનો આનદ થયો તે શાત પડતા મે આસપાસ નજર કરી જોઇ અમારી નાની નાની ઓરડીઓમા નવો સામાન મૂકવાની તલમાત્ર પણ જગ્યા નહતી આથી મે પૂછ્યુ ' એ ફરનીચર વેચીને બારોબાર પૈસા ઉપજાવી લઇએ તો ? ”

“ તમારે ફાવે તેમ કરોને ઘરમા હમણા જે ચીથરા અને લાકડાના ખોખા પડયા છે એ શા ખોટા છે ! ” ચચળના આ જવાબથી, મારા નાટક જેવાના શોખ, સારા સારા લુગડા, સેટો, ગાણુઓ વગેરે વાપરવાના ભોગે મે ફરનીચરની જે સારી સારી વસ્તુઓ, સારી જાજમ, અને એક આરસીવાળુ કબાટ આણ્યા હતા તેની આવી કદર થતી જોઇને હુ ખિન્ન બનીગયો પણ સ્ત્રીઓના અતિશયોક્તિથી ભરેલા અને કટાક્ષયુક્ત ભાષણોથી હુ છેક અજ્ઞાન નહોતો એટલે એ વિષે હુ વાદવિવાદમા ઉતર્યોજ નહિ વાતાવરણ શાન્ત થઇ ગયુ અને અમે બન્ને સાજના અમારા ઇનામ પેટે આવનાર ફરનીચર જોવા ગયા તે જોતાજ મારા હાજા ગગડી ગયા. એ ફરનીચર કોઇ રાજમહેલને માટે હતુ મારા જેવા ત્રણ ચાર ઓરડીના બ્લોકમા રહેનાર માટે હતુ જ નહિ વાર્ડરોબ ( એક પ્રકારનુ કબાટ ) મા ઘોડા પણ બાધી શકાય તેમ હતુ. મો ધોવા રવાનુ વાશસ્ટેન્ડ પણ એટલા મોટા પાયા ઉપર રચવામા આવ્યુ તુ અને સાધારણ રીતે પચાસ માણસની રસોઇ કરવાને માટે

વાપરવામા આવે તેટલુ તો તેનુ કુકુ હતુ આ સિવાય એક ડ્રેસીગ ટેબલ મીજલસ હોય અને અસલના વખતમા જેવડા આરસા ટીગાડવામા આવતા હતા તેવડા આરસાઓવાળુ પણ અમારે નસીબે હાજર હતુ આ ઉપરાત ચાર સાદી ગાદીવાળી ખુરશીઓ અને બે મોટી, લગભગ નાના કદના પલગ જેવડી આરામ ખુરશીઓ હતી

ચચળ આનદથી દિવાની બની ગઇ બધા આરસામા પોતાનુ મો જોઈ વળી અને દરેક ખાનામા, દરેક વખારામા પોતે શી શી ચીજો મૂકશે તે પણ તેણે નક્કી કરી દીધુ. માત્ર એક નાનુ ખાનુ તેણે સ્નેહભાવે મારે માટે રહેવા દીધુ ચચળે તો આ ફરનીચર તેજ રાતે અમારે ત્યા મોકલવામા આવે તે પ્રમાણે ગોઠવણ કરવા માડી, પણ હુ દઢતાથી સામો થયો અને આખરે બીજે દિવસે બપોરે આવે તે પ્રમાણે ઠેરવવામા આવ્યુ, અને સાથે સાથે મારે પણ ઑફીસમાથી અડધા દિવસની રજા લઇને ઘેર જઈ પહોચવુ એવુ નક્કી કર્યુ

અમે ઘેર ગયા કે તરતજ ચચળે આવનાર ફરનીચર ક્યા અને કેમ ગોઠવવુ એ વિષેની તૈયારીઓ કરવા માડી જે ઓરડીને અમે ડ્રૉઇંગ રૂમ કહેવાની ધૃષ્ટતા કરતા હતા તે ૧૪ ફીટ પહોળી અને ૧૪ ફીટ લાબી હતી પણ તેની ચચળને મુશ્કેલી હતીજ નહિ. તેણે તો તરતજ કહ્યુ, ' જુઓ વાર્ડરોબ અહિ મઝાનુ રહી જશે અને ડ્રેસીગ ટેબલ આ જગ્યાએ બરાબર ગોઠવાઇ જશે."

જે થોડુઘણુ ફરનીચર તે ઓરડીમા હતુ એટલાથી તેમા હાલવા ચાલવાની જગ્યા હતીજ નહિ. પણ આવી ક્ષુદ્ર હકીકત સ્ત્રીઓના ધ્યાનમા આવેજ નહિ એ દેખીતુ છે

બીજે દિવસે સવારે જમવામા ખીચડી અને છાશ અને તેમા પણ ખીચડી લગભગ કાચી એટલુજ હતુ કારણ કે ચચળ અને અમારી ચાકરડી અમારા ડ્રૉઇગ રૂમના ફરનીચરને બીજી કોઇ પણ જગ્યાએ ખસેડવાના પ્રયાસમા ગુથાઈ ગયા હતા. તે ફરનીચર વેચી દેવાની સૂચના મે કરી જોઈ પણ ચચળે તે ઉડાવીજ દીધી. ' આપણે કોઇ મોટી જગ્યા લઇએ તો પાછુ આવુ ફરનીચર આપણને મળે કે ? " આ જવાબથી મે એ વાત છોડી દીધી

હુ જ્યારે ત્રણ વાગ્યે ઑફિસથી ઘેર પહોચ્યો ત્યારે ફરની-ચરનુ ગાડુ આવી પણ પહોચ્યુ હતું જીજ્ઞાસુ લોકોનુ નાનુ સરખુ

ટોળુ ગાડાની આસપાસ ઉભુ હતુ ચંચળ ઉશ્કેરાયલી સ્થિતિમા બારણામા ઉભી હતી

" અરે અહિ તો પચાતી થઇ છે ! આપણે શુ કરશુ ? " તે બોલી, " વાર્ડરોબ તો અદર આવતુજ નથી "

વસ્તુસ્થિતિ એવી હતી કે અમારા નાના સાકડા દાદર ઉપર ચાર મજુરો વોશસ્ટેન્ડ લઈને ફસાઇ ગયા હતા દાદરના રમણા સુધી પણ આ ચાર મજુરો અને આ વોશ-સ્ટેન્ડ શી રીતે જઈ શકયા એ મારાથી સમજાતુ નહતુ અલબત્ત, દાદરની આસપાસની ભીતની સ્થિતિ તો નજરે જોઈ શકાય એવીજ રહી નહતી દાદરની પાસેના અમારા લેપમાથી માત્ર લેપનુ મોઢીયુજ સહીસલામત રહ્યુ હતુ અને તે પણ પોતાના અસ્સલ સ્વરૂપમા તો નહિ જ

જ્યારે વૉશ-સ્ટેન્ડની આ સ્થિતિ થઇ ત્યારે વોર્ડરોબને તો આ દાદર ઉપરથી લઇ જવાનો યત્ન કરવો એ પણ નકામુજ હતુ મે અને પેલા ચાર મજુરોએ આ પ્રશ્નનો નિકાલ લાવવાને માટે વાડામા સભા ભરી અને આખરે એને બારીમાથી ઉપર લઇ જવાનો યત્ન કરવો એવા ઠરાવ ઉપર અમે બહુમતીથી આવી શકયા પણ બારી વાટે એને ઉપર ચઢાવવાને સાધન હાજર નહિ હોવાથી વાર્ડરોબ વાડામાજ તાડપત્રીથી ઢાકીને રાખવામા આવ્યુ અને મજુરો વિદાય થયા

ચચળ તો આનદથી લગભગ ઉન્માદિની થઈ ગઈ હતી અમારા સુવાના ઓરડામા નજર નાખવાથી, યુદ્ધ સમયમા કોઇ સિપાઈ બચ્ચાના તબુનુ સ્મરણ થતુ હતુ કોઇ તદન નકામી વસ્તુની પેઠે મારો પલગ એક ખૂણામા જઇ પડયો હતો નવા ફરનીચર-માનુ ડ્રેસીગટેબલ અમારા નાના કઠેરાના એક પૂરા બારણાને અને ને ઓરડાની એક પૂરી બારીને ઢાકી દઇને આખા ઓરડામા અધકારનુ સામ્રાજ્ય પ્રસરાવતુ ઉભુ હતુ, એટલે કઠેરામા જવુ એ કેવળ અશકય થઇ પડયુ હતુ પલગની આસપાસ ખુરશીઓ એવી રીતે ગોઠવવામા આવી હતી કે પલગ ઉપર ચડવુ હોય તો પ્રથમ સિગલ-બાર કે ડબલબારની કસરતમા પ્રવીણ થવુ પડે !

હુ તે દિવસે કેવી રીતે પલગ ઉપર જઇ પહોંચ્યો એ હવે મારાથી કહી શકાય તેમ નથી, પણ હુ ત્યા પહોચ્યો ત્યારે મારા શરીર ઉપર કમમા કમ તેર ઝખમો પડયા હતા ધોતીયુ અને

પહેરણુ ચીરાઇને લગભગ નકામા થઇ ગયા હતા તે તો નકામાજ ! ગતે પણ ત્રણેક વખત ચચળે મને કહ્યુ "જરા ઉઠીને જોઇ આવશો ? મને લાગે છે કે જો કોઇની નજર પડી તો આપણુ વાર્ડ-રોબ જરુર ઉપડી જવાનુ." મને કહેવાનુ તો ઘણુ મન થયુ કે એવા કોના ભોગ લાગ્યા હોય કે આ વાર્ડરોબનો ભાર વેઠારે " પણ એથી વાત વધી પડત એટલે મે એટલેથીજ પતાવ્યુ કે "તુ એ બાબત નચિતજ રહેજે મારો જાન જશે તો પણ હુ વાર્ડરોબ ચોરાવા દેવાનો નથી " બીજે દિવસે સવારે મળસ્કામાજ મજુરો દોરડા, ઘરેડીઓ વગેરે સામાન લઈને આવી પહોચ્યા અને અલ્પ સમયમા વાર્ડરોબ ત્રિશકુની પેઠે બારી અને જમીન વચ્ચે અદ્ધર લટકતુ રહી ગયુ આસપાસના પડોશીઓ બારીએ ઉભા રહીને આ દ્રશ્ય જોઇ રહ્યા તેમની નિદ્રાનો ત્યાગ થવાથી તેમની લાગણી અમારા પ્રત્યે કાઇક જુદાજ પ્રકારની થઇ ગઇ હતી વાર્ડરોબમા જાણે જીવ હોય અને તેમ છતા અમે તેને આ પ્રમાણે દોરડાથી ટાગીને દુ ખ દેતા હઇએ તેમ વાર્ડરોબની દયા ખાવાના અને અમને અને મજુરો-ને ગાલિપ્રદાનથી વધાવી લેવાના પ્રયાસો પણ થયા એ માણસો-એ તો આ વાર્ડરોબ બારી વાટે અદર જશે કે નહિ એ બાબત શરત પણ મારી કેટલાકોએ મજુરોને યત્રશાસ્ત્ર વિશે સમજણ પાડવાનો અને ઘરેડીના દાખલાઓ કહી બતાવવાનો પણ યત્ન કર્યો

ધીમે ધીમે વાર્ડરોબ બારી સુધી આવ્યુ મજુરો તો કમઅક્કલ હોયજ પણ મારા જેવા દીર્ઘદૃષ્ટિવાળા પુરુષે પણ આ બાબતનો પ્રથમથી કેમ નિર્ણય નહિ કર્યો હોય એ મને સમજાતુ નથી બન્યુ એમ કે બારીમાથી એ વાર્ડરોબ જઇ શકે એમ હતુ જ નહિ અલબત્ત, બધા માણસોએ આવી નજીવી બાબતમા ધમાલ એટલી કરી હતી કે કદાચ હુ મારી અપૂર્વ શક્તિનો ઉપયોગ કરતા વિસરી ગયો હઇશ, કારણ કે શાતિમય વાતાવરણમાજ મહાપુરૂષોની શક્તિઓ વિકાસ પામે છે. પણ આ જગતમા એવી શાત રીતે અને ગભીર રીતે વિચાર કરવા દેવાની તકજ કોણ આપે છે ?

વાર્ડરોબ પાછુ નીચે ઉતર્યુ, ચચળે લગભગ રડવાની અણી ઉપર આવી જઇને કહ્યુ "ત્યારે આપણે એને નીચેના ઓરડામાજ રાખીએ, એમા શુ !" મજુરો ભારે શ્રમથી એવી સ્થિતિમા આવી ગયા હતા કે તેમણે કાઈ પણ ઉત્તર આપ્યા વિના અને મારી પણ

સલાહ લીધા વિના નીચેના ઓરડામા તેને ઘુસાડી દીધુ સુભાગ્યે તે અંદર પેઠુ તો ખરૂ, પણ દાદરના કઠેરાના ડાગા અને બારણાના ખૂણામા આવી ફસાઇ પડયુ કે તેની તે જગ્યાએથી જો ભીંત તોડવામા આવે તોજ ખસે એમ થઇ પડયુ આખરે તેને તેજ જગ્યાએ વાર્ડ-રોબને રાખીને, મારી પાસેથી ઠેરવેલા કરતા લગભગ બમણા પૈસા લઇને મજુરોએ રૂખ્સત લીધી આગલુ બારણુ તો દેવાઇ શકતુ હતુ એટલે અમને ઝાઝી ચિંતા તો રહી નહતી. માત્ર દાદર ઉપર ચડવુ હોય તો કઠેરા ઉપર થઇનેજ જવાય તેમ હતુ! કઠેરા આગળ અમે ટ્રંકો ગોઠવીને કામચલાઉ પગથીઆ કરી દીધા એટલે તે મુશ્કેલી પણ અમે ટાળી શકયા

જમવાની સ્થિતિ તો એવીજ રહી હતી એટલે જે કાંઈ કાચુ કોરૂ હતુ તે ખાઇને હુ ઑફિસ જવા નીકળી પડયો સાંજે હુ પાછો આવ્યો ત્યારે મને આવકાર આપવા ચંચળ હમેશની માફક બારણા આગળ ઉભી ન હતી એટલે હુ પેલી ટ્રંકોના પગથીઆ ઉપર ચડીને દાદર ઉપર થઇને ઉપર ગયો, ત્યા ચંચળ અને ચાકરડી મારા પલંગવાળા ઓરડામા આખા ઓરડાને ઘેરીને ઉભેલા ફર્નીચર ટેબલને પૉલીશ કરવામા મશગુલ થઇ ગયા હતા હુ જેવો અંદર પેઠો કે તરતજ ચંચળે બૂમ મારી ' જો જો, જો જો ! જરા સંભાળ તો રાખો ! અમારી આખા દિવસની મહેનત ઉપર ધૂળ વળી જશે, હજી પૉલિશ લીધુ છે "

" એ બધુ તો ખરૂ પણ જમવાનુ લીધુ છે કે સૂકુ ? " મે જરા કટાક્ષથી પૂછયુ

" તમે એમ દરેક બાબતમા મશ્કરી કરો છો તે ઠીક નથી લાગતુ આખો દિવસ મજુરી કરી તેને માટે શાબાશીને બદલે જમ-વાની વાત લાવો છો ! હુ અને ચાકરડી તો કાચુ કોરૂ ખાઈ લેવાના છીએ, અને તમારે તમારા બહેનને ત્યા આજનો દિવસ જમી આવવાનુ છે આમા રસોઇનો ટાઇમજ કયાથી મળે ? "

" હા, એ યોજના ખોટી નથી મારાથી આ લીલા પૉલિશની વાસજ ખમાતી નથી " હુ બોલ્યો

"તમને તો બધી વાતમાજ ચેનચાળા સૂઝે છે ! આ પૉલિશની તો મે આજે બાર બાટલી વેચાતી લીધી છે એનો ચળકાટ તો જુઓ !"

આ બાટલીની શી કિંમત હશે તે જાણવાની દરકાર કર્યા વિના હુ મડમડાટ દાદર ઉતરી પડયો પણ ઉતાવળમા નવા માર્ગની દિશા ભુલ્યો અને વાર્ડરોબની સાથેજ જોરમા અફળાયો. આથી ઉશ્કેરાઇને મે ચીડમા ને ચીડમા વાર્ડરોબને ત્રણેક લાત ચોડી કહાડી અને પછી નવા માર્ગે ઉતરીને બહેનને ત્યા જમવા ગયો.

*          .          .          *

વધારે લખવાની જરૂર છે ? મોટા ઘરને માટે અમે શોધ કરવા માડી પણ ભાડાના પ્રમાણને લીધે અમે તેમા વિજયી નીવડયા નહિં ત્રણ ચાર દિવસમા દાદરથી નવા માર્ગે ઉતરવાની, વોશ-સ્ટૅન્ડને ધોબીના પાંજરા તરીકે વાપરવાની, ડ્રેસીંગ ટેબલને સોફા તરીક ઉપયોગમા લેવાની અને વાર્ડરોબને એક નાની ઓરડી તરીકે વાપરવાની અમને ટેવ પડી ગઇ અને તે પ્રમાણે કયા સુધી ચાલત તે હુ કહી શકતોનથી, પણ એટલામાજ એક દિવસ સાજે હુ ઓફીસથી પાછો ઘેર આવ્યો અને બારણુ ઉઘાડયુ ત્યા મને સર્વ ખાલી ખાલી લાગ્યુ દાદરના નવા માર્ગનો ઉપયોગ કરવાની આવશ્યકતા રહી ન હતી હુ આશ્ચર્ય પામતો ઉપર ચડયો ત્યા ધોબીના પાંજરા તરીકે ઉપયોગમા લેવાતુ વૉશ-સ્ટેન્ડ પણ નહિં અને સુવાના ઓરડામા એક ચક્રવર્તી રાજ્ય ચલાવતુ ડ્રેસીંગ ટેબલ પણ નહિં માત્ર ચંચળ ડુસકા ખાતી પલંગ ઉપર હતાશ વદને બેઠી હતી પૂછતા પૂછતા કારણ જણાયુ કે લૉટરી વાળાએ બધા પૈસા લઇને અને ઇનામો જ્યાથી લીધા હતા તેમને પણ પાઈ પરખાવ્યા વિના પલાયન થઇ ગયા હતા, એટલે ફરનીચરવાળાઓ આવીને અમારૂ ફરનીચર પાછુ ઉઠાવી ગયા હતા.

તે દિવસ પછી ચંચળ લૉટરીમા પૈસા ભરવાની સખત સામે છે અને સરકારે તેમજ ગાંધીજીએ એવી રીતે હરામખોરીને, આળસને અને લુચ્ચાઇને ઉત્તેજન નજ આપવુ જોઇએ એમ દઢતાથી પ્રતિપાદન કરવા યત્ન કરે છે

( ૧૨ )

# એક વિચિત્ર કહાણી.

મુબઇના એક ગીચ લત્તામા એક ગરીબ કુટુબ રહેતુ હતુ—એક પુરૂષ, તેની સ્ત્રી અને નાનો પાચ વરસનો પુત્ર

પુરૂષનું નામ ચદ્રહર, સ્ત્રીનુ નામ દીનમણી અને પુત્રનુ નામ વિજય

મુબઇમા ઇન્ફલ્યુએન્ઝાનો ઉપદ્રવ ફાટી નીકળ્યો એક દિવસ સાજે સાતેક વાગે નાના છોકરા વિજયને સખત તાવ ચડી આવ્યો ચદ્રહર અને તેની પત્ની દીનમણી બન્ને ઘણા ગભરાયા દીનમણી પુત્રની પથારીપાસે બેઠી અને ચદ્રહર કોક ડાકટરને ત્યાથી દવાલેવા દોડયો

"હમણા આવુ છુ, ગભરાઈશ નહિ" કહીને ચદ્રહર દોડતો ગયો તે ગયોજ! પાછો આવ્યોજ નહિ!

નાનો પુત્ર આયુષ્ય હતુ એટલે મદવાડમાથી ઉઠયો પતિ આવી આશ્ચર્ય જનક અને ભેદી રીતે અદ્રશ્ય થવાથી દીનમણીએ ઘણુ કલ્પાત કર્યું, પણ આખરે ભાવિ આગળ આપણુ શુ ચાલે' કરીને પોતાના પુત્રને ઉછેરવામા પોતાનુ જીવન વિતાડવા માડયુ

છોકરો મોટો થયો, ભણ્યોગણ્યો અને પરણ્યો પણ ખરો બે ત્રણ વર્ષમા વિજયને પુત્ર પણ થયો

આ વાતને પણ પાચ વર્ષ વીતી ગયા અને વિજયનો પુત્ર સુરેશ પાચ વર્ષનો થયો

મુબઇમા પાછો ઇન્ફલ્યુએન્ઝાનો ઉપદ્રવ ફાટી નીકળ્યો વિજય પોતાની પત્ની માતા અને પુત્ર સાથે એજ જૂના ઘરમા રહેતો હતો

કાઈક વિચિત્ર સજોગોને લઇને, આટલા વર્ષ પછી, જે દિવસે વિજયનો બાપ, ચદ્રહર એકાએક ગુમ થઈ ગયો હતો તેજ દિવસે અને તેટલેજ વાગ્યે સાંઝે નાના સુરેશને સખત તાવ ચડયો સુરેશ-ને પથારીમા સુવાડી દીધો અને પડખે વિજય, તેની મા અને પત્ની બેઠા

તાવ ધગધગતો હતો એટલે વિજયે કહ્યુ "મા, તમે બન્ને જરા સુરેશને સભાળજો, હુ ડાકટરને ત્યાથી દોડતો જઇને દવા લઇ આવુ"

માને અનેક વર્ષ પહેલાનો દુઃખદ પ્રસંગ યાદ આવ્યો, અને તે એકદમ ગળગળી થઇને બોલી ઉઠી, "ના, દિકરા, તને હુ નહિ જવા દઉં તારા બાપ આજથી પચીસ વર્ષ પહેલા આજ દિવસે અને આટલેજ વખતે દવા લેવા ગયા હતા તે પાછાજ નહિ આવ્યા જરૂર પડશે તો હુ કે વહુ જઇશુ."

તાવ ચડતો જતો હતો તે જોઇને વિજયે પાછો આગ્રહ કર્યો પણ માના હૈયાએ કબુલ કર્યું નહિ તે એકની બે થઇ નહિ અને આખરે પોતે અને વહુ એમ બન્નેએ સાથે જવાનો નિશ્ચય કર્યો

એટલામા ભડાક દઇને બારણુ ઉઘડયુ અને એક વૃદ્ધ પુરુષ હાથમા દવાની બાટલી લઇને દાખલ થયો

વૃદ્ધ સીધા પથારી પાસે જઈને નાના બાળકને માથે હાથ મૂકયો સુરેશે આખ ઉઘાડી અને એકદમ કહ્યુ, "ઓહો! દાદા! તમે કયાથી?"

સુરેશે બરાબરજ કહ્યુ હતુ એ પુરુષ તે બીજો કોઇજ નહિ પણ પચીસ વર્ષ પહેલા વિજયને માટે ઇન્ફલ્યુએન્ઝાની દવા લેવા ગયેલ ચદ્રહાસજ હતા!!

દવાનો એક ભાગ આપતાજ સુરેશ સાજો થઇ ગયો -
હરને ખુલાસો પૂછતા વિલબનુ કારણ જણાઇ ગયુ દવા લઇને પાછા આવતી વખતે ચદ્રહાસને ચાલીને આવવા કરતા ટ્રામમા જવાથી ઘેર જલદી પહોચાશે એમ જણાયુ અને તેથી ટ્રામની રાહ જોતો તે બિચારો એક ટ્રામના સ્ટેશને ઉભો રહ્યો હતો!!!

( ૧૩ )

# મારી જીવનકથા

## તત્સંબંધે કેટલાક વિકૃતાપૂર્ણ વિચારતરંગ

અંગ્રેજી માસિકો આપણે વાંચીએ છીએ ત્યારે તેમાં પુસ્તકોના અભિપ્રાય ઉપરથી, જાહેરખબર ઉપરથી, પુસ્તક વેચનારની દુકાનની બારીઓ ઉપરથી આપણને—એ વિષે ધ્યાન આપનારને ખાસ શું જણાય છે ? એટલુંજ કે દરેક મહિને ડઝન બે ડઝન મોટા પુરૂષોના કે મોટી સ્ત્રીઓના જીવનવૃત્તાંતો બહાર પડયા હોય છે. કોઇ વૃત્તાંત અને મોટી વ્યક્તિ મૃત્યુ પામી હોય છે એટલે તેના કોઇ મિત્રે કે વખાણનારાઓ કે શત્રુએ લખેલ હોય છે, અને કોઇ વૃત્તાંત એ મહાન્ વ્યક્તિએ પોતે મૃત્યુ પામે અને પછી કોઇ તેની જીવનકથા લખે એટલું જોવાની ધીરજ નહિ હોવાથી પોતેજ લખી નાખેલ હોય છે

અલબત્ત, આપણા મૃત્યુ પછી કોઈ મનુષ્ય આપણી જીવનકથા લખે તેના કરતાં આપણે પોતેજ આપણું જીવનચરિત્ર લખીએ તો સારૂં એ નિર્વિવાદ વાત છે, કારણ કે કોઇ ગમે તે લખે તો પણ આપણાથી વાંધો કાઢી શકાય નહિ એવી સ્થિતિમાં આપણે તે વખતે હોઇએ છીએ હાલમાં જગમાં સર્વ નામાંકિત સ્ત્રી પુરૂષો પોતાના જીવનચરિત્ર પોતે લખે છે કે બીજા પાસે લખાવે છે, અને તેમ કરીને પોતાની કીર્ત્તિ વધારે છે એટલુંજ નહિ પણ બહુ સારો જેવો પૈસો સંપાદન કરી લે છે એટલે જીવનચરિત્રોની આવશ્યકતા વિષે તો બે મત હોઇ શકે જ નહિ

પણ આટલે સુધી આપણે આ ચર્ચામાં આગળ વધ્યા એટલે જ ખરી મુશ્કેલી ઉભી થાય છે. ધારો કે કોઇ યુરોપ કે અમેરિકામાંથી મોટી પુસ્તક પ્રસિદ્ધ કરનાર પેઢી આપણા જીવનચરિત્રને માટે માગણી કરે અને તે પણ તાર દ્વારા કરે અને બદલામાં બહુ મોટી રકમ આપવાની ઇચ્છા દેખાડે તો આપણે શું કરવું ? આપણી જીવનકથામાં આપણે શું લખવું ?

જીવનવૃત્તાંત બાજુએ રાખીએ અને ધારો કે મારો કોઇ ઈંટરવ્યુંજ લેવા આવ્યું ! મારી જીંદગીમાં બનેલા ખાસ મહત્ત્વના

પ્રસંગો વિષે તે મને પૂછે તો મારે શો જવાબ દેવો ? મે એ વિષે ઘણો વિચાર કરી જોયો છે પણ એવો એક પણ પ્રસંગ યાદ આવતો નથી હા એક વખત આશરે બાર વર્ષ પહેલા એક લગ્નસરામા આશરે દોઢ મહિનો લાગલાગટ અમારી ન્યાતમા ન્યાતો જમી હતી અને તેટલો વખત અમારે ત્યા ચુલો સળગ્યો જ નહતો એ પ્રસગ અસાધારણ કહેવાય ખરો—પણ—પણ હાલના ફેશનબદ્ધ જમાનામા એ પ્રસગ બીજા બધાને આનદ આપે કે નહિ પણ આપે તો પછી એવા ?ટરવ્યુ'મા મારે શુ કહેવુ ?

કહેવાની ઇચ્છા થાય તો આમ કહી શકુ —

હુ ફલાણી સાલમા જન્મ્યો.

હુ ફલાણી સાલમા નિશાળે બેઠો

હુ ફલાણી સાલમા નિશાળેથી ઉઠયો અને નોકરીમા જોડાયો

હુ ફલાણી સાલમા પરણ્યો અને પછી—

પછી તો બીજુ શુ લખાય ? ફલાણી સાલમા હુ એક છોકરાનો બાપ થયો, ફલાણી સાલમા હુ બીજા છોકરાનો બાપ થયો એમ કરતા કરતા પાચની સખ્યા આવે ત્યારે અટકવુ પછી જરૂર પડે તો હુ દાદો ક્યારે થયો તે ગણાવવુ બસ ખેલ ખલાસ ! માર્ગેટ એસકીથ, માજી કૈઝર, હીડનબર્ગ અને વીન્સ્ટન ચર્ચીલના વૃત્તાતો ક્યા અને મારી જીવનકથાની આ સરલ કહાણી ક્યા ?

યુરોપ અને અમેરિકાના સુપ્રસિદ્ધ માણસોના અને તેમા પણ લેખકોના જીવન આપણા જીવન જેવા નિરસ, શાત અને તોફાન વિનાના હોતા નથી એટલે આપણી જીવનકથા કરતા એમની જીવનકથા લખવી બહુ સહેલી થઇ પડે છે (આ જાતનો દૈવેતો લાભ પશ્ચિમના લેખકો લઇ જાય છે છતા તેની સામા કેમ આપણા અમલદારીઓ કે લીબરલો કાઇ પગલા લેતા નથી ?) ત્યાના ઘણાય પ્રસિદ્ધ લેખકોએ પોતાના પુસ્તકો કારાગૃહમાથી લખ્યા હતા એમ મને યાદ છે અલબત્ત, ઘેર બેસીને પુસ્તકો લખીએ તેના કરતા જેલમા બેસીને પુસ્તકો લખીએ તો સારા લખાય કે નહિ એ પ્રશ્ન વિવાદગ્રસ્ત છે દાખલા તરીકે સ્વ લોકમાન્ય તિલક જેલમા ગયા તોજ એમનાથી 'ગીતા રહસ્ય' લખાયુ અને જો એ ઘેર રહ્યા રહ્યા લખત તો એમનાથી લખાત જ નહી એમ ધારવુ મને તો હાસ્યાસ્પદ લાગે છે, છતા પ્રજા એમ ધારે છે એટલે લાચાર'

ત્યાના એક બીજા લેખકની કથા હુ જાણુ છુ તે દશ વર્ષનો હતો ત્યારે ઘરમાથી નાસી છૂટયો અને સાત વખત દુનીઆની પ્રદક્ષિણા કરી આવ્યો પછી આફ્રિકામા હીરા શોધવા ગયો ત્યાથી દક્ષિણ અમેરીકામા સોનુ શોધવા પાછળ મડયો, ત્યાથી ચીનના બળવામા ભાગ લેવા ઉપડયો પછી ડાકટરનુ શીખવા લાગ્યો અને પછી–બસ, બધુ છોડી દઈને નીરાતે એણે નવલકથા ઉપર નવલકથા લખવા માડી–તે આશરે પોણુસો–સો નવલકથા લખી નાખી !

આ તે જીવન ! મારા જીવનમા આના લક્ષાશ ભાગ જેટલો પણ મહત્વનો પ્રસગ બન્યો નથી

એક બીજુ દષ્ટાત લ્યો ઇંગ્લાડના પ્રસિદ્ધ લેખક થેકરેને જ્યારે સારો વિચાર સ્ફુરી આવતો ત્યારે બીછાના ઉપરથી ઉઠીને તે ઓરડામા ગોળ ગોળ દોડતો અને મોટેથી ઘાટા પાડતો ફ્રાસનો અમર લેખક બેલઝાક રસ્તામા ઉઘાડે માથે, ફક્ત સ્લીપર પાયજામા અને ડ્રેસિંગ ગાઉન પહેરીને ફરતો અમેરિકામા હાસ્યરસનો પ્રખ્યાત લેખક માર્કટ્વેન બીછાનામા સુતો સુતોજ પોતાની વાર્તાઓ લખાવતો આપણા સુપ્રસિદ્ધ સાક્ષરો, કવિઓ અને લેખકોમાથી કેટલાકને આવી ટેવો છે ? કેટલાકને આવી ટેવ પાડવી પરવડે ? મને તો આવી ટેવ છે પણ નહિ અને પાડવી પરવડે પણ નહિ એવી મારી ખાત્રી છે હજી ઓરડામા ગોળ ગોળ દોડવાનુ તો કદાચ બને, પણ બીછાનામા કયો કાકો આપણને આખો વખત સુઇ રહેવા દે તેમ હતુ અને સુઇને ભુખે મરવાનો પણ એક વખત નિશ્ચય કરીએ તો આપણી વાતો ઉતારવા કોણ નવરૂ બેઠી રહ્યું તુ !

વધુ તપાસીએ આપણા મૃત્યુ પછી આપણી જીવનકથા લખવાનો આરભ કોઇ કીર્તિભૂખ્યો લેખક આપણો મિત્ર હોવાનો દાવો કરીને કરે તો તેને આપણી બાલ્યાવસ્થા ચીતરવા અનેક સાધનની જરુર પડે એ સ્વાભાવિક છે; પણ તદ્દન શાત જીવન ગાળનાર આપણા ગુજરાતીઓના બાલ્યકાલના જીવનમાથી એ લખનારને શુ જડે ? મારોજ દાખલો લ્યો હુ જ્યારે નાનો હતો ત્યારે મે ડાયરી લખવા માડેલી, એ ડાયરી મારી કને હજુ મોજુદ છે હાલ મે એ વાચી જોઇ તો એમા નીચે પ્રમાણે લખેલ હતું —

જાન્યુઆરી, ૧ લી આજથી મારે ડાયરી લખવી એવો નિશ્ચય કર્યો છે મારી અને મારા દોસ્તોની જીદગીમા કાઇ પણ

અસાધારણ બનાવ બને તો મારે લખી લેવું એથી અમારા બધાની જીંદગીનો સંપૂર્ણ અહેવાલ મારી પાસે રહેશે, અને અમે બધા નામાંકિત થઇશું ત્યારે આ ડાયરી અમારી આગલી કારકીર્દિ સબંધે ઘણો સારો પ્રકાશ પાડી શકાશે

આજે ઠંડી હતી બીજું કાંઇ ખાસ જાણવાજોગ નથી

જાન્યુ૦ ૨ જી ઠંડી પડે છે ખાસ જાણવાજોગ કાંઈ નથી

જાન્યુ૦ ૩ જી, ટાઢ વાય છે અસાધારણ બનાવ કાંઈ બન્યો નથી

જાન્યુ૦ ૪ થી પેટમાં દુખે છે

જાન્યુ૦ ૭ મી ટાઢ સખત પડે છે કનકવા ચગાવતાં હાથની આંગળી કપાઇ છે

જાન્યુ૦ ૯ મી ખાસ કાંઇ નથી

આ પછી ડાયરી કોરી જ છે છેક ડીસેમ્બરની ૧૩ મીએ નીચે પ્રમાણે લખેલું છે

ઘણે દિવસે ડાયરી પાછી શરૂ કરૂં છું જ—ના વિવાહ કુ—સાથે થયા છે જ—પાર્ટી આપવાની ના પાડે છે મા—પરીક્ષામાં પાસ થયો છે હું, જ—, દુ—, અને હો—બાગમાં ફરવા ગયા હતા

આ ડાયરી મારા બાલ્યકાલની સાક્ષી રૂપ છે આમાથી મારી જીવનકથા લખનારને લખવાનું શું જડશે ? હવે મને ઘણો પસ્તાવો થાય છે કે આથી વધુ વિગતવાળી ડાયરી રાખી હોત તો ઠીક, પણ હવે તે શા કામનું ’

બીજું યુરોપ અને અમેરિકાની જે જે વ્યક્તિઓની જીવનકથા લખાઇ છે, તે તે વ્યક્તિઓ મોટામાં મોટા માણસો સાથે ગાઢ પરિચયમાં આવી હોય છે દાખલા તરીકે, માર્ગરેટ એસ્કવીથની જીવનકથા આપણે વાંચીએ તો ત્યાંના સુપ્રસિદ્ધ નરનારીઓના નામ આપણે સહેલાઇથી જાણી શકીએ છીએ આજે તો એ પોતે લોર્ડ મોરલી જોડે ફરવા ગઇ, તો આજે એ બાલફર જોડે ગપ્પાં મારવા બેઠી. કાલે વિલ્સનની એણે મશ્કરી કરી તો પરમ દિવસે એણે કીચનર જોડે વાદવિવાદ કર્યો

હું તો આવડો મોટો થયો પણ કોઈ પણ સુપ્રસિદ્ધ માણસે મારી જોડે ગપ્પાં માર્યાં હોય કે મારી જોડે ચાહ પીધી હોય કે મારી જોડે મશ્કરીઠઠ્ઠા કર્યા હોય એવું મને સાભરતું નથી માજી કૈઝરે મને એક પણ કાગળ લખ્યો નથી—લખ્યો હોય તો મને મળ્યો નથી રવીન્દ્રનાથ ઠાકુરે મારી સામા પણ જોયું નથી. લોઇડ જ્યોર્જની મે મશ્કરી કરેલી પણ તે તેની હાજરીમાં તો નહિં જ એથી ઉલટું, નામાંકિત સ્ત્રીપુરૂષો મારાથી નાસતા જ ફરતા હોય એમ

લાગે છે બાકી મે જાણી જોઇને એવા માણસો સાથે ઓળખાણ કરવાની ના પાડી હોય એવુ મને સાભરતુ નથી

તે ઉપરાત મારા કુતરાએ કોઇ દિવસ લુટારાઓના હાથમાથી મને બચાવ્યો નથી મારા પોપટે મને કોઈ દિવસ ઝેર પીતા અટકાવ્યો હોય એવુ મને યાદ નથી મારા કોઇ મિત્રે વિશ્વાસઘાત કરીને મારી બધી દોલત પચાવી પાડી હોય એમ પણ મારા સ્મરણમા નથી, તેમ મે પણ બહાદુરીથી રસ્તાઉપર કે કોઇ ઠેકાણે આગ લાગી હોય તે વખતે કોઇનો જાન બચાવ્યો હોય એવુ બન્યુ નથી

અલબત્ત, આમા હુ કોઇની ફરીયાદ કરવા માગતો નથી હુ સમજુ છુ કે એમા મારા નસીબનો જ દોષ છે બાકી, દશ વર્ષની ઉમ્મરે નાશી જતા અને પછી સાત વખત દુનીઆની પ્રદક્ષિણા કરતા મને કોણ અટકાવતુ હતુ ! કોઈનુ ગજવુ ફાડયુ હોત તો અથવા તો હમણાની અસહકારી હિલચાલમા જોડાઇને મે સત્યાગ્રહ આદર્યો હોત તો જેલ–મહેલનિવાસી હુ સહેલાઇથી થઈ શકત અને પછી જો મે ધાર્યુ હોત તો ત્યા બેઠે બેઠે એકાદ ઉત્તમ પુસ્તક પણ હુ લખી નાખત

પણ 'કરત,' 'થાત' એવુ એવુ આપણને શા કામનુ ? આપણા ગુજરાતીઓના જીવનવૃત્તાતો લખવામા આવા પ્રસગોનો અભાવ એ જ મુશ્કેલી નડે આપણને નડે છે, અને તેને લઇને જ આપણે ત્યાં પ્રસિદ્ધ થતી જીવનકથાઓમા માત્ર તે માણસ ક્યારે જન્મ્યો, ક્યારે પરણ્યો અને ક્યારે મરી ગયો તેટલુ જ આવે છે આ સ્થિતિ દૂર થાય એવુ કોણ સૂચવે ? આપણા મહાન્ સાક્ષરો, લેખકો વગેરે વગેરેની જીવનકથા રસથી લસબસતી, અનેક વિવિધતાભર્યા પ્રસગો-થી ઉભરાતી, દુનીઆની શ્રેષ્ઠ વ્યક્તિઓની સાથે ઘોલધપ્પા કરનાર જીવનકથા ટુચકાથી છલકાતી કેવી રીતે બને ?

બાકી તો બોસવેલે જોનસનની જીવનકથા લખી, મોરલીએ ગ્લેડસ્ટનની લખી એવુ એવુ બોલીને જ આપણે સતોષ લેવો પડશે.

આપણા મોટા મોટા સાક્ષરો, લેખકો, કવિઓ, નિબધકારો વગેરે સર્વએ જેમને પોતે પોતાની જીવનકથા લખવાનો વિચાર હોય અથવા તો જેમને પોતાના મૃત્યુ પછી કોઇ બીજા પાસે લખાવવાની ઇચ્છા હોય તેમનો માર્ગ મારી વિપત્તિઓમાથી કેટલીક જાણ્યાથી સરલ થશે તો મારી મહેનત વૃથા નથી ગઇ એટલુ માનીશ

કહેવાનુ તો હજી ઘણુ છે પણ હાલ તો આટલુ જ

( ૧૪ )

# જાત મહેનત.

"જાત મહેનત"–' **Self–Help**" એ નામનું પુસ્તક ડૉ૦ સ્માઇલ્સે લખેલું એ વાત સુપ્રસિદ્ધ છે એનું ભાષાન્તર ગુજરાતી ભાષામાં પણ થયું છે, અને લગભગ બીજી સર્વ ભાષામાં પણ થઇ ગયું છે એ પુસ્તક પ્રસિદ્ધ થયા પહેલાં વખતે 'જાત મહેનત" થી થતા ફાયદા મનુષ્યોના ધ્યાનમાં પૂરેપૂરા નહીં ઠસેલા હોય એ બનવા જોગ છે પરન્તુ જ્યારથી એ પુસ્તક પ્રસિદ્ધ થયું અને કેળવણી ખાતાવાળાઓએ એ પુસ્તકને ઇનામ તરીકે અપાતા પુસ્તકોના લીસ્ટમાં સૌથી અગ્રસ્થાને મડયું અને પરિણામે હજારો વિદ્યાર્થીના અણગમાને પાત્ર થયું ત્યારથી તો એ ગુણથી થતા ફાયદા એટલા જગજાહેર થઈ ગયા છે કે ન્હાનામાં ન્હાનું બાળક પણ એ ગુણની સ્હામાં પોતાનો ધિક્કાર બતાવતા ખચાય છે આવી જાતના ગુણમાં કાંઇપણ વાંધા જેવું હોય છે એમ કહેવાનો મ્હારો આશય નથી, પણ મારે એટલું તો કહેવુંજ જોઇએ કે કેટલીકવાર આવા ગુણોને જોઇએ તે કરતા વધુ ઉત્તેજન અપાય છે અને એથી અનેકવાર પરિણામ બહુ બુરૂ આવે છે દાખલા તરીકે–'સાચું બોલવું' એ ગુણ બહુ ઉત્તમ છે એમાં કશો શક નથી, પરન્તુ એ ગુણ પણ કવખતે અને કજગ્યાએ વાપર્યાથી વિપરીત પરિણામ આવેલા જાણીતા છે બાલ્યાવસ્થામાં કોઇ દિવસ, ભૂખ લાગ્યાથી ઘરમાં મોટાઓની ગેરહાજરીનો લાભ લઈને આપણે મુરબ્બાની બરણી ઉઘાડીને અંદરથી થોડોક હાથ મારીએ અને પાછળથી ઢાંકણું દેતા કમનસીબે થોડોક ઢોળીએ પાછળથી ઘરમાં બધા માણસ આવે અને આસપાસ નજર કરતા ઢોળાએલો મુરબ્બો જોઇને સર્વાનુમતે એમજ ઠરાવ થાય કે એ કામ 'હરામખોર બીલાડી' નુંજ હોવું જોઇએ, તે વખતે આપણે સત્યવાદી હરિશ્ચન્દ્ર અને મહારાજા યુધિષ્ઠિરના દ્રષ્ટાન્તોનો વિચાર કરીએ અને સાચું કહી દઇએ તો પરિણામે રાજપાટ મળવાને બદલે મોટાઓ તરફથી માર અને જે લોકો મારી નહિ શકે તેવી સ્થિતિમાં હોય તેવા સમોવડીયા તરફથી

ઉપહાસજ મળે છે મોટપણે, પત્નીની ગેરહાજરીમા પાચ છ ચલાણા, ત્રણ ચાર ચીમનીઓ અને એકાદ કાચની બરણી આપણી ગફલતીને લીધે ઉંચી અભરાઈ ઉપરથી આપણે નીચે પાડીએ અને દરેકના ઓછામા ઓછા પદરથી વીસ સુધી કકડા કરીએ, પાછળથી પત્ની ઘરમા આવતા પ્રથમ ચાકરોને મખનમા મખત ઉધડા લે અને તે લોકો સોગન ઉપર એમ કહે કે હમે નથી ફોડયા એટલે બિલાડીઓ આ બગલામા પુષ્કળ વધી ગઈ છે પણ તેમ છતા તમે બીલકુલ ધ્યાન આપતા નથી. [જાણે આપણે ધ્યાન આપીએ એટલે બિલાડીઓ નાશ પામતી હોય ને !] એવા બે ત્રણ વાકયો આપણને સભળાવે તે વખતે શાન્ત ચિત્તે આ બધુ સાભળવાનુ અને પછી "રણછોડ, આ કાચના કકડા જરા સાવચેતીથી બ્હાર નાખી આવજે—નહિ તો છ મહિનાનો ખાટલો થશે" એ પ્રમાણે ગભીર વદને બોલવાનુ મુકી દઈને સત્યપ્રેમી વૉશીંગટનનું અનુકરણ કરવાની અને સર્વ રમણિઓમા શ્રેષ્ઠ એવી આપણી ગૃહલક્ષ્મી પત્નીને સત્ય હકીકતથી વાકેફ કરવાની ભયકર ભૂલ કરીએ તો શા શા પરિણામ આવે તે પરણેલા અને અનુભવી વાચનારાઓને કહેવુ પડે તેમ નથી ! તેમ છતા કોઇ કોઇ વાર આપણે આ ગુણને અમલમા મૂકવાની ધૃષ્ટતા કરીએ છીએ અને અતે "હાથના કર્યા હૈયે વાગે" એ ન્યાયે દુખ મહન કરીએ છીએ હુ આ ગુણ ઉપર બહુ મોહી પડતો નથી અને બને ત્યાસુધી અન્યદ્વારા કાર્ય થતુ હોય તો જાતે કરવાની ઇચ્છા રાખતો નથી પણ કમનસીબ એક વખત મે જાતમહેનતથી એક કામ પાર પાડવાનુ માથે લીધુ પરિણામ અહી કહું છુ

રવિવાર હતો, સાજનો સમય હતો, હુ તરતનો ચ્હા પીને ઇઝીચેર ઉપર પડયો હતો મનમાથી કવ્વાલીની તર્જની ધુન ચલાવતો પણ બ્હારથી એક મોટા દળદાર અગ્રેજી માસિકમા મશગુલ હોવાનો ડોળ ધારણ કરીને બારીમાથી બ્હાર જોતો બેઠો હતો સરલા પોતાની સ્મરણશક્તિ ઉપર આધાર રાખીને છેલ્લા સાત દિવસનો સામટો હિસાબ લખવાનો ભગીરથ પ્રયાસ કરી રહી હતી. અચાનક સરલા બોલી ઉઠી—"જોયુ કે ? પણે પેલા બે માણસો એક મોટી નીસરણી લઇને જાય છે !"

"તુ પણ ઠીક છે ! બે માણસો હાથીને ઉચકીને જતા હોય કે ઊંટને બગલમા ઘાલીને જતા હોય તો જોવા જેવુ ખરૂં, પણ નીસરણી ઉચકીને જતા હોય તેમા શુ જોવાનુ તે મારાથી સમજાતુ નથી " મે ઉત્તર વાળ્યો

"તમારે ગમે તે વખતે વિટ અને લુમગજ કરવા હોય તો જુદી વાત છે, બાકી તમે હમણા કહેતા હતા કે છાપરાનુ એક નળીયુ ભાગી ગયુ છે તે મારે નીસરણી મળે તો બરાબર ગોઠવી આવવુ છે તેથી હુ તો કહુ છુ તમારે એટલા કામને માટે પણ ચાલવા વાળાને બોલાવીને બે ત્રણ રૂપિયા ખર્ચવા હોય તો મારે ના નથી "

હિસાબ મળતો નહતો એટલે આ બ્હાનુ મળતા પોતાની ચ્હીડ કહાડતા સરલા બોલી

"ઓ–હો, એમ કહેને ! હુ એ વાત તો છેક ભૂલીજ ગયો હતો એટલી જાત મહેનત આપણાથી ન થાય તો આપણે માણસ શા કામના ?" આટલુ બોલીને તરત ઉઠીને મે માણસોને બોલાવ્યા.

માણસો આવ્યા એટલે મે એમની નીસરણી એ લોકો પા કલાકને માટે જો વાપરવા આપે તો ચાર આના મળે એવી ગોઠવણ કરી એ લોકોએ એ ગોઠવણ કબુલ રાખી અને હુ એ નીસરણી વાપરૂ એટલો વખત હમે આમતેમ ફરી આવીએ એમ કહીને એ લોકો છાપરાને નીસરણી અઢેલાવીને ચાર આના લઈને આમતેમ લટાર મારવા ચાલ્યા ગયા

મે તેજ વખતે તેજ લોકોને એ કામ કરવાનુ કહ્યુ હોત તો પાચ મીનીટમા કામ પતી જાત પણ તેમ મે કર્યું નહિ વખત છે ને વરસાદ પડે તો હરકત ન આવે એમ ધારીને ઓવરકોટ પહેરી લઈને હુ સડસડાટ નીસરણી ઉપર ચ્હડી ગયો સરલા હિસાબ સાથે ટક્કર ઝીલવા અદર ગઇ.

મને ધાર્યા કરતા ઉપર વધુ વિલમ્બ થયો. નીચે પેલા બે માણસો પા કલાક પછી આવ્યા અને ત્યા કોઇને દીઠુ નહિ એટલે કામ પુરૂ થઇ રહ્યુ હશે એમ ધારીને અને પૈસા આગળથી લીધા હતા એટલે નીસરણી લઇને ચાલતા થયા

હુ મારૂં કામ પુરૂ કરી રહ્યો. અધારૂ લગભગ થઇ જવા આવ્યુ હતુ મે છાપરા ઉપર ઉભા થઇને જોયુ, નીસરણી ત્યા નહતી !

મે ભુમો પાડવા માંડી એટલે સરલા અને ચાકરડી દોડી આવ્યા “ અરે ! અહિં નીસરણી તો છે નહિ ! કયા ગઈ ? ” સરલા બોલી ઉઠી

“ કયા ગઇ તે તમે બધા જાણો કે હું ? એ નીસરણીને મારા ગજવામા સંતાડીને તો હુ ત્હમને અહિં ઉભો ઉભો બોલાવતો નહિ હોઉંને ! ” મે ઉત્તર દીધો

“ પણ ત્યારે તો પેલા બે માણુસો નીસરણી લઇને ચાલ્યા ગયા હશે, હવે તમે ઉતરશો શી રીતે ? જા અલી, વ્હેલી દોડ, હજી બહુ આઘે નહિ ગયા હોય. ” સરલાએ પેલી ચાકરડીને માણુસોની શોધમા દોડાવતા કહ્યુ

‘ તમે કોઇએ નજર પણુ ન રાખી—એ લોકોને લઇ શા માટે જવા દીધી ? ” નીસરણી પાછી મેળવતા વાર લાગશે તો મારે ઉપરજ હવા ખાવી પડશે એ વિચાર આવતા મે કહ્યુ

સરલાએ પોતાની ભૂલથી શરમાઇને ઉત્તર નહિ દીધો હુ છાપરા ઉપરથી પેલા બે માણસોને જોવાનો મિથ્યા પ્રયાસ કરવા લાગ્યો

પા એક કલાક થયો માણુસો પણ જણાયા નહિ અને ચાકરડી પણુ દેખાઇ નહિ એટલે મે અને સરલાએ માળીને કોઇને ત્યાથી ઉચી નીસરણી મળે તો લઇ આવવા મોકલ્યો વળી પાએક કલાક થયો અને માળી પણુ અદૃશ્ય થઇ ગયો એટલે આખરે સરલા પણુ નીસરણીની શોધમા—નીસરણી નહિ મળે તો આખી રાત છાપરા ઉપર પસાર કરી શકાશે કે નહિ એ વિશે વિચાર કરતા કરતા બહુ ઉશ્કેરાયલી સ્થિતિમા “ હમણા આવુ છુ ” એમ કહીને ચાલી ગઇ દરવાજામાથી એ બ્હાર નીકળતી હતી એટલામા રસ્તે જનાર એક માણુસની નજર છાપરા ઉપર ગઇ—અંધારામા કાળો ડગલો પહેરીને છાપરા ઉપર લપાઇને બેઠેલા પુરૂષ ઉપર પડી હમણા હમણા પરગજુપણુ માણુસોમા ઘણુંજ ઉભરાઇ જાય છે તેથી ત્હેણે પણુ ઉભા રહીને, ત્વરાથી જતી સરલાને કહ્યુ, “ દેખો બાઇ ઓ તુમેરા છાપરા ઉપર કોઇ બેઠેલા હે ” આ વાકયનો કાંઇપણુ ઉત્તર આપવાને બદલે સરલા ઉતાવળે પગલે બ્હાર ચાલી ગઇ એથી પેલા માણુસને શક ઉત્પન્ન થયો હતો તે મજબુત થયો અને બીજુ કાંઇ ખાસ કામ હાથ ઉપર હશે નહી એટલે ઉભો રહ્યો

બન્યુ એવુ કે તેજ વખતે મને એમ લાગ્યુ કે અધારામા છેક કારણ આગળ આવીને બેસવુ એ ઠીક નહિ તેથી હુ ઉઠીને મોભ ભણી જવા લાગ્યો આથી પેલા માણુસની ખાત્રીજ થઇ ગઇ હશે કે છાપરા ઉપર કોક ચોર છે અને તેથીજ ઘરવાળી બાઇ પોલિસને બોલાવવા ગઇ છે આથી તેણે રસ્તે જતા એક બીજા માણુસને ઉભા રાખીને તેને બધી હકીકત કહી આ ઉપરથી બન્ને માણુસો નીચા વળીને જોવા લાગ્યા અને આવી રીતે બે માણુસો નીચા વળીને જુએ પછી આસપાસના જતા આવતાં લોક ત્યાથી જઇજ શી રીતે શકે ? થોડીવારમા માણુસો વધી ગયા ધીમે ધીમે અટકચાળા છોકરાઓએ પણ ત્યા હાજરી આપવા માંડી એટલે કોલાહલ પણ શરૂ થઇ ગયો મને આ વાતની કાંઈ ખબર નહિં એટલે મે ખુલાસો આપવાની પણ તસ્દી લીધી નહિં ટોળામા મુખ્ય બે મત થઈ ગયા અગ્ધાનો મત એવો હતો કે છાપરા ઉપર કોઈ સો સો ખૂન કરીને ઉત્તર હિન્દુસ્તાનમાથી ન્હાસી આવેલો ચોર-લુટારો ભરાઇ બેઠો છે અને ઘરવાળા પોલિસને બોલાવવા ગયા છે અને બાકીનાનો એમ મત થયો કે ઘરમા આગ લાગી છે અને ઘરમા માણુસ કોઇ નથી આથી આ માન્યતાને માનનારા લોકો બબાવાળાને બોલાવવા દોડયા અને ચોર છે એવી ખાત્રી રાખનારા મનુષ્યો પોલિસને બોલાવવા ગયા આ બધુ એટલી ત્વરાથી બની ગયુ કે કોઈની કલ્પનામા પણ નહિ આવી શકે કે આપણા માણુસોમા આટલો બધો ઉત્સાહ, ભલુ કરવાની આટલી બધી તીવ્રેચ્છા અને પરસ્પરને સહાય આપવાની આટલી બધી ઉત્કઠા હશે લોકોનો ઘોઘાટ ઘણો વધી ગયો એટલે પછી હુ કાંઈ ખુલાસો કરવા માગત તો પણ સભળાતજ નહિં એટલે હુ મુગો રહ્યો મે નીચે નીસરણી આવી છે કે નહિ એ જોવાનો વચમા યત્ન કર્યો એટલે તો એક માણુસે પોતે ચોરને ન્હાસતો અટકાવે છે એવા ખોટા ખ્યાલથી એક મોટો પત્થર ફેકયો પત્થર મારા શરીરથી બે ઇચ છેટે થઈને ચાલ્યો ગયો ત્યારેજ મને આ બનાવનુ ખરૂ સ્વરૂપ સ્હમજાયુ અને તેથી વાત વધી જાય નહિ એટલા માટે મે કાંઇક ખુલાસો કરવાનો યત્ન કર્યો પણ વૃથા ! એકે પત્થર ફેકયો એટલે અનુકરણ કરનારા ઘણા મળી આવ્યા લોકો નીચે ઉભા ઉભા પણ ગાઢ અંધારામા મને

આટી શકે કે કેમ એ પ્રશ્ન મ્હને બહુ મહત્ત્વનો ના લાગ્યો એટલે એ ઉત્સાહી મનુષ્યોના હૃદયમા નિરાશા ઉત્પન્ન કરાવતો હુ છાપરાની બીજી બાજુએ ભરાવાનો યત્ન કરવા લાગ્યો આથી પત્થરોનો મારો ત્રણ ચાર ગણો વધી ગયો એક નળીયુ સ્હામુ કરનાર માણસની નજરે અનેક નળીયાના ભુક્કા થતા જણાયા જર્મન તોપના મારાની અસર ખાઈમા ભરાઇ બેઠેલા સિપાહી બચ્ચાને કેવીક થતી હશે તેનો કાઇક અશે મને ખ્યાલ આવવા માડ્યો. એટલામા સિપાઇ એક હાથમા શાકની ઝોળી અને બીજા હાથમા મ્હોટો ડંડુકો લઇને આવી પહોચ્યો બધાને પુછીને તેણે પ્રથમ ખાત્રી કરી લીધી કે ચોરની પાસે હથીયાર છે કે નહિ પરન્તુ તે ઉપરથી તેને કાઇ નક્કિ જણાયુ નહિ, તેમ છતા તેણે હિંમતથી મને નીચે ઉતરવાનો હુકમ કર્યો ઘોઘાટમા મારો ઉત્તર તેને સભળાયો નહિ એટલે ત્હેણે એમજ માની લીધુ કે હુ ઉતરવાની નાજ પાડુ છુ, આથી તે પણ ઉશ્કેરાઇ ગયો લોકો થોડા મને ઉત્તેજન આપવા લાગ્યા અને થોડા પોલિસને ઉત્તેજન આપવા લાગ્યા 'જરાબર અધારૂ થાય એટલે ગમે ત્યા ઉતરી પડજે તો પોલિસ દાદા તને શુ કરવાના હતા ?" "પોલિસ દાદા તારાથી બ્હીએ છે'" "સિપાઇ દાદા, ગભરાના મત, ઉસ્કુ મત જાને દો!" "ઉસ્કુ શાકકી ઝોલીમેજ ઠાર કરદો!" વિગેરે વાકયો ઘોઘાટમા મારે કાને પડવા લાગ્યા હું બ્હાવરો બનીને મરઘા, ચાકરડી અને માળી કયા ચાલ્યા ગયા એ વિશે વિચાર કરવા લાગ્યો નીચે તોફાન વધતુ જતુ હતુ અને રંગ પણ બદલાતો જતો હતો થોડીવારમા બંબો પણ આવી પહોચ્યો અને કોઇનુ પણ સાભળ્યા વિના બંબાવાળાએ છાપરાને પાણીથી પલાળવા માડ્યુ બંબાપક્ષના મનુષ્યો "જલદીથી છાંટો, એકદમ છાંટો" વિગેરે વાકયોથી બંબાવાળાને ઉશ્કેરવા લાગ્યા તસ્કર પક્ષના લોકો "કયા, બેવકુફ હય, દેખતા નહિ હય કે ઇદર ચોર હય! આગ કીદર લગી હય ?" વિગેરે વાકયોથી બંબા પક્ષનો ઉત્સાહ મન્દ કરી નાખવા લાગ્યા. એટલામા એક અટકચાળાએ સુંઢને આચકો માર્યો, છાપરા ઉપર તાકેલી સુંઢ પોલિસના શરીર મ્હામે તકાઇ ગઇ. એક ક્ષણમા સિપાઈ જમીનને ભેટી પડયો અને દસ પંદર બીજા મનુષ્યો પણ આ સુંઢના ઝપાટામા આવી ગયા સિપાઇ

અને આ માણુસો બહુજ બિભત્સ ગાલીપ્રદાન બોલતા બોલતા શત્રુને મ્હાત કરવાના ઇરાદાથી બબાવાળાના શરીર ઉપર ધસી આવ્યા. બબાવાળો અને તેના અનુયાયીઓ યુદ્ધને છોડીને, આગળ ધસતા શત્રુઓને યોગ્ય સન્માન આપવા તૈયાર થઈ ગયા થોડી-વારમા ઉભય પક્ષનો ભેટો થયો. યુરોપની જાદવાસ્થળીનુ કોઇ નાટક કંપનીએ અનુકરણુ કર્યું હોય તેવો દેખાવ ત્યા થઈ રહ્યો ત્રણુ ચાર મશ્કરાઓએ આ તકનો લાભ લઇને યુદ્ધનો કબજો લઇ લીધો અને તપેલા મગજના મનુષ્યોને શાન્ત કરવાના ઉદાર ઇરાદાથી યુદ્ધમા ઉતરેલા સર્વ મનુષ્યોને જળથી સ્નાન કરાવવા લાગ્યા હું મ્હારો ભય ભૂલી ગયો અને મ્હારો ઘાંટો બિલકુલ નહિ સભળાતો હશે તેમ છતા ઉભય પક્ષને ઉશ્કેરવાને મ્હોટા ઘાટા પાડવા લાગ્યો. સ્હામા સ્હામા પત્થરોનો વરસાદ પાણીનો છંટકાવ અને બિભત્સ ગાલી પ્રદાનની રસરેલથી વાતાવરણુ ગોયા ઉભરાઇ ગયુ. આ પ્રમાણે યુધ્ધ નહિં ચાલ્યુ હોત અને સર્વાનુમતે કામ થયુ હોત તો મ્હારી શી સ્થિતિ થાત એ વિશે હવે તરેહવાર અટકળો કરવી એ મિથ્યા કાળ ગૂમાવવા સરખુ છે. મ્હારે સારે નસીબે આ જાદવાસ્થળી જામી અને લોકો મ્હારૂ અસ્તિત્વજ ભૂલી ગયા સરલા, માળી અને ચાકરડી જૂદી જૂદી ત્રણુ નીસરણીઓ લઈ આવ્યા અને મ્હે પણુ ભાગી ગયેલા બીજા નળીયા ગોઠવવાના વિચારને જન્મ આપ્યા પહેલાજ નીચે ઉતરવાનુ પસદ કર્યું એકદમ નીચે ઉતરી આવીને ત્રણે નીસરણી પાછી મોકલાવી દીધી. મૌનના ફાયદા આવી વખતે સ્હમજાવવા પડે તેમ નથી હોતા એટલે ખરી સ્થિતિ વિષે મૌનને ધારણુ કરીને મ્હે ઓવર કોટ કહાડીને યુદ્ધમાં ભાગ લીધો અને મહા મહેનતે બબાવાળાને અને પોલિસને અને ત્હેમના પક્ષકારોને છૂટા પાડયા. શા કારણુથી આ લહડાઇ ઉદ્‌ભવી એ કોઇનેજ યાદ રહ્યુ નહતું એટલે કોઇનેજ ફરિયાદ કરવાનુ કારણુ રહ્યુ નહતું. મ્હેં જેટલા બને તેટલા માણુસોને—કોઇને હિન્દુસ્તાનીમા તો કોઇને મરાઠીમા તો કોઇને ગુજરાતીમાં તો કોઇને અંગ્રેજીમા અને કોઇને આ બધી ભાષાના મિશ્રણુમા. ખાલી હુલ્લડ કરવા માટે સખત ખડાવ્યા. સિપાઇને અને બબાવાળાને "દીવાળીની બ્હોણી આવી મારામારી કરશો તો મળવાની નથી" એમ ધમકી આપીને વિદાય કર્યા.

વાળુનુ લગભગ ત્રણેક કલાક મોડુ થયુ. એક નળીયાને બદલે આસરે પચાસ સાઠ નળીયા બદલવાનુ કામ માથે ઉભુ થયુ. ચાર પાચ બારીને કાચ નવા નખાવવાના થયા આસરે ત્રીસેક માણુસને પોતાની ઇચ્છા વિરૂધ્ધ ઠડા પાણીએ સ્નાન કરવુ પડયુ અને દશ પદર જણના માથા ફુટયા જાત મહેનતના પરિણામમા આટલુ થયુ ! જો કે તેમ છતા પણ મ્હારે કહેવુ જોઇએ કે છાપરા ઉપર એઠે એઠે મ્હે જે સીન જોયો હતો તે છેક નાખી દેવા જેવો તો નહોતોજ. જો કે પત્થરોના મારાથી શરૂઆતનો દેખાવ મ્હને બહુ આનદદાયક લાગ્યો નહોતો છેવટે મ્હારે એટલુ જણાવવુ જોઇએ કે આ અનુભવ પછી "જાત મહેનત" તરફથી મ્હારી વૃત્તિ (જો કે ક્રાઇપણ કાળે તે તીવ્ર તો હતીજ નહિ.) બહુ મોળી થઇ ગઇ

---

## (૧૫)

# પંડિતા ક્ષેમકુશલાંગિની દેવી.

"પડિતા ક્ષેમકુશલાગિની દેવી—પ્રખ્યાત તામીલ તત્વજ્ઞાની, કવિયાણી, માનસિક શાસ્ત્રી વગેરે વગેરે" નો જન્મ મારા વિશાળ મગજમાથીજ થયો હતો અને તેમનુ મૃત્યુ પણ એજ વિશાળ મગજને આભારી હતુ જેમાથી આ પ્રતિભાશાળી વિદ્વાન વિદુષીની ઉત્પત્તિ થઇ તેમાજ તે પાછી શમી ગઇ આ સર્વનુ કારણ માત્ર મારા હૃદયની જગતને બનાવવાની તીવ્રેચ્છા ! બીજુ કાઇજ નહિ !

જગતમા મોટા માણુસ થવાની ઇચ્છા કોને નથી થતી ? લશ્કરી જગતમા નેપોલીઅન, સાહિત્ય ક્ષેત્રમા શેક્સપીઅર કે કવિ કાલિદાસ, કલાના જગતમા રફેલ કે માઇકલ એંજલો કે રોડીન, ક્રીકેટની રણભૂમિમા ગ્રેસ કે, ફ્રાઇ દ્રપર કે પ્રીન્સ રજી, ન્યાતના વરા જમાડવામા અમારા શકરલાલ કાકા, હોળીમા તોફાન કરવામા અમારા બાલસ્નેહી ફીકાભાઇ અને બિભત્સ ગાલિપ્રદાન વાપરવામા અમારા જમનાદાસ મામા અને ન્યાતમા મૃત્યુ થયા પછીની ક્રિયા કરવામાં ભાઇઓ યશવતરાય અને હિમતરાય જેવા થવાની ઇચ્છા મારા હૃદયમા કોક કોક વાર થઈ જાય છે, પણ આરામખુરશી ઉપરથી ઉઠીને, આવા નામાકિત પુરૂષોમાના એક થવાને માટે કરવા પડતા

યત્નમા થતી મહેનત આદરવી એ બહુજ દુર્ઘટ લાગવાથી મારા હૃદયમાજ પાછી શમી જતી

તેજ પ્રમાણે પોતાના છોકરાઓમાથી કે ભત્રીજાઓમાથી કે ભાણેજોમાથી આવી મહાન વ્યક્તિઓ કરવી એ પણ એક બહુ વિકટ કાર્ય મને તો લાગે છે, કારણ કે મહેનત, પુરૂષાર્થ વગેરે ગુણને અને મનુષ્યસ્વભાવને ઝાઝો સ્નેહભાવ હોતો નથી

આવી વસ્તુસ્થિતિને લઇનેજ કોઇ કલ્પિત પાત્ર મારા મગજમાથી ઉપજાવી તેનેજ નામાકિત બનાવવુ અને તેને જગત્ પાસે સ્વીકારાવવુ એવી મારી ઉત્કટ ઇચ્છાને હુ દબાવી શકયો નહિ એટલામા મને તક મળી પણ ખરી "સ્ત્રીજીવન" નામના સુપ્રસિદ્ધ બગાળી માસિકમા "હિદુસ્થાનની અર્વાચીન નામાકિત નારીઓ" નામનો લેખ છપાયો અને તેમા હિદુસ્થાનની પ્રસિદ્ધ સ્ત્રીઓની ટુક યાદી આપી હતી તરતજ મે તેના તત્રીને એક વિવેકભર્યો પત્ર લખી નાખ્યો

"સુજ્ઞ મહાશય

આપના સુપ્રસિદ્ધ માસિકમા આવેલ "હિંદુસ્થાનની અર્વાચીન નામાકિત નારીઓ" નામનો વિદ્વતાભર્યો લેખ મે વાચ્યો—મને તેમા બહુ રસ પડયો. અલબત્ત, આ પ્રકારના લેખ પહેલે યત્નેજ સર્વ દિશામા સંપૂર્ણ હોઈ શકે નહિ એ સમજી શકાય તેવી વાત છે. માત્ર, મારે આપને આ યાદીમા એક નામ સૂચવવુ છે—માનસિક શાસ્ત્રના અટપટા સાહિત્યમા પ્રખ્યાત તામીલ વિદુષી પડિતા ક્ષેમકુશલાગિની દેવીનુ નામ સારા હિદુસ્થાનમાજ નહિ પણ યૂરોપ, અમેરીકા અને જાપાનમા પણ મશહૂર છે એ વાત આપણે ભૂલી જવી જોઇતી નથી

લી આપનો—"

આ પત્ર પેલા માસિકમા પ્રસિદ્ધ કરવામા આવ્યો અને સાથે સાથે તત્રીની નીચે પ્રમાણેની તા ક પણ પ્રસિદ્ધ થઈ

"આ યાદી સર્વ દિશામાં સંપૂર્ણ હતી જ નહિ એમ અમે જાણતા હતા, પણ સંપૂર્ણ બનાવવા જતા બહુ કાળ જાય અને વિલબ થાય એમ જાણીનેજ જેટલી સામગ્રી હાથ લાગી તેટલી લાવીને મકી દીધી. જો કે પડિતા ક્ષેમકુશલાગિની દેવીનુ કર્ત્તવ્યક્ષેત્ર

સામાન્ય જનસમાજ સમજી શકે તેમ નથી છતા તેમનુ નામ તો આ યાદીમા આવવુજ જોઇએ એવી અમારી માન્યતા છે અને તેથી એ સુપ્રસિદ્ધ વિદુષીનુ નામ અમે અમારી યાદીમા સહર્ષ દાખલ કરીએ છીએ અને એ નામ સૂચવનાર વિદ્વાન ગુજરાતી લેખકનો અમે આભાર માનીએ છીએ ”

મારે આટલુજ જોઇતુ હતુ મે ઉપર જણાવેલ લેખ, પછીનો મારો પત્ર અને તે ઉપરની તત્રીની નોટ એ સર્વનુ મરાઠી, હિંદી અને ગુજરાતીમા ભાષાતર કરીને તે તે ભાષાના જાણીતા માસિકો ઉપર મોકલાવી આપ્યુ અલબત્ત, સર્વ ઠેકાણે આ બધુ આભારસહ સ્વીકારવામા આવ્યુ અને “ લેખ, વધુ લેખ ” પૂકારતાં કોરા રહી જવાની અને મોડા નીકળવાની બ્હીકથી ધ્રુજતા માસિકોમા તે તરત જ પ્રસિદ્ધ કરવામા આવ્યુ.

થોડા દિવસ પછી એક માસિકના તત્રીનો મારા ઉપર પત્ર આવ્યો, જેમા જણાવવામા આવ્યુ હતુ કે પંડિતા વિશે એમણે ઘણી તપાસ કરી પણ કાઇ વિગત મળતી નથી તો થોડીક હકીકત મોકલાવશો ?

મે જવાબમા લખી જણાવ્યુ “પડિતા ક્ષેમકુશલાગિની દેવીએ માનસિક શાસ્ત્રનો અથગ અભ્યાસ જરમનીની યુનીવરસીટીમા કરેલો છે અને ત્યા અનેક સુવર્ણપદકો અને પ્રમાણપત્રો મેળવેલા છે. છેવટનું એક વર્ષ ફ્રાકર્ફોર્ટમા વિઝલગ્ટીન પ્રોફેસર તરીકે પણ તેમણે કામ કર્યું હતુ માનસિક શાસ્ત્ર સબધી તેમના પુસ્તકમા “જડવાદમા માનસિકશાસ્ત્રનુ સ્થાન ” અને “ માનસિક શાસ્ત્રનુ નિરિશ્વરવાદની દૃષ્ટિએ પૃથક્કરણ ” આ બે મુખ્ય પુસ્તકો છે અને તે બન્ને જરમન ભાષામા લખાયેલ છે તે સિવાય તામીલ ભાષામા તેમણે કવિતામાં ચારેક પુસ્તકો બહાર પાડયા છે અને એથી એમનુ નામ તે ભાષાના સાહિત્યમા સુવર્ણ અક્ષરે કોતરાઇ રહ્યુ છે પડિતાની પ્રકૃતિ એટલી શરમાળ છે અને તેમને પ્રકાશમા આવવાનો એટલો બધો અણગમો છે કે આથી વધુ હકીકત તેમની રજા સિવાય પ્રસિદ્ધ કરી શકાય તેમ નથી.”

આટલુ મળતાજ તે માસિકના તત્રીને શૂર છૂટયુ અને તે પોતાની અધિપતિની નોધમા પોતે ભારેખમ થઇને છાપી માર્યું. તે વાચીને જુદી જુદી ભાષામા પ્રગટ થતા માસિકોએ પણ તે છાપવાનુ શરૂ કરી દીધુ

પંડિતા ક્ષેમ આ પ્રમાણે સાહિત્યક્ષેત્રમા પોતાનુ સ્થાન લઇ ચૂકી તે જોઇને મને પરમ આનદ થયો હું જ આ વ્યક્તિનો પિતા અને હું જ તેની માતા છુ એટલે આવી પ્રતિભાશાળી સ્ત્રીને માત્ર પડિતા ક્ષેમના નામથી જ અબોધુ તો ક્ષતવ્ય ગણાશે એમ હું ધારૂ છુ આ વખતે હુ પડિતાને એક જાડી, વિકાળ, ક્રોધી સ્ત્રી તરીકે કલ્પતો હતો—તેણે મોટા જાડા કાચના ચશ્મા પહેર્યા હશે અને જાડાં જાડા જરમન પુસ્તકોથી ભરેલી, મારા જેવાને સહરાનુ અરણ્યજ લાગે એવી શુષ્ક વિષયોના પુસ્તકોથીજ રેલમછેલ થતી લાયબ્રેરીમા તે બેઠી હશે એમ હુ વિચારતો રોજ, આખી દુનીઆના વિદ્વાન પુરૂષો સાથે, સાધારણ માણસની અક્કલ બ્હેર મારી જાય તેવા વિષય ઉપર પત્રદ્વારા વાદવિવાદ કરતી હશે એમ હું માનતો હતો પરતુ એટલાથી મને સતોષ થયો નહિ મને લાગ્યુ કે મારી સ્વપ્ન–પુત્રી પડિતા ક્ષેમે હજી પણ વધુ ખ્યાતિ સપાદન કરવી જોઇએ

અમારા એક મિત્ર માણેકલાલ દેસાઈ કરીને છે તે બધી વાતે સારા છે, શાત પ્રકૃતિના છે અને સરળમાર્ગી છે, પણ એક મોટુ દૂષણ એમનામા છે ગમે તે વિષય ઉપર, ગમે તે વખતે લેખો લખી નાખી તે છપાવવાનો એમને મોટો અભખરો છે તેમા પણ ખાસ કરીને અગ્રેજી દૈનિકોમા લખવામા તો તેમને ખાસ આકર્ષણ છે આ મિત્રને મે એક વખત મારે ત્યા બોલાવ્યા ટેબલ આગળ બેસાડીને તેમને મે ચાહ પણ પાઇ.

ચાહ પીતા પીતા વાતમા ને વાતમા મે પડિતા ક્ષેમદેવીનુ નામ બે ત્રણ વખત દીધુ તરત પક્ષી જાળમા ફસાયુ

“પડિતા ક્ષેમકુશલાગિની દેવી!” માણેકલાલે કપાળ ઉપર કરચોળી ચઢાવતા કહ્યું, “પડિતા ક્ષેમકુશલાગિની દેવી! મે તેના પુસ્તકો વાચ્યા છે એવી મારી ખાત્રી છે પણ ક્યા અને ક્યારે તે યાદ આવતું નથી.”

“પણ તમે વાચ્યા તો હોવાંજ જોઇએ” મે જરાક ધટા પાડીને કહ્યું, “સુશિક્ષિત વર્ગમા હોવાનો દાવો કરનાર ક્યા માણસે ‘માનસિકશાસ્ત્રનું નિરિશ્વરવાદની દૃષ્ટિએ પૃથક્કરણ’ વાચ્યુ નહિં હોય કે તેના લેખક વિદુષી પડિતા ક્ષેમદેવીનુ નામ નહિં સાભળ્યુ હોય!”

“હા, હા, બરાબર;” માણેકલાલે ગાભિર્યથી કહ્યું, “હવે મને બરાબર યાદ આવ્યું.”

તે પછી વાતમા ને વાતમા પડિતાના પુસ્તકમાથી એકાદ બે કાલ્પનિક વાક્યો કહ્યા તરત માણેકલાલે તે મારી પાસે ફરીથી બોલાવ્યા અને ડાયરીમા ઉતારી લીધા “ હુ હમણા ‘આર્યમહિલા’ નામે એક લેખ એક અગ્રેજી પત્ર માટે લખુ છુ તેમા મારે એની જરૂર પડશે ” માણેકલાલે કહ્યુ, “ તમને હરકત નહિ હોય તો હુ એનો ઉપયોગ કરૂ ”

“ બેલાશક, કરજોને, મારે કાંઈ હરકત નથી ” હું બોલ્યો

પદર દિવસ પછી એક અગ્રેજી પત્રમા એક પુસ્તકના અભિપ્રાયમા મે વાચ્યુ “ જેમ મૂહકમશહૂર માનસિકશાસ્ત્રી પડિતા ક્ષેમકુશલાગિની દેવી પોતાના ‘માનસિક શાસ્ત્રનુ નિરિશ્વરવાદની દૃષ્ટિએ પૃથક્કરણુ ’ એ નામના અમર પુસ્તકમા લખે છે કે—” તે પછી મે ઉપજાવી કાઢેલા વાક્યો તેમણે ટપકાવ્યા હતા

આથી પંડિતાને ઘણી જાહેરાત મળી, પણ કદાચ તેમાથી પરિણામ વિપરિત આવત એક દોઢડાહ્યા વિદ્વાને તે પત્રના તત્રીને લખી જણાવ્યુ કે બધા બુકસેલરોને ત્યા તપાસ કરતા તેને ઉપરોક્ત પુસ્તક મળ્યુ નથી તેમજ તે વિશે કોઇ જાણતુ હોય તેમ પણ જણાતું નથી.

આ વાત તત્રી તરફથી માણેકલાલ દેસાઇને જણાવવામા આવી અને ખુલાસો મગાવાયો અલબત્ત, માણેકલાલે મને પૂછ્યુ.

મે લાગલોજ જવાબ આપ્યો, “ તેને એ પુસ્તક મળેજ ક્યાથી ? એ તો આજ કેટલા વર્ષથી ‘ આઉટ ઓફ પ્રીન્ટ ’ છે. પણ હુ તમને મારી પાસે છે તે નકલ આપુ—જો તમે મને સાચવીને પછી આપવાનુ વચન આપતા હો તો કારણ કે પછી પૈસા ખરચતા પણ એવુ પુસ્તક મળે તેમ નથી પણ હમણા તો મે એક મિત્રને તે વાચવા આપ્યુ છે—આવશે ત્યારે આપીશ.”

આમ કહીને મે વાત ઉડાવી. માણેકલાલ પણ તે વાત ભૂલી ગયા મોટા પેપરના વ્યવસાયી તત્રીને તો તે વાત યાદ રહેજ ક્યાથી ? પેલા દોઢડાહ્યા વિદ્વાન બીજાના છીડા શોધવામા પડ્યા હશે એટલે એ પણ ચૂપ રહ્યા એટલે આપણુ ગાડુ નિર્વિઘ્ને આગળ ચાલ્યુ

આ પછી એક બીજી તક મારા હાથમા આવી. મારા એક બીજા મિત્ર પણ અગ્રેજી પત્રોમા લખવાનો બહુ સારો શોખ ધરાવે

છે તેમજ ગુજરાતી સાહિત્યમા પણ સારો રસ લે છે. સ્ત્રીજાતિ પ્રત્યે તેમને અપૂર્વ માન છે અને જે વિષયમા સ્ત્રીજાતિની ઉન્નતિ વિશે કાંઇપણ નહિ હોય, જેમાં સ્ત્રીજાતિના હક્કો સબંધી ચર્ચા નહિ હોય તેમા તેમને બિલકુલ રસ પડતોજ નથી

આ ભાઇ એક દિવસ આજ વિષય ઉપર મારી સાથે વાત કરતા હતા "હુ તો એજ મતનો છુ કે સ્વરાજ્ય પછી—પહેલા સ્ત્રીઓના હક્ક "

"બરાબર છે," હું બોલ્યો, "પણ કયા કોઇને દરકાર છે તેની પુરૂષજાતિ સ્ત્રીઓને સમાન ગણુતીજ નથી, બાકી પડિતા ક્ષેમકુશલાગિની દેવી અખિલ ભારત સાહિત્ય સમ્મેલનના પ્રમુખ નહિ થઇ ગયા હોય !"

"પડિતા ક્ષેમદેવી !" પેલા ભાઇ વિચાર કરતા બોલ્યા, "મને-અ-મને બગબર સાભરતુ નથી-એ કાણ છે ?"

"તમને માનસિકશાસ્ત્રનો શોખ નહિ તેમજ સાહિત્યના ઉચ્ચતર અગો પ્રત્યે પણ પ્રીતિ નહિ એટલે એમનુ નામ તમે નહિ જાણો એ સ્વાભાવિક છે માનસિકશાસ્ત્રના અભ્યાસમા અત્યારે આખી દુનિયામા તેની જોડી નથી, એમ આખા જગતના વિદ્વાનો કહે છે, છતા અહિ તેમને નથી પ્રમુખસ્થાન મળતુ કે નથી તેમને ઇગ્લડવાસીઓ રૅાયલ સોસાયટીના સભ્ય તરીકે ચૂટતા !"

"હઅ, ઠીક છે." તે બોલી ઉઠયા, "હું પણ તેમને બતાવું છુ—પણ મને જરા તેમને વિશે વધુ માહીતી આપો "

મે તેમને બધી વિગત આપી એટલે બસ, થઈ ચૂકયુ એ મિત્રની મુખાકૃતિ બદલાઇ ગઇ—લાલચોળ થઇ ગઇ તેમનાં ભવાં ચડી ગયા, તેમના હાથ ક્રોધથી ધ્રૂજવા લાગ્યા પગ ઠોકતા એ "નપુરૂષી" પૃથ્વિ કરવાની ઉગ્ર ઇચ્છાથી ત્યાથી ચાલ્યા ગયા પછી—પછી શુ પૂછવુ ! થોડાજ દિવસમા ગુજરાતી, અગ્રેજી, બગાળી, મરાઠી, હિદી વગેરે છાપાઓ ખળભળી ઉઠયા સ્ત્રીજાતિ પ્રત્યેની ઉદાસીનતા જ્યા સુધી પુરૂષોમા છે ત્યા સુધી સ્વરાજ્ય બરાજ્યનાં ફાંફાં છે એવા મુદ્દાલેખો સાથે સુધારક પત્રોએ કડક લેખો લખવા માંડયા કેમ જાણે પડિતાની યોગ્ય કદર થઇ નહિ તેમા મહાત્માજી અને તેમના અનુયાયીઓનોજ વાક હોય !

વસ્તુસ્થિતિ આ પ્રમાણે થતા, પડિતા ક્ષેમનુ અસ્તિત્વજ નથી એ જાણીને મને ખરેખર ખેદ થવા માડયો, કારણ કે ધીમે ધીમે તેના અસ્તિત્વમા હું પણ માનવા મ ડયો હતો. અનેક મિત્રોના આગ્રહથી, આગામી ગુજરાતી સાહિત્ય પરિષદમા "પડિતા ક્ષેમનુ આર્યાવર્તની વિદુષી સ્ત્રીઓમા સ્થાન" એ વિષય ઉપર એક નિબધ વાચવાનુ પણ મે માથે લીધુ અખિલ ભારતીય સાહિત્ય મમ્મેલનની ભવિષ્ય-ની બેઠકના પ્રમુખ તરીકે પડિતાનુ નામ જુદા જુદા વર્તમાન-પત્રોમા દેવાવા માડ્યુ.

મે પણ ધીમે ધીમે પડિતાના જીવનમા રસ રેડવા માડયો. તેમનુ જીવન મીઠુ અને સુદર બનાવ્યુ એકાદ માસિકમા મે એક સૌદર્યવતી સ્ત્રીની છબી પણ પડિતાના નામની પ્રસિદ્ધ કરાવી, કારણ કે હવે મારી પોતાની કલ્પના પણ પડિતાને જાડી, ક્રોધી, ચીઢીયણને બદલે, નમ્ર, સુદર અને આકર્ષક ગણવા લાગી હતી

પણ જેમ જેમ વાત વધતી ગઈ તેમ તેમ પચાતી પણ વધતી ગઈ, અને પરિણામ કદાચ વિપરિત આવે એવા ભયથી ધીમે ધીમે પડિતા વિશે હુ કાઇ પણ જાણુ છુ એ વાતનીજ મે બધે ઠેકાણે ના પાડવા માડી. આ યુક્તિમા મને ઝાઝી મૂશ્કેલી પડી નહિં કારણ કે આટલી વધી પડેલી વાત માટે કોઇને ખાસ માગ ઉપર જ શક જાય તેમ ન હતુ અને આવી જગવિખ્યાત વ્યક્તિ વિશે માત્ર હુંજ એકલો જાણુ છુ તે વાત પણ ઘણા માણસો ગળે ઉતારી શકે તેમ ન હતા.

તે પછી અલ્પ મમયમા મે પંડિતાના મૃત્યુની વાત આડક-તરી રીતે બહાર પાડી જે જે માણસે અને જે જે ચોપાનીયાએ પડિતા સબધી ચર્ચામા ભાગ લીધો હતો તે તે માણસે અને તે તે ચોપાનીયાએ છેલ્લા અશ્રુ પડિતાના અકાલ મૃત્યુ મબંધી પાડ્યા. વધુ શુ લખુ ?

પડિતા ક્ષેમકુશલાંગિની દેવીનો જન્મ થયો, જીવનનો વિકાસ પણ થયો, પ્રસિદ્ધી પણ થઇ અને આખરે મૃત્યુ પણ થયુ !

પણ બીજુ શુ હોય ?

જાયુ તે જવાનુ જ !

# ભેટ.

ભેટ આ શબ્દની ઉત્પત્તિ કયા મૂળ ઉપરથી થઈ હશે એ પ્રશ્ન અહિં ચર્ચવાની જરૂર નથી. ભૂતકાળમા જ્યારે અર્જુન સુભદ્રાને પરણ્યો તે વખતે અર્જુનને તેના મિત્રો તરફથી અને સગાં વહાલા તરફથી તેમ જ સુભદ્રાને તેની સખીઓ અને સગા સંબંધી તરફથી ભેટ મળી હશે કે કેમ અને મળી હશે તો શી શી મળી હશે, તે જ પ્રમાણે, તે જમાનામા જ્યારે જ્યારે એવા શુભ પ્રસંગો આવતા હશે ત્યારે ત્યારે અરસપરસમા ભેટો અપાતી લેવાતી હશે કે કેમ, આવા આવા અનેક પ્રશ્નો બહુ ગૂઢ હોવા છતા મહત્વના નથી એટલાજ માટે કે તે સમયમા અપાતી ભેટો હાલ આપવાની ઇચ્છા થાય તો પણુ અહિની કોઇ દુકાને તે મળી શકે નહિં, અને કદાચ કોઇ ઠેકાણે મળે તો એનુ મૂલ્ય એટલુ હોય કે સાધારણુ મનુષ્યોને તો તે નકામી જ થઇ પડે.

અલબત્ત, આ ભેટ આપવાનો રિવાજ શાથી પ્રચારમા આવ્યો હશે તે જો જણુાય તો લાભદાયી થઇ પડે અને તે કારણો શોધવામા ભૂતકાળના ઇતિહાસના પાના ઉકેલવા પડે ખરા પણુ આ કારણો શોધવા એ કાઇ ગમે તે માણુસનુ કાર્ય નથી એ તો માત્ર એવા જૂના, સડેલા, મૃતવત્ થઈ ગયેલી ભાષામા લખાયેલા પુસ્તકો વાંચી, તેમાથી ગમે તેવા અર્થ ઉપજાવી તે વિશે લેખો લખી પોતાનો અને વાચનારનો કાલવ્યય કરવાનો જેમનો ધંધો હોય તેવા વિદ્વાનોનું જ તે કાર્ય છે

વસ્તુસ્થિતિ આવી છે એટલે આપણે તો માત્ર એ પ્રથાનો પ્રચાર કેવી રીતે થયો હશે એ વિશે અનુમાનજ કરી શકીએ એ વિષય સબંધી ઉંડો અભ્યાસ અને વધારે ઉંડુ મનન કર્યા પછી હુ એવા અનુમાન ઉપર આવ્યો છુ—અને એ અનુમાન સત્ય જ છે એવી મારી પોતાની તો દૃઢ ખાત્રી છે એટલુ જ નહિ પણ મારા મિત્રમંડળમાંના જે જે માણુસોને આ રૂઢિથી અસંતોષ ઉપજ્યો છે તે તે મિત્રો પણ મારી માન્યતાને અંતઃકરણપૂર્વક ટેકો આપે છે કે મિત્રોને કે સગાઓને ત્યા શુભ પ્રસંગોમાં આપણુને દ્રવ્ય સબંધી જે નુકશાન ગાડીભાડા વગેરેમા ખર્ચ કરવાથી થાય છે તે નુકશાન

એમને ત્યા એકાદ બે ટંક જમવાથી પૂરેપૂરૂ વસુલ થઇ શકતુ જ નથી, એટલે આ ભેટ આપવાની રૂઢિથી બાકી રહેલા નુકસાનનો બદલો વાળી શકાય, એ આશયથી જ આ રૂઢિનો પ્રચાર થયો હશે.

કોઇને સહમા એમ પ્રશ્ન થશે કે ભેટ આપવાની રૂઢિથી આપણને દ્રવ્ય સબંધી વધુ નુકસાન થાય છે એમ સ્પષ્ટ વાત છે, તો પછી અહિ આથી ઉલટી જ હકીકત કેમ કહેવામા આવી છે? ઉત્તરમા માત્ર એટલુ જ કે એ કોઈએ 'ભેટ' સંબધી ઝાઝો અભ્યાસ કર્યો જ નથી પૈસો આપી પોચી કહાડી શકાય છે એ સત્ય કથાનુ એમને ભાન જ નથી આ બાબત માત્ર એક જ દષ્ટાંત આપુ. અમારા ગામમા, સામાન્ય રીતે, એવો રીવાજ છે કે લગ્નપ્રસગે જે જે સ્નેહીઓએ તે શુભ પ્રસંગે ભેટ આપી હોય તેમને એક ખાસ પાર્ટી આપવી. આ પાર્ટી 'મિત્રોના ખાણા'ના નામથી પ્રસિદ્ધ છે અને તેમા જેમને નિમત્રણ મળ્યુ હોય તેઓ ગર્વથી એકાદ બે દિવસ આગળથી પૂરૂ જમી પણ શકતા નથી. હવે, દરેક દિશામાં અયોગ્ય ઉપાયો લઇને પણ આગળ વધનારી વ્યક્તિઓ તો દષ્ટિગોચર થાય છે જ એ વાત જાણીતી છે, એટલે આવી સામાન્ય બાબતમા પણ આવી વ્યક્તિઓએ પોતાનુ લક્ષ પહોચાડ્યુ છે અને "પૈસો આપીને ડહ્લા કાઢી લેવાનુ" કાર્ય બહુ સિફતથી કરવાનુ એમણે શરૂ કર્યુ છે મોંઘવારીના વખતમા એક ટાણાના સાદા ભોજનમા પણ રૂપીઓ બાર આના તો થાય જ, એટલે સારા સ્વાદિષ્ટ ભોજનમા ઓછામા ઓછા ત્રણેક રૂપીઆ માથા દીઠ આવે પરતુ કેટલાક વ્યવહારચતુર મનુષ્યો, લગ્નપ્રસગના સ્નેહભર્યા હૈયાઓની કોમળતાનો લાભ લઇને, માત્ર ચારથી છ આનાની વસ્તુ બજારમાથી ખૂણે ખાચરેથી પણ લઇ આવીને, જ્યા વરકન્યા પરણવા બેઠા હોય ત્યાં ગભીર મુખાકૃતિ કરી, જાણે પોતાની કરોડોની દોલત આપી દેતા હોય ભેટ તેમ આપી આવે છે! બસ, થઈ ચૂક્યુ "મિત્રોના ખાણા"નો ખર્ચ ઉપાડનાર ત્યા હાજર હોય છે, છતાં પણ શુભ પ્રસગમા કોઇ મનુષ્યનુ ખૂન કરવુ એ જરા વધુ પડતુ કહેવાય એમ ધારીને લોહીનો ઘૂંટ ગળી જાય છે અને પેલી ભેટ આપનાર વ્યક્તિ આ ચાર કે છ આનાની છાયા નીચે સ્વેચ્છાનુસાર લાભ લે છે, અનેકને ભોજન સમયે બનાવે છે, અનેકને ચીડવે છે અનેકની ટીકા કરે છે અને તે જ કુટુબનો પોતે એક સભ્ય હોય તે પ્રમાણેજ વર્તે છે! આ જાતનુ

ક્રૂર વર્તન પણ બાહ્ય દ્રષ્ટિએ નિર્દોષ જણાતી આ ભેટ આપવાની રૂઢિને અંગે શક્ય છે એટલું જ નહિ પણ સાધારણ છે! અસ્તુ

આપણા ઘરની ભીતને કે આપણા કઠેરાને કે આપણા ઓટલાને કે ટુંકામાં કહીએ તો આપણી માલેકીની એક ઇંટને આપણા પડોશીથી પોતાનું ઘર બંધાવતાં અજાણ્યે નુકશાન થયું હોય છે તો આપણે સતત પાંચ વર્ષ સુધી ગાલિપ્રદાનના અખંડ પ્રવાહથી તે નુકસાનનો બદલો વાળવાનો યત્ન કરીએ છીએ અને તેમાં કાંઇક અંશે ફળીભૂત પણ થઇએ છીએ

તેજ પ્રમાણે નવી વહુએ ઘરમાં આવીને પાશેર ચોખાનો લોટ ઢોળી નાખ્યો હોય તે વખતે સાસુ કે જેઠાણી કે નણંદ એ ભારે ખોટનો બદલો આશરે ત્રણ ચાર કલાકના કટાક્ષોથી અને મહેણાથી લે છે, એ પ્રસંગે ઘણાને પરિચિત હશે કાંઇક આવી જ ઉર્મિઓથી પ્રેરાઈ મિત્રો અને સગાઓ પોતાને થયેલા નુકસાનનો બદલો કોઇ પણ રીતે લેવા તત્પર થઈ ગયેલા હોય છે, ઘણા શુભ પ્રસંગમાં અને વિગ્રહના કોઈ પણ કારણ વિના ગાલિપ્રદાનથી બદલો લઇ શકાય તેમ હોતું નથી, એટલે તેમને કોઇ પણ નવીન યુક્તિથી પોતાનો હેતુ પાર પાડવાનો રહે છે અને આ નવીન યુક્તિઓમાંની એક તે "ભેટ આપવાની પ્રથા" છે એવી મારી નમ્ર માન્યતા છે એમ હું આગળ જણાવી ગયો છું.

જો આમ નહીં હોય તો, ભેટ લેનાર વ્યક્તિને પોતાના જીવનમાં કોઇ પણ પ્રકારે ઉપયોગી થઇ પડવાનો સંભવ નહિ હોય તેવી ભેટો જ શા માટે મિત્રો અને સ્નેહીઓ તેમ જ સગાસંબંધીઓ આપતા હશે? અમારા એક મિત્રને તેમના લગ્ન વખતે એક પછી એક એમ ત્રેવીશ રૂપાના 'ફ્લાવાર વાઝીઝ' એટલે કે ફૂલ મૂકવાના વાસણ મળ્યા હતા! આ 'ફ્લાવર વાઝ' એટલું બધું જાણીતું છે અને દરેકે દરેક સોનીની દુકાને મળે છે કે એના આકાર અને સ્વરૂપની ઓળખાણ આપવાનો યત્ન કરવો જ અનાવશ્યક છે એવો કોઈ પણ માણસ નહિ હોય—પછી ભલે તે મોટરમાં મહાલતો હોય કે પગથીજ પ્રયાણ કરતો હોય—કે કાંતો ભેટ તરીકે એનો સ્વીકાર એણે નહિ કર્યો હોય!

અમારા મિત્ર સુશિક્ષિત છે, શોખીન છે, કલા અને સૌંદર્યના પૂજક છે, પણ સામાન્ય સ્થિતિના અને મુંબઈની સુઘડતાની સૌમ્ય

મૂર્તિરૂપ અસંખ્ય ચાલીમાંની એક ચાલની એક ઓરડીમાં રહેનાર છે, એમણે આ ત્રેવીસ ફ્લાવર વાઝને કયા ઉપયોગમાં લેવા ? એમને કઢી લેવાના વાડકા તરીકે, પાણી પીવાના જામ તરીકે કે કયા કાર્યમાં લેવા ? પરણવા બેઠે બેઠે જેમ જેમ એકેક પછી એકેક વાઝ આવતું ગયું તેમ તેમ તેમનો મિજાસ ગરમ થતો ગયો, પણ કરે શું ? ત્યાં પોતાની લાગણી ખરા સ્વરૂપમાં પ્રદર્શિત કરી શકાય તેમ ન હતું એટલે મુંગે મ્હોંયે આ ત્રેવીશ નંગ તેમણે સ્વીકાર્યા આ ત્રેવીશ સ્ત્રી પુરૂષોનો તેમણે આભાર માન્યો અને આ ત્રેવીશ વ્યક્તિઓને પોતાને ત્યાંના મિત્રોના ખાણામાં આમંત્રણ આપ્યાં ! અલબત્ત, મારા મિત્ર મનુષ્ય છે–દેવ નથી એટલે એમના હૃદયને આ ત્રેવીશ નંગો જોઇને શાંતિ તો થઈ જ નહિ. પણ વ્યવહારૂ બુદ્ધિના હોઈ તેમણે મૌન ધર્યું અને યોગ્ય તક મળતાં પોતાના લાગતાવળગતાઓના લગ્નપ્રસંગે તેમાંનું એક એક વાઝ આપીને પોતાના હૃદયમાં ધૂંધવાતો અગ્નિ બીજા ત્રેવીશ સ્ત્રીપુરૂષોના હૈયાં બાળવામાં વાપરી નાખ્યો બિચારા ! બીજું શું કરે ?

એ જ પ્રમાણે અનેક જાતના વિચિત્ર ખડીઆઓ પણ ડઝન-બંધ એકેક માણસને ભેટ અપાય છે ત્રણ ત્રણ દિવસ ચાલીને અટકી જાય અને પછી માણસ દિવાનો બની જાય ત્યાંસુધી સમરાવવાના પૈસાની જરૂર પાડનારી ઘડીઆળો પણ સંખ્યાબંધ કહેવાતા સ્નેહીઓને હાથે ભેટ અપાતી મેં જોઇ છે તે આપતી વખતે સ્નેહીઓના વજ્રસમ હૈયામાં કોઈ પણ પ્રકારની કુમળી ઊર્મિ ઉદ્ભવી હોય એમ મેં જાણ્યું નથી

અમારા એક મિત્રને એક સ્નેહીએ લગ્ન પ્રસંગે રૂ ૨–૮–૦ ની કિંમતનો એક થરમોસ ફ્લાસ્ક આપેલો તે મને હજી યાદ છે. આ ભેટ લેતી વખતે મારા મિત્રની આંખમાંથી હર્ષાશ્રુ પડેલા મેં જોયા હતા ત્રીજે જ દિવસે તે ફ્લાસ્કની કાચની શીશી તૂટી ગઇ તરત ત્રણ રૂપીઆ ખર્ચીને મારા મિત્ર તરત જ બીજી લઇ આવ્યા પછી જ્યારે પાંચમી વાર શીશી ફૂટી ત્યારે મારા મિત્રની આંખમાંથી ક્રોધાશ્રુ પડતાં મેં નિરખ્યા હતા એ ફ્લાસ્ક ભેટ આપનાર વ્યક્તિનું નામ તે પછી અમારાથી આશરે ૭ માસ સુધી તે મિત્રના ઘરમાં શાંતિથી લેવાતું ન હતું !

મારા મોટાભાઇને તેમના લગ્નપ્રસંગે એક મિત્રે એક નાનુ સરખુ ફેન્સી ટેબલ ભેટ આપ્યુ હતું આ નાના ટેબલને નાના નાના ખાના હતા આ ખાનામા સીગરેટ, પાઇપ, તબાકુ વગેરે મૂકવાની જગ્યા હતી વચમા લખવાનુ પેડ રહે તેને માટે જગ્યા હતી અને બીજી બાજુએ નોટપેપરો વગેરે રહી શકે તેવી વ્યવસ્થા હતી ટેબલને સારી રીતે પોલીશ કરેલુ હતુ અને દેખાવમા બહુ આકર્ષક હતુ વળી એક બાજુ ખડીઓ અને હોલ્ડરો માટે પણ વ્યવસ્થા કરવામા આવી હતી અમે બધાજ મોટાભાઇની અદેખાઈ કરવા લાગ્યા અને મોટાભાઈ પોતે તો આખો દિવસ પેલા મિત્રના ગુણાનુવાદજ ગાયા કરતા પણ પછી—

પણ પછી ધીમે ધીમે ટેબલે પોતાનુ પોત પ્રકાશવા માડયુ ભેટ આપનાર મિત્રની હલકાઇનો ખ્યાલ ધીમે ધીમે મોટાભાઇને આવતો ગયો થયુ એમ કે મોટાભાઈ એક દિવસ ઓફિસથી થાકયા પાકયા આવ્યા જમીને તેમણે ટેબલની વપરાશની શરૂઆત કરવાનો વિચાર કર્યો ખાનામા સીગરેટ, તબાકુ, પાઈપ વગેરે ગોઠવ્યા બાજુમાંના ખડીઆમા શાહી ભરવામા આવી ત્રણ હોલ્ડરો ગણીને નવી ટાંક સાથે ગોઠવવામા આવ્યા, બીજી બાજુએ નોટપેપરો રખાયા અને વચમા પેડ મકાયુ અમે બધા ઇર્ષ્યાની નજરે આ સુદર ટેબલ જોઇ રહ્યા અમારા મોટા ભાભીએ તો એમ પણ મોઘમમા કહ્યુ કે મરદોના કરતા સ્ત્રીઓને લાયકનુ એ ટેબલ છે પણ મોટાભાઇએ તે સાભળવાની તસ્દીજ લીધી નહિ

પછી તે ટેબલ પોતાની આરામ ખુરશી પાસે મૂકીને મોટા ભાઇએ લાબો હાથ કરીને પાઇપ લેવાનુ કર્યું આ કાર્ય મોટા ભાઇએ ઘણીજ સભાળથી કર્યું હતુ એમ હુ સોગનપૂર્વક કહેવાને તૈયાર છુ, છતા કોણ જાણે શાથી—જાણે ટેબલમા પોતાનામાં જ જીવ નહિ હોય તેમ—મોટાભાઈનો હાથ ખાના સુધી પહોચ્યો નહિ એટલામા તો ટેબલનો એક પાયો ઉચો થયો હજી તો અમે બધા “હ, હ, સભાલો” એમ કહી નથી રહ્યા તેટલામા તો ટેબલ વાકુ થઇને જમીન ઉપર ગબડી પડયુ. શાહીથી નવુ પેડ, નોટપેપરની એકાદ બે થોકડી અને થોડીક સીગરેટ ખરાબ થયા. તમાકુ વેરાઇ ગયો અને ચાર પાઇપમાથી એક પાઈપમા ફાટ પડી છે કે નહિ, એ વાતનો નિર્ણય કરવામાં અને ટેબલને પાછુ અસલ સ્થિતિએ મૂકવામા અમને બે અઢી કલાક થયા

પછીના સાત દિવસમા આ ટેબલ અગીયાર વખત આ પ્રમાણે કોઇની પગની ઠેસથી તો કોઇના હાથના આચકાથી તો કોઈ છોકરાના અથડાવાથી જમીન ઉપર ગબડી પડ્યુ. પ્રથમ ત્રણ ચાર વખત પડ્યુ તે વખતે તો ખડીઆમા શાહી પણ ભરેલી જ હતી અને ખાનામા સીગરેટ અને પાઇપો પણ હતી, એટલે નુકસાન થવામા બાકી ન રહ્યુ પણ પછી સાત આઠ વખત તો પડ્યુ તે વખતે ખાલી જ હતુ એટલે એ પ્રકારનુ નુકસાન થવાનો સભવ નહતો માત્ર જે જે સ્ત્રીપુરૂષ કે બાળકને અથડાયુ તેમના શરીરને તેણે થોડુ થોડુ છોલ્યુ તે જ !

મોટાભાઇ શાત સ્વભાવના છે એટલે એમણે બ્હારથી કાંઈ ક્રોધ બતાવ્યો નહિ, પણ તેમણે મોટા ભાભીને તે ટેબલ ભેટ આપવાની ઇચ્છા બતાવી મોટા ભાભીએ પોતાને એવા ભપકાદાર ટેબલનો શોખ નથી એમ કહીને તે નહિ સ્વીકારી ત્યારે મને આપી દેવાનુ એમણે ઔદાર્ય બતાવી જોયુ મે ટેબલના અગીઆર અકસ્માતમાથી પાચ છ જાતે જોયા હતા એટલે વિનયથી લેવાની ના પાડી. ત્રણ ચાર દિવસ પછી તે ટેબલ અદસ્ય થઈ ગયુ કારણ પૂછતા જણાયુ કે મોટાભાઇએ પોતાના સાસરા પક્ષના એક સગાના લગ્નપ્રસગે ભેટને માટે તે પેક કરાવીને મોકલાવી આપ્યુ હતુ

તે પછી થોડે થોડે અતરે મને તે ટેબલની ભાળ લાગતી ગઇ અને આખરે એ પ્રમાણે બરાબર સત્તર જગ્યાએ એ ટેબલ ફર્યું અને ભેટ તરીકે વપરાયુ ત્યાસુધી તો હુ એનો ઇતિહાસ સારી રીતે જાણતો હતો, પણ પછી તે કયા ગયુ તેની મને શરત ન રહી. એટલામા અઢી વર્ષ પછી મોટાભાઇએ એક ગૃહસ્થને માટે એકાદ બે ભાષણ તૈયાર કરી આપ્યા હતા તેના બદલામા તે ગૃહસ્થે પોતાના માણસ સાથે એક ખાસ ભેટ ઘેર મોકલાવી અમે આતુર અને ઉત્સુક હૃદયે પેટીયુ ખોલ્યુ ત્યારે પેલુ જ ટેબલ એવુ ને એવુ અમારી દૃષ્ટિ સન્મુખ ખડુ થયુ. કદાચ કોઇને મારી વાતમા અતિશયોક્તિ લાગશે પણ તે વખતે હું ખાત્રીથી કહુ છુ કે તે ટેબલે પેટીમાથી નીકળતા અમારા બધાની સામ વિકટ હાસ્ય કર્યું હતુ !

અમે ટેબલને ઓળખ્યુ પછી કાઇજ બોલ્યા નહિ અને ત્યાથી વિખરાઈ ગયા તેજ દિવસે સાઝે મોટાભાઇએ બે કલાક ગાળીને એ ટેબલના ટૂકડા કર્યાં અને બબામા નાખવાના છોડાયાંનો ઢગલો હતો તેમા જઇને નાખી આવ્યા !

ભેટની પ્રથા સબધી મારી માન્યતા ખરી હશે ?

( ૧૭ )

# નિશો !

---

વસંતકુમાર—'હા, હા. હા, હા ! મારો આનંદ-મારો હર્ષ સમાવ્યો સમાતો નથી ! કેમ સમાય ? ક્યાં સમાય ? એ દિવ્ય આનંદનું કેવી રીતે-કઈ ભાષામાં વર્ણન કરૂં ? ગમે તેવી ભાષા હોય છતાં પણ આખરે તે ભાષાજ હૃદયની તીવ્ર લાગણીઓ પ્રદર્શિત કરવાને માટે ને લાગણીઓને યથેચ્છ રીતે ન્યાય આપી શકવાને માટે ભાષા એ બહુ જ ક્ષુદ્ર સાધન છે, એમ જગવિખ્યાત બેલજીઅન કવિ મેટરલિંકે કહ્યું છે અને બીજા અનેક નામાંકિત લેખકો અને કવિઓ પણ એજ પ્રમાણે કહી ગયા છે તો હું મારો આ અસીમ આનંદ ભાષાદ્વારા શે વર્ણવું ?

અલબત્ત, આનંદ થવાના કારણો પ્રત્યેક મનુષ્યોને જુદા જુદા હોય છે કોઇને જે આનંદ પાંચ કરોડ રૂપીઆ મળતાં થાય તે જ આનંદ કોઇ કલાર્કને પાંચ રૂપીઆનું પ્રમોશન મળતાં થાય છે મને હજી યાદ આવે છે કે જે આનંદ આજ મને તાજમહાલમાં ચાહ પીતાં નથી થતો તે આનંદ એક અઠવાડીઆમાં બે પૈસા માંડમાંડ બચાવીને મારી વિદ્યાર્થી અવસ્થામાં જ્યારે ઇસ્કોલમાંથી ગાબડી મારીને બગીચામાં બેઠો બેઠો તે બે પૈસાના શેવભજીઆ લાવી તેની હું ઉજાણી કરતો ત્યારે થતો

ફીલસફ-કવિ ઓમર ખય્યામ પોતાના હૈયામાં કયારે આનંદના ધોધ વહે છે તે વિશે કવે છે

સુંદરી શરાબપાત્ર
    વનઝાડીની ઝુંડમાં
એક રોટલી માત્ર
    લખ્યા લાવની કો ઘડી,
કાવ્યામૃતના પાન
    મનહર તારા ગીતડાં
એ મન માન્યા માન
    સ્વર્ગસમા સૌ સુખડાં !

ભલે બિચારો એ પ્રમાણે કરતો ! એને આનંદ એવામાં જ મળતો હશે ! પણ એ પણ ખરૂં કે એનો જમાનો એ આ જમાનો નથી, તે વખતના વિચાર તે ચાલુ જમાનાના વિચાર નથી. ઓમર હાલમાં હોત, કોઇ ઉંડા ગાઢ જંગલમાં ચોવીસે કલાક ગૂઢ શાંતિમાં માશૂક, મધ અને કિતાબ ઉપર જ જીવન વ્યતીત કરવાને બદલે તેને મુંબાઇમાં કોઇ ઓફીસમાં અગીઆરથી તે સાત વાગ્યા સુધી ટીચાવું પડતું હોત તો તેના આનંદના કારણમાં ફેર પડત. કદાચ માશૂક, મધ અને કિતાબને બદલે કોઇક કોઇક વાર ગસપૂરી અને દહિંવડાના જમણમાં જ તે સ્વર્ગસુખ માનત ! હશે !

કોઇ સ્નેહભૂખ્યો, કવિહૃદયી, સૌંદર્ય–ઉપાસક ભરથરી હોય, જડ જગતની અરણ્યસમી શુષ્કતાથી ત્રાસતો, રસવિહોણા જનકુલના સમાગમથી કાંપતો તે પરમ શાંતિ પ્રસરાવતા જંગલમાં ફરતો હોય ત્યાં સહસા, વસંતમાં કોકિલા ટહૂકે તેમ કો દિવ્ય સુંદરીનું મીઠું ગીત તેના પિપાસિત હૃદયની તૃષા છીપતું તેના કર્ણને અથડાય તો તે વખતે તેને કેવો આનંદ થાય ? તેને તે વખતે કેવો નિશો ચડે ? તે આનંદ–તે નિશો તમે કોઇ કલ્પી શકો છો ? તેનું વર્ણન તમે કોઇ આપી શકો તેમ છો ?

બાર બાર વર્ષના વિયોગ પછી પ્રિતમ સ્વગૃહે પાછો આવ્યો હોય, રાત્રિ હોય, આકાશમાં ચન્દ્ર સોળે કળામાં પ્રકાશતો પોતાનો અમૃતસમો પ્રકાશ આ પૃથિવી પટે ઢોળતો હોય, સર્વત્ર શાંતિ હોય, આધેના આંબાવાડીઆમાં, આસપાસના વૃક્ષોમાં, ઝીણા ઝીણા સહસ્ર ધ્વનિ હૃદયમાં પરમ દિવ્યતા ઉત્પન્ન કરાવતા કર્ણગોચર થતા હોય તે વખતે પોતાની મેડીમાં પિયુને પુષ્પથી વધાવવા સજ્જ થયેલી પ્રિયાને પ્રિતમ આલિંગન આપે–ચુંબનથી તેને સ્નાન કરાવે તે સમયે તે મુગ્ધાના કમલ સરીખડા વદનમાંથી, અનેક લાગણીથી ઉભરાતા વિશાળ વક્ષસ્થલમાંથી, આરસમાંથી કોતરી કહાડેલા હોય તેવા શોભતા, વૃક્ષની કુમળી ડાળીસમા તેના કરકમલ-માંથી જે આનંદ ઝરે તે આનંદનું ચિત્ર કોણ આપી શકે ? મુગ્ધાના તે ઘડીના નિશાનું ભાન કોણ કરાવી શકે ?

દીન અવસ્થાનું ચિત્ર છે. નાની ઓરડીમાં પુરૂષ પોતાના નાના બાલકને ખોળામાં લઇ બેઠો છે. પાસે ઝીણો દીવો બળે છે, અધીરાઇથી બાલક અને પુરૂષ ઓરડીના બારણા તરફ ઘડી ઘડી

જુએ છે એટલામા સંયુક્ત કુટુમ્બમાનુ એક ક્ષુલ્લક પાત્ર નાની વહુ આખા દિવસનો કાર્યક્રમ આટોપી, રાત્રિના સાડા અગીઆરે, શ્રમથી હાફતી, પોતાના સાળુથી મો અને હાથ લુછતી લુછતી, ઘેરા આકાશમા જેમ વીજળી ઝબુકે તેમ કાળી જીર્ણ ઓરડીમા ઝબકતી, અને પોતાના આત્માના પ્રકાશથી તેને ઉજ્જ્વલ કરતી દાખલ થાય અને પુરૂષ અને બાલક ઉભયને ભેટી પડે, ઘડીકમા બાલકને ચુબનોથી વધાવી લે ઘડીકમા પતીને આલિંગનો અર્પે તે સમયે તે સ્ત્રીપુરૂષ–બાલક એ ત્રિપુટિને જે આનદ થાય–જે નિશો ચડે તે આનદ કોઇની કલ્પનામા આવે છે ? તે નિશાનુ ભાન કોઇને થાય છે ?

સિંહસ્થનુ વર્ષ પૂરૂ થયુ હોય, તરતની જ લમસરા હોય, રસ્તા ઉપર પાતળો લઇ લઇ મનુષ્યો બેસી ગયા હોય, સરજનજૂની મશ્કરીઓ મોટા ઘાટા પાડી પાડીને માત્ર ક્ષુધા પ્રદિપ્ત કરવાના ઉચ્ચ ઉદ્દેશને લઇને જ કરવામા આવતી હોય અને તે જ ઉદ્દેશને લઇને સહન થતી હોય તે વખતે સહસા આઘેથી ત્રણ ચાર બલવાન પુરૂષોના કરવડે ઉચકાયેલી શીખડની પ્રચડ કુડી આવતી હોય, પાછળ નાના નાના છોકરાઓ–કોઇ મેથીની ભાજીના ભજીઆ કોઇ તળેલા પાપડ, કોઇ ભુરાની, કોઈ વાલની દાળ માટેનો મઘમઘતો વઘાર લઇને દોડતા આવતા હોય તે સમયે–તે મોઘી, મીઠી ઘડીએ પાતળપર સજ્જ થયેલા મનુષ્યોના હૈયામા પ્રસરી રહેલો આનદ–તે નિશો કેવો હોય ? તમે કોઈ કહી શકશો ?

ના, નહિં જ કોઇથી એ કયમ કહેવાય–કોઇથી એ કયમ વર્ણવાય ? કોઇથી એનુ યથેચ્છ ભાન કયમ થાય ?

તેવા જ પ્રકારનો આનદ–તેવી જ તીવ્રતાભર્યો નિશો આજ મારા હૈયાને થનથન નચાવી રહ્યો છે, મારા હૃદયને બહેલાવી રહ્યો છે, મારા ચિત્તને ચમકાવી રહ્યો છે ! મને મસ્ત કરી રહ્યો છે, મને ઉન્માદ બનાવી રહ્યો છે

કહુ ? એ આનદનુ કારણ ? એ નિશાનુ કારણ ?

આજ સાઝે હુ ઓફીસથી ટ્રેનમાં પાછો આવતો હતો તે વખતે મારા ( જડબામા એક ગૃહસ્થ બેઠે બેઠે, મારા બરાબર ૭૩ ગ્રાહક ધરાવતા માસિકના એક લેખને માટે પ્રશસા કરતા હતા ! મે કાનોકાન સાભળ્યુ ! વધુ શુ કહુ ? કહેવાની જરૂર જ નથી !

( ૧૮ )

# આધુનિક કેળવણી.

" કહે નેપોલીઅન દેશને—" એ અમર દોહરાનો કર્તા ફ્રાંસનો લાડીલો નેપોલીઅન આજે જીવતો હોત તો જેવો તેણે માતાઓ વિશે દોહરો લખ્યો તેવોજ એક દોહરો તે પુરૂષોને આધુનિક કેળવણી લેવાને માટે જરૂર લખત. પણ આજ એ નથી, એને બદલે હાલ અહિં ગાંધીયુગ ચાલે છે એટલે જેમને કેળવણી જેવા ગૂઢ વિષયનો અભ્યાસ નથી, જેમણે એ વિષયમાં કાંઇપણ જ્ઞાન સંપાદન કર્યું નથી એ સૌ કોઈ પોતાની અજ્ઞાનાવસ્થામાં બોલ્યા કરે છે " આધુનિક કેળવણી આપણને નિર્માલ્ય બનાવે છે, પુરૂષત્વહીન બનાવી રહે છે, કાયર બનાવી રહે છે " આવા અજ્ઞાન મનુષ્યોને શું કહેવું ? આધુનિક કેળવણી આપણને ધૈર્ય શીખવે છે, દરેક કાર્ય કરતી વખતે ઉંડો અભ્યાસ કરવાની વૃત્તિ આપણામાં પ્રેરે છે, સાહસ કરતાં આપણને અટકાવે છે વગેરે ગુણો વિશે કેમ એ આધુનિક કેળવણીના હિતશત્રુઓ કાંઇપણ બોલતા નથી ?

આધુનિક કેળવણી લીધેલ મનુષ્યો અને તેનાથી વિમુખ વ્યક્તિઓ અમુક પ્રસંગે કેવી જૂદી જૂદી રીતે વર્ત્તે છે એના દૃષ્ટાંતો આપણે તપાસવા બેસીએ તો હજારો દ્રષ્ટાંતો મળી આવે તેમ છે, પણ જ્યાં સત્ય ગ્રહણ કરવાની ઇચ્છાજ નહિ, ગર્દભનું પૂચ્છ પકડયું તે પકડયુંજ એ ન્યાયાનુસાર વર્ત્તવાની ટેવજ પડી ગઇ હોય ત્યાં અપક્ષપાતપણે અમુક વિષયનું પૃથક્કરણ શાંતિથી કરવા જેટલા ધૈર્યની આપણે કયાંથી ઉપેક્ષા રાખી શકીએ ?

હું આવા હજારો દ્રષ્ટાંતોમાંથી એકજ દ્રષ્ટાંત આપું છું

કોલેજો બંધ થઇ હતી, અમે બધા કોલેજીઅનો—હું, મણીભાઇ, દોલતરામ, જસવંતલાલ, મહાસુખભાઇ વગેરે મુંબઇથી અમારા ગામમાં જઈ પહોંચ્યા અમારા ગામમાં તે વખતે લગનસરાની શુભ શરૂઆત થઈ ચુકી હતી. અમારૂં મિત્રમંડળ કોઇક ચાયનાના કોટ, ગ્લેઝડ ખમીસો, ઝીણા બારીક ધોતીઆ, પંપશુઝ, બેંગલોર ટોપીઓ, હાથની બોયમાં ખોસેલ રેશમી રૂમાલ અને હાથમાં ચારલી ચેપલીનની

જયેષ્ટિકાને પણ શરમાવે તેવી નાજૂક, નખરાળી લાકડીઓથી વિભૂષિત, જ્ઞાતિની સૌંદર્યથી છલકાતી સુંદરીઓના નવનકટાક્ષોના આઘાત સહન કરતુ કરતુ વરઘોડામા ગજગામિની પેઠે ચાલતુ. જ્ઞાતિભોજન સમયે અમે સૌ કોલેજીઅનો વસ્ત્રાભૂષણોમા કાંઈક જૂદુ જ બતાવી શકતા દૂરથી બંગાળી ધોતીઆજ હોય એવા લાગતા ઝીણા કાળી કીનારના પીતાબંરો, લંડન અને પેરીસના ફેશનબલ યુવકો પહેરતા હોય તેવા ( અજ્ઞાનીઓ એમ કહેતા કે અમે અમારી ફેશન મુંબાઇના ત્રીજા વર્ગના યુરોપીઅનોને જોઇને સ્વીકારતા, પણ એવા અજ્ઞાનીઓ સાથે વાદવિવાદ અસ્થાનેજ છે ) બારીક રેશમી કપડાના ખમીસો, તેમા પ્રતિષ્ઠિત સોનીઓની ઉચ્ચ કલાના આદર્શરૂપ સુવર્ણ બટનો, માથે ભલભલી યુવતીઓને પણ લજ્જિત કરે તેવી સીધી સેંથી વગેરે સાધનોથી સજ્જ થઈ અમે ઉદર સેવાની સાથે સાથે કઇ કોલેજમા ફેશનેબલ યુવકોની સંખ્યા વધારે, કઈ કોલેજમા યુવતીઓની સંખ્યા વધારે, ઈત્યાદી ઉપયોગી પ્રશ્નો ચર્ચતા, અમારી નાની સરખી જ્ઞાતિ એજ અમારૂ જગત્ એમ માનીને તેની ઝીણામા ઝીણી વાતોનો ઉહાપોહ કરી એ જ્ઞાતિમા અમે અગ્રણી ગણાવવા યત્ન કરતા

ગાંધીની ગાંડી ચળવળ અમારા મિત્રમંડળના હૃદયને સ્પર્શ કરવા અસમર્થ હતી, ખાદી ધારણ કરતા યુવકોને અમે મવાલીની ઉપમા આપતા, આત્મોન્નતિ, સમાન હક્ક, સ્વરાજ્ય, સ્વતંત્રતા વગેરે ક્ષુલ્લક વિષયોને અમારાથી દૂરજ રાખી જ્ઞાતિની સભાઓ, જ્ઞાતિની પરિષદો, પ્રદર્શનો વગેરે મહત્વના વિષયોમા અમે રચ્યા પચ્યા રહેતા વરરાજા પરણતી વખતે એકલો કોલર પહેરે તે ઠીક કે સાથે સાથે ટાઇ પણ પહેરે તો ઉચિત ગણાય એ વિશેની ચર્ચા અમે કલાકોના કલાકો સુધી કરી શકતા

અમારા જગત્મા આ પ્રમાણે પરમ શાંતિ હતી. કાળા વાદળાની ઝાંખી પણ અમારી દ્રષ્ટિમર્યાદામા જણાતી નહતી એવામાં એક ભયાનક પ્રસંગ બન્યો જસવંતરાયના પત્ની જયાબહેન એક સાંઝે રસ્તે ચાલ્યાં જતા હતા તેવામા એક ઓટલા ઉપર ઉભા રહીને અમારી જ્ઞાતિનાજ કોઇ દુષ્ટે તેમની મશ્કરી કરી જયાબેહન-ની સાથે જશવંતરાય પણ તે વખતે હતા પણ આધુનિક કેળવણી-

ના સસ્કારથી પૂર્ણ અકિત હોઇ તેમણે એ દુષ્ટની સાથે જરા પણ વાદવિવાદ કર્યો નહિ અને જાણે એ મશ્કરી સાભળીજ નથી એમ બતાવીને બન્ને ચાલ્યા ગયા

જસવતરાયે આ હકીકત અમને સૌને જણાવી પેલા દુષ્ટનુ ચારિત્ર જાણીતુ હતુ, અને અવારનવાર તે સ્ત્રીઓની મશ્કરી તો શુ પણ અમારા જેવાની પણ મશ્કરી કરતો હતો આથી અમારા મિત્ર-મડળમાના એકે એકના હૃદય ધગી ઉઠયા અમે ઉશ્કેરાઇ ગયા, અને આ બાબતમા શા પગલા લેવા એ વિશે વિચાર કરવા અમે તરતજ અમારા મિત્રમડળની એક સભા બોલાવી સભામા જરાપણ વિવેક અને મર્યાદાના ભગ સિવાય અમે નિષ્પક્ષપાતપણે આ બાબત ચર્ચી

સભામા જુદી જુદી અનેક સૂચનાઓ થઇ એક ભાઇએ એ પ્રશ્ન જ્ઞાતિસભા આગળ લાવી એવા દુષ્ટને જ્ઞાતિબહાર કરવાનો ઠરાવ પસાર કરવાનુ સૂચવ્યુ બીજાએ એને સત્વર કોર્ટમા ઘસડવા બહુજ ભારપૂર્વક ઠરાવ મકયો એકે એની સાથેનો બધોજ વ્યવહાર બધ કરવાનુ સૂચવ્યુ (અને જ્ઞાતિભોજનમા પણ એનાથી બહુજ દૂર બેસવુ અને એ પીરસવા આવે તો ગમે તેવી સારી વાની એ પીરસવા આવ્યો હોય છતા તે ન લેવી એવુ પણ કહ્યુ ) બધી દરખાસ્તોમા વિવેક હતો, મર્યાદા હતી, વિનય હતો, સસ્કૃતિ હતી. છતા આખરે સર્વાનુમતે એમ ઠરાવ્યુ કે અમારા મિત્રમડળ તરફથી દોલતરાયે એક લાબો પત્ર પેલા દુષ્ટને લખવો જેમા એણે કરેલી મશ્કરીથી અમારા મડળની લાગણીઓ કેવી ઉશ્કેરાઈ ગઇ છે, અને જો ભવિષ્યમા એવુ કાઇપણ ફરીથી બનવા પામશે તો પરિણામ બહુ વિપરિત આવશે એટલુજ નહિ પણ અમારા મડળ તરફથી તેની સામા ઠપકાની અને સખ્ત અણગમાની દરખાસ્ત પસાર કરવામા આવશે એમ જણાવવુ

આ પ્રમાણે પત્ર લખાયો અને ટપાલમા પણ નખાયો. એક દિવસ ગયો, બે દિવસ ગયા, પાચ દિવસ ગયા પણ કાઇજ ઉત્તર મળ્યો નહિં ! અમે તે દરમીઆન આ વિષય લગભગ રોજજ ચર્ચ્યા કરતા હતા રસ્તામા કે વરઘોડામા કે જ્ઞાતિભોજનમા જ્યા જ્યા અને જ્યારે જ્યારે પણ પેલો દુષ્ટ અમને મળતો ત્યા ત્યાં અને ત્યારે ત્યારે અમે માત્ર બહુજ અકકડાઇથી એને સહેજ

સલામ કરતા, કોઇક વખત ન છૂટકે એની સાથે મહેજસાજ વાત કરતા અને પછી અમારી આંખમાંથી ઝરતી ઉગ્ર ક્રોધની જ્વાલાથી એને ત્રાસ પમાડતા અમે ચાલ્યા જતા હતા

આખરે સાત દિવસ રાહ જોઇને અમે તેને એક યાદ દેવડાવનાર પત્ર લખ્યો તેનો પણ ઉત્તર મળ્યો નહિં, એટલુંજ નહિં પણ એણે અમારા મંડળના એક સભ્યને–દોલતરાયનેજ–ડાગળો લખવા માટે ભર રસ્તા વચ્ચે ગાલિપ્રદાનથી વધાવી લીધા બસ થઈ ચુકયું ! એ દુષ્ટના આ છેલ્લા કૃત્યથી અમારા હૃદયમાં જે દયાની ઉર્મિ હતી તે નષ્ટ થઈ ગઇ અમારે સભા મેળવી તેની સામા ઠપકાની અને સખ્ત અણગમાની દરખાસ્ત પસાર કરવીજ એવા દૃઢ ઠરાવ ઉપર અમે આવી ગયા

તે પ્રમાણે સભા મેળવી દોલતરાય પ્રમુખસ્થાન લે એમ ઠર્યું. તે પ્રમાણે એમણે લીધું પણ ખરૂ, એટલામાં જયાબ્હેનના ભાઈ અદુભાઈ આખલા આવી પહોચ્યા અદુભાઇ શરીરમાં આખલા જેવાજ મજબૂત હતા અને એક જ્ઞાતિભોજન વખતે તેમણે એક માતેલા સાંઢને પણ શીંગડા પકડીને પાછો હઠાવ્યો હતો પણ તેમણે ઝાઝી કેળવણી લીધેલ નહિં હોવાથી બોલવા ચાલવામાં જડ હતા. અને એટીકેટ જેવું હતુંજ નહિં એટલે અમારા મંડળમાં અમે તેમને સ્થાન આપ્યું નહતું પણ જસવંતરાયના સાળા થાય એટલે એમની મિત્રતાનો સર્વથા ત્યાગ તો નહિંજ થઇ શકે એમ હતું એટલે અમે ન છૂટકે તેમની સાથે થોડો-થોડો સબંધ રાખતા હતા ખરા

"ઓહો અદુભાઈ ! તમે ક્યાંથી ?" મણીભાઇએ પૂછ્યું

"હું હમણાંજ સીધો ભરૂચથી ચાલ્યો આવું છું પણ આ તરફ નજર નાખતા તમને બધાને બેઠેલા જોયા એટલે મનમાં થયું કે કાંઇ આઇસ્ક્રીમ બાઈસ્ક્રીમના થતા હશે એથી હું અંદર પેઠો. પણ ભલા, અહિં તો ખાવા કરવાની કાંઇ વાતજ જણાતી નથી ! તો પછી આ ઉનાળાના દા'ડામાં અત્યારે તમે બધા કરોછો શું ?" સાધારણરીતે જાહેરસભામાં જે રીતે અદાથી બોલાય તેનાથી છેક ઉલટુંજ બહુ મોટો ઘાંટો પાડીને, કર્કશ રીતે હસતા અદુભાઇએ કહ્યું.

દોલતરાયે, મે અને બીજા બે ત્રણે એ ઉપરથી બધી હકીકત તેમને સમજાવી અને તેમને હરકત નહિં હોય તો સભામાં બેસવા

જણાવ્યુ. પણ સસ્કૃતિ વિનાના અદુભાઈ તો કોણ જાણે કેમ અમે કાઈ ઘોરતર પાપ કર્યું હોય એમ અમનેજ ગાલિપ્રદાનથી ખખેરવા મ ડયા અલબત્ત, એમની ભાષા અક્ષરશ તો અશ્લીલ હોવાથી અહિં ઉતારી શકાય તેમ નથી પણ ટુકામા એમણે અમને બાયલા, નામર્દ વગેરે વિશેષણો આપ્યા સભાના કાર્યક્રમમા ખલેલ પડતી હોવાથી અમે તેમને સમજાવવાનો અને શાત પાડવાનો વૃથા પ્રયત્ન કરતા હતા એટલામા પેલો દુષ્ટજ અજાણતા ત્યા આવી ચઢયો

બાજી હાથથી ગઇ. સભાનુ કામ જેમનુ તેમ રહી ગયુ કો કાલભૂખ્યો કેશરી પોતાના ભક્ષને જોઇને કૂદે તેમ અદુભાઇ સ્થાન, સમય, એટીકેટ વગેરે સર્વ ભૂલી જઇ કૂદ્યા, પેલા દુષ્ટને ગળચીમાથી પકડી એક પાટુ મારી પેલો દુષ્ટ અમારી મદદની યાચના કરતો જમીન ઉપર ગબડી પડયો. અદુભાઇની વચમા પડવાની અમારી શક્તિ નહતી એટલે અમે તો દૂરથીજ આ દૃષ્ય જોયા કર્યું જાણે પાપડ ખડાતા હોય તેમ એ દુષ્ટને અદુભાઇએ ખાડી નાખ્યો એની પાસે ભયકરમા ભયકર સોગન લેવડાવ્યા, ધૂળ ચટાવી અને આખરે છેલ્લી બે લાત મારી તેને સભાના સ્થાનમાથી બહાર ફેકી દીધો

" પેલો હવે જયાનુ તો શુ પણ આખી ન્યાતમાથી કોઇપણ છોકરીનુ અપમાન આ જન્મારામા તો નહિં કરે પણ એના હાડકા ભાગ્યા પછી મને હવે એમ થાય છે કે તમને બધાને પણ પકડી પકડીને એક વાર ખોખરા કર્યા હોય તો પાપ નહિં લાગે " આટલુ બોલી અદુભાઈ અમને સાહેબજી પણ કર્યા વિના ચાલ્યા ગયા

સસ્કૃતિ વીનાના, આધુનિક કેળવણીથી વિમુખ આ અદુભાઇનુ આવુ વર્ત્તન જોયા પછી અમે સૌ ખિન્ન થઇ ગયા અને સભાનુ કામકાજ આગળ ચલાવવાની અમારી વૃત્તિ થઇ નહિં એટલે અમે વીખરાઇ ગયા.

( ૧૯ )

# ચોરો વિષે કૈંક.

સંસારમા ઉપાધિઓ કેટલી છે અને તેથી હૃદયને કેટલી નાહકની ચિંતા થાય છે એ સમજુ મનુષ્યોને સમજાવવાની જરાયે જરૂર નથી–બધા જાણે છે જ આમાની ઘણીયે ઉપાધિઓ અર્થ વિનાની છે, છતા પણ 'ચોરો' એના જેવી બીજી અર્થ વિનાની–રહસ્ય વિનાની ઉપાધિ મે હજી જોઈ નથી, જાણી નથી જો કોઇએ જોઈ હોય તો તેમણે કૃપા કરી મને જણાવવી.

પ્રભુએ રાત્રિ શામાટે યોજી છે ' વિશ્રાતિ લેવાજ આખો દિવસ વૈતરૂ કરી થાકીને ઘેર આવ્યા હોઇએ, વાળુ કરીને શાત ચિત્તે, " ચિંતા બાધી ચાકળે " સુવાની તૈયારી કરીએ તેજ વખતે આ ઉપાધિ આપણા કુમળા હૃદયને ત્રાસ આપવા આપણી સમક્ષ ઉભી હોય છે આપણી સમક્ષ એટલે પુરુષો સમક્ષ એજ કહેવાનો મારો આશય છે આ દેશમા કે શુ પરદેશમા બહેનોને ઘણા દુ ખ છે સમાન હક્ક નથી, એમને કોઇ કેળવણી લેવા દેતુ નથી ( જાણે કે માબાપો જે વખતે જોરજુલમથી નાના છોકરાઓને કેળવણી આપવાના યત્ન આદરે છે તે વખતે છોકરાઓની સ્થિતિ છોકરીઓને માટે અદેખાઇ ઉપજાવનાર હોય ને ! ) વગેરે વગેરે પ્રચડ દુ ખો એમને માથે ઝઝુમી રહ્યા છે એ હુ જાણુ છુ પણ–આ તસ્કરનો ત્રાસ તેમને તો નથી જ એમ હું સ્વાનુભવથી કહી શકુ છુ

આપણે પુરુષ થયા એટલે કુદરતેજ આપણને સૌને ભીમના જેટલુ શારીરિક બલ, અર્જુનના જેવી બાણવિદ્યા, જાપાનીઝ જેવી જ્યુજીટસુની કલા, કારપેન્ટીઅરના જેવી બોકસીંગની વિદ્યા બક્ષીજ હોય છે એવો ભ્રમ ઘણુખરૂ સ્ત્રીઓને હોય છે રાતના સુતી વખતે સ્ત્રીઓ આનદથી એટલુ કહે છે " જો જો હો, હમણા ચોરો બહુ નીકળ્યા છે, તમારી ટેવ પ્રમાણે ઉંઘણશી થઇને પડી નહિ રહેતા, જરાક ખડખડાટ થાય કે તરત ઉઠીને એને પકડજો, નહીં તો એકાદને એવો બોખરો કરજો કે ફરીથી આપણા ઘરમા એવા લોકો પગ મુકેજ નહિ ! "

બસ આટલી નાની આજ્ઞા કે વિનતી કે ચેતવણી એમના તરફથી કરવામા આવી એટલે એઓ આ ઉપાધિમાથી મુક્ત ! એમની જવાબદારી બંધ !

ચોરો આપણા ચાકર નથી તેમજ સ્ટેશન ઉપરના ગરીબ મજુર નથી કે રસ્તાના ઝાડુ મારનારા નથી, એ મહાન સત્ય જાણવાની સ્ત્રીઓ તસ્દીજ લેતી નથી આ વર્ગોમાના કોઇ આપણી ઉંઘમા ખલેલ કરવા આવતા હોય તો તો જાણે સમજ્યા બહાર જઇ, હાથમા ચાર આના મુકી બહુ સખત મીજાસ કરીને આપણે તેમને વિદાય કરી શકીએ એમા કોઇપણ જાતનુ જોખમ નથી પણ ચોરો એ વર્ગના નથી એ બીના આપણે હરહમેશ સ્મરણમા રાખવી જોઇએ છીએ ચોરોમા વિનય નથી, વિવેક નથી, અહિંસાત્મક ચિત્તવૃત્તિ નથી, પૂજ્યભાવ નથી, મનુષ્યો પ્રત્યે સ્નેહ નથી પશુના જેવુ ઝનુન એમનામા હોય છે, જરાજરામા ઉશ્કેરાઇ જાય એવી પ્રકૃતિ એમણે કેળવેલી હોય છે ' મારૂ તારૂ ' ના ભેદભાવ એમણે પોતાના હૃદયમાથી ભુસી નાખ્યા હોય છે શારીરિક બલ, કોણ જાણે શાથી, એમનામા આપણા કરતા વિશેષ પ્રમાણમાજ હોય છે આપણે જેમ હાથમા કલમ પકડીએ તેમ તેઓ લોઢાના અણીવાળા સળીઆજ રાખે છે

આવા મનુષ્યો આપણે ઉંઘમા હોઇએ, ગાઢ શાંતિમા હોઇએ તે સમયે આપણને કોઇ પણ રીતે ખબર આપ્યા સિવાય ગૃહમા પ્રવેશીને આપણા ખરા પરસેવાથી ભેગુ કરેલ રાચરચીલુ લઇ જવાની વૃત્તિ રાખે તેમની સામા થવુ એ બાળકોનો ખેલ નથી એ વાત સ્ત્રીઓના હૃદયમા હજી ઉતરી નથી આપણે ઉઠવાના અખાડા કરીએ, ખડખડાટ ઉંદરોએ કર્યો હશે એવા બહાના બતાવીએ કે તરત " હાય હાય ! મરદ થઇને બાયલા કેમ છો ! એના કરતા તો અમે સારા, " ના વગર વિચારના વાકયો સ્ત્રીઓ આપણને મભળાવે છે મરદાનગી કાળી રાતે ચોર જેવા સિદ્ધાંત વગરના મનુષ્યો સાથે લાકડીપટાની રમત ખેલવામાજ આવી જતી હોવી જોઇએ એ ધારણાની સામે મારો સખ્તમા સખ્ત વાંધો હુ આગળ રજુ કરી ચુકયો છુ અને આજે પણ તેમ કરવાને તૈયાર છુ અખાડામાં કુસ્તીઓ થાય છે પણ એ કુસ્તીઓમા અમુક નિયમો હોય છે, આપણે હારીએ એટલે સામાવાળો આપણને છોડી દે છે, આર્થિક

"હાસ્યકથામંજરી", ભાગ ૨ જો.



આપણે જેમ કલમ પકડીએ તેમ ચોરો લોઢાના અણીયાળા સળીઆજ રાખે છે

"ગુજરાત"ના ગન્ધકૃત્યથી ] [ પૃષ્ઠ ૨૨૮

"હાસ્યકથામંજરી", ભાગ ૨ જો.



મે નીચેના ઓરડામા પેલા ગોગની ભયાનક આકૃતિ જોઈ

ગુજરાત"ના અનુકૃત્યથી] [પૃષ્ઠ ૨૩

નુકશાનનો સભવ નથી હોતો ચોરોની સાથેની કુસ્તીઓ કોઈ પણ પ્રકારના નિયમથી થતી નથી, આ વાત પણ લક્ષમા રાખવા જેવી છે તેજ પ્રમાણે " એના કરતા તો અમે સારા " એ વાકયમા તો કોઇ પણ જાતનો અર્થજ નથી દેખાતો ચોરો સામે આપણે ઉદ્ધતાઇથી લઢી નહી શકીએ એથી આપણે સ્ત્રીઓ કરતા કેવી રીતે ઉતરતા ! શુ એઓ લઢી શકે ? અને એક વખત એમ ધારો પણ ખરા કે તેઓ લઢી શકે છે તોપણ શુ ? અમુક એક બાબતમા એઓ આપણા કરતા ચઢીઆતા હોય તો તેથી બધીજ બાબતમા એઓ આપણા કરતા સારા એમ કોઇ પણ રીતે પુરવાર થઇ શકતુ નથી એમ તો એક મારા મિત્ર દિવસમા દોઢસો બીડી પી શકે છે ! આ પ્રમાણે બીડી કોઇ સ્ત્રી પી શકશે ? એક બીજા મિત્ર એકી વખતે પોણો મણ દુધપાક અને સવાસો પુરી ખાઇ શકે છે કોઇ સ્ત્રી આટલુ ખાઇ શકવાની તાકાત ધરાવે છે ? અસ્તુ ટુકમા એટલુ જ કે સ્ત્રીઓ આ કાર્યમા રહેલી જોખમદારી એમના સ્વભાવ પ્રમાણે સમજી શકતી નથી એટલે આપણો ઉપહાસ કરવાના યત્ન આદરે છે

હવે આ ઉપાધિ એવી છે કે જે આપણા જીવનમા ઉડી જડ ઘાલીને બેઠેલી છે અને અલ્પ સમયમા તે નાબુદ થશે એમ માનવાને આપણી પાસે કૈ પણ આધાર કે કારણ નથી સામાન્ય રીતેજ આપણે એવા કૈક ઉપાય શોધવા જોઇએ કે જેથી એ ઉપાધિ જેમ બને તેમ ઓછી દુ ખકર થાય પણ એ વીશે કોઇ પુરુષ જોઇએ તેવુ લક્ષ આપતા હોય તેમ જણાતુ નથી મારા જેવો એ વિષયનો અભ્યાસી કોઈ માર્ગ સૂચવે તો એ એકદમ ગ્રહણ કરવાને બદલે સામો ઉપહાસ કરવાની ધૃષ્ટતા સામાન્ય માણસો કરે છે એ ખરેખર શોકજનક છે

એક વખત અમારા ગામમાજ ચોરોનો ઉપદ્રવ બહુ ફાટી નીકળ્યો સ્ત્રીઓએ રીતિ મુજબ પુરુષોને એ બાબતમા કૈક ઉપાયો યોજવા માટે ગોદાવ ગોદાવ કરવા માડયા આખરે પુરુષોએ એક સભા મેળવી સૌ સૌએ જુદા જુદા અવ્યવહારિક ઉપાયો સૂચવ્યા કોઇએ એમ સૂચવ્યુ કે ચોરોની સભા મેળવી તેમને અહિંસાત્મક અસહકારના ઉચ્ચ સિદ્ધાંતો શીખવવા પણ ચોરોના નામ અને શીરનામા જાણ્યા વિના એમને આમત્રણપત્રિકા કયે ઠેકાણે મોકલવી

એ પણ એક પ્રશ્ન થઇ પડયો તેમજ જાહેર આમત્રણ આપવાથી પણ તે લોકો નહિજ આવે એમ બધાને લાગ્યુ એટલે એ યોજના પડતી મેલાઇ આખરે લગભગ બે ચાર કલાકની તકરાર પછી બે ત્રણ વિરુદ્ધ મતે રાતના રૅાન ફરવાની યોજના અમલમા મેલાઇ. વિરુદ્ધમા હું હતો. રાતના અગીઆરથી સવારના પાચ સુધી ચાર ચાર માણસોની ટુકડી રૅાન ફરવા નીકળે એટલે ચોરો એની મેળે કાંતો આપોઆપ પકડાઈ જશે, કાંતો કટાળીને નાશી જશે અને કાતો ભુખે મરી જશે એમ આ અપૂર્વ યોજના ઘડનારાઓના હૃદયમા માન્યતા થઈ હતી હુ વિરુદ્ધ હતો એ મે આગળ જણાવેલુ છે જ. મારી વિરુદ્ધતા માટેના મારી પાસે સબલ કારણો મોજુદ હતા પણ એ સાભળે કોણ ?

સામાન્ય રીતે વિચાર કરીએ તો પણ જણાય કે રાતના બહાર ફરવાની આદત પાડવી એમા ઘણુ જોખમ સમાએલુ છે. દરેક ધર્મના સિદ્ધાતો રાતના રખડવાની સામાજ છે તો પછી ચોરોનો ઉપદ્રવ નાશ કરવાના બહાના હેઠળ એ ખરાબ રીતિ શા માટે અમલમા મુકવી ? બીજુ, રાતના ઠડીમા ફરવાથી ન્યુમોનીઆને આપણે ચોખ્ખુ આમત્રણ આપીએ છીએ તેનુ કેમ ? ત્રીજુ સાથે લીધેલા બે ત્રણ ઝીણા બળના ફાનસને અજવાળે આપણે ધારી ધારીને ઝાડીઓમા જોવા ફરીએ અને ચોરો કૈ દિશામાથી આવશે અને તે વખતે આપણે કૈ દિશામા કેટલી ત્વરાથી પ્રયાણ કરવુ એ વિશેના વિચારમા આપણી આખ આ ક્રિયાથી કેટલી બગડે છે એનો ખ્યાલ સરખો પણ કોઇને આવે છે ? પણ આવા નાના નાના કારણો બાજુએ મુકીએ તોપણ સૌથી મોટુ નુકશાન આ જાતની રૅાન ફરવાથી એ થવાનો સભવ છે કે એથી આપણા હૃદયમા હિંસાત્મકવૃત્તિનો આવિર્ભાવ થાય છે ચોર મળે તો આપણે તેને કુટીજ કાઢવો એવુ ખરૂ તો નહિ પણ માત્ર દેખાવને ખાતર પણ. રૅાન ફરવા જનારાઓએ વારવાર કહેવુ પડે છે. હવે, વારવાર એકને એક વાક્ય આપણે બોલ્યા કરીએ તો આપણા હૃદયમા તે વાકય ખુચી જાય છે. આ મહત્વના વાધાને લઇને પણ હુ આ યોજનાની સખ્ત સામા થયો હતો છતા હુ જાત પણ એટલામાં એક સ્વયસેવક રીવૅાલ્વરનો પરવાનો લઈ આવ્યો. આ બનાવ માગ જાણવામા આવ્યો ત્યારથી તો મે રૅાન ફરવા ચોખ્ખીજ ના

પાડી દીધી કારણ ખુલ્લુજ છે, એ બંદુક રૌન ફરવામા કામે લગાડાય એટલે ચોરોની જીદગી કરતા આપણી જીદગી વધુ ભયમા રહેજ એ ચોક્કસ છે આવી રીતે પરવાના લઇ આવીને બંદુક રાખનારાઓ કેવા પરાક્રમો કરે છે એ જાણવા જેવુ છે પણ અહી એ વિષયનુ વર્ણન કરવુ એ જરાક અસ્થાને છે એટલે એ વીશે વળી કોઇક બીજે પ્રસંગે

ચોરોના ઉપદ્રવ સામે વાપરવા માટે મારી પાસે એક સારો ઉપાય છે એમ હુ ધારુ છુ અલબત્ત સાચુ કહી દેવુ જોઇએ કે આ ઉપાય મને અનાયાસેજ પ્રાપ્ત થયો હતો.

અંધારી રાત હતી. સર્વ દિશામા ગાઢ શાંતિ પ્રસરી રહી હતી. કોક કોક ઠેકાણેથી કુતરાના રડવાનો અવાજ થતો હતો. હુ આખા દિવસના શ્રમથી કંટાળી ઘસઘસાટ ઉંઘતો હતો એટલામા મારી પત્નીએ મને ગોદો મારીને ઉઠાડયો ને કહ્યુ "શુ સુઇ રહ્યા છો ! નીચે ચોર આવ્યા જણાય છે જરા ઉઠીને નીચે જઇને એમને પકડોને."

આ વાક્યમા રહેલી જવાબદારીની નંદ્દન ન્યૂનતા વિશે વાદવિવાદ કરવાનો સમય નહતો એથી મે કહ્યુ, "અરે, ચોર તે હોય ! ઉંદરો હશે."

થોડીવાર શાંતિ રહી હું પાછો ઉંઘી ગયો ફરીથી પડખામાં ગોદો પડયો ને અવાજ આવ્યો "ઉંદર નથી હો !"

મે આંખ મીંચી રાખીનેજ જવાબ વાળ્યો, "બિલાડી હશે"

વળી થોડીવાર શાંતિ, ત્રીજો ગોદો પડયો અને અવાજમા કૈંક ઉગ્રતા જણાઇ "હુ તમને હવે ઉંઘવા દેવાની નથી નીચે ચોરજ આવ્યો છે નવી તપેલીઓ લઇ આવ્યાને હજી પુરા પંદર દિવસ પણ થયા નથી એ ચોરાઇ જશે તે મારાથી નહી ખમાય પણ જો જો હો ! બીચારાને બહુ મારતા બાંન્ધતા નહી પકડીને બાંધજો અને પછી પોલિસને બોલાવી લાવજો"

બીજો માર્ગ નહતો એટલે હુ ઉઠયો દાદર ઉપરથી નીચે ઉતર્યો રમણા ઉપરથી મે નીચેના એક ઓરડામા પેલા ચોરની ભયાનક આકૃતિ જોઈ એના મો ઉપર સદ્ગુણનુ એકેય ચિન્હ નહતુ મને એ ચોરના કુટુંબ માટે દયા આવી. જો આ ચોરને હુ

મારીશ તો એની સ્નેહાળ પત્ની એના કુમળા બાળકો વગેરેનું ભરણપોષણ કોણ કરશે એ ખ્યાલથી હુ ગળગળો થઇ ગયો હુ પાછો ઉપર ગયો, પણ ત્યા તો પત્નીશ્રી ઉભાતાજ. તેમણે પ્રશ્ન કર્યો "કેમ પાછા આવ્યા ?"

"ના ના, હુ તો ચશ્મા લેવા આવ્યો હતો પણ–પણ તુ એને મારવાની નાજ કહે છે ને ?" મે કહ્યું

"હા બા, મારતા તો નહીજ લ્યો આ તમારા ચશ્મા લાકડી આપુ ?"

"ના લાકડીની કૈ જરૂર નથી" લાકડી કૈ કામની હતીજ નહી એટલે હુ ચશ્મા પહેરીને નીચે ઉતર્યો દાદરથી નીચે ઉતરીને હુ ઉભો રહ્યો આગળ વધવાનુ મને ઠીક ન લાગ્યુ હુ ચોરને જોઈ શકતો હતો પણ એ મને જોઇ શકે એવી સ્થિતિમા હતો નહી એટલુ ઠીક હતુ કારણ કે નહી તો કદાચ ગભરાઇને એના હૃદયને ઇજાજ થઇ જાત 'હુ શુ કરૂ' એવો વિચાર કરતો હતો એટલામા અધારાને લઇને હુ એક ખુરશી સાથે અફળાયો. ખુરશી ધડાક દઇને ગબડી પડી મને ઢીંચણ ઉપર બહુ સખત વાગ્યુ પણ મારી નજર તો ચોરનેજ જોઇ રહી હતી ચોર આ અવાજથી એકદમ ગભરાઇ ગયો અને ચોરવાનુ પડતુ મુકી બારી પાસે ગયો. આથી ધીમે રહીને એક બીજી ખુરશીને ધક્કો માર્યો ખુરશી ધડામ્ દઇને પડી ચોર આથી ઘણોજ ગભરાયો અને છલગ મારીને બારીમાથી કુદીને નાઠો મે તરત પાછળ જઇને બારી બગાબર બધ કરી. ઉપરથી પત્નીનો અવાજ આવ્યો, "પકડયો ?

"ના, સહેજને માટે છટકી ગયો" મે જવાબ આપ્યો ઉપર જઇને એ પરત્વે ઝાઝુ વિવેચન કર્યા સિવાય ચશ્મા ઉતારી હુ ઉઘવા પથારીમા પડયો

હવે જ્યારે જ્યારે ખડખડાટ થાય છે ત્યારે મને કશી પણ ચિંતા થતી નથી. માત્ર એકજ કામ કરવાનુ મારે માથે આવી પડે છે નીચે ઉતરી બે ખુરશીઓ થોડે થોડે વખતને અતરે ગબડાવી મુકવી પડશે અલબત્ત, આ માટે મે બે ખાસ જુની ખુરશીઓ ગખી મુકી છે એટલે ગબડાવતા ખુરશીઓ ભાગવાની ફીકર નહી રહે

આ ઉપાય કેવો લાગે છે ?

# સાક્ષરો કેવા હોવા જોઇએ ?

કેટલાક મનુષ્યોને આ પ્રશ્ન હાસ્યાસ્પદ લાગશે, કેટલાકને અર્થ વિહીન લાગશે, કેટલાકને મુર્ખાઇભર્યો લાગશે, પરતુ વહુની ગત સાસુ શુ જાણે ! જેના માર્ગમા વિપત્તિ આવી હોય તેજ તે વિપત્તિનુ ખરુ રહસ્ય સમજી શકે—તેજ તે વિપત્તિ વેઠનાર પ્રત્યે દીલસોજી બતાવી શકે જે પ્રજાએ પરતત્રતાની બેડી પહેરી નથી તે પ્રજાને પરતત્ર પ્રજાની શૃખલાના દર્દની પીછાન કેવી રીતે થઇ શકે ? તેજ પ્રમાણે જેમના ભાગ્યમા લેખક થવાનુ, સાક્ષર થવાનુ ( આપણા સાહિત્યમા લેખક, કવિ અને સાક્ષર શબ્દો વચ્ચે ભિન્નતા ગણવામા આવતીજ નથી આ જાતની વૃત્તિમા અજ્ઞાનતા નથી પણ હૃદયની વિશાલતા છે ! ) કે કવિ થવાનુ લખ્યુ નથી તેમને લેખક–કવિ–સાક્ષરના જીવનમા ઉભી થતી વીટબણાનો ખ્યાલ કેમ આવે ?

પણ જે મનુષ્યો આ દિવ્ય વર્ગના છે, કે થવાની ઇચ્છા રાખે છે તેમને આ પ્રશ્ન ઘણો મહત્વનો લાગશેજ છતા કોઇને પણ નહી લાગે તો લાચાર મને તો હૃદયમા વ્યથા થઇ છે અને થાય છે એટલે કહેવુ પડે છે. અસ્તુ

હુ લેખક છુ–કવિ છુ–સાક્ષર છુ મારૂ નામ એકેએક માસિકમા મશહુર છે. લેખ મોકલવા માટેના વિજ્ઞપ્તિપત્રો જથ્થાબધ મારે ત્યા આવે છે અને નવા પ્રસિદ્ધ થતા માસિકોના નમુનાના બે ત્રણ અકો પણ મને અવારનવાર મળ્યા કરે છે, છતા—છતા ઘણાનેએ એમ લાગે છે કે હુ લેખક નથી–કવિ નથી—સાક્ષર નથી ! સૌ કોઇને સહજ પ્રશ્ન થશે કે શા માટે નથી ? ઉત્તર આપવો સહેલો નથી છતા આપવા યત્ન કરુ છુ

અમુક મનુષ્યોની કલ્પનામા " સાક્ષરો કેવા હોવા જોઇએ " એ વિષે અમુક જાતના વિચારજ પેસી ગયેલા છે એક માણુસ સાક્ષર થયો હોય એટલે તેણે અમુક ફીટ ઉચા હોવુજ જોઇએ, અમુક ફીટ જાડા હોવુ જ જોઇએ, અમુક જાતની અને અમુક લબાઇની મુછ રાખવીજ જોઇએ, વયમા અમુક વર્ષના હોવુજ જોઇએ અમુક

ક્રમનો પોષાક પહેરવોજ જોઇએ, અમુક જાતની ક્રાલલી, સડેલી વાતો કરવીજ જોઇએ, વગેરે વગેરે

હવે નિષ્પક્ષપાત મનુષ્યોને હું એમ પુછવા માગું છુ કે આ જાતની એક દૃઢ ભાવના રાખવી એ યોગ્ય છે? સાક્ષરોના આખા વર્ગે એકજ જાતની પહોળાઇ, એકજ જાતની મુછ, એકજ વય, એકજ જાતનો પોષાક અને એકજ જાતની વાતનો સ્વીકાર કરવો એ શકય છે! શકય હોય તો પણ ઇચ્છવા યોગ્ય છે?

અલબત, પોલીસને એકજ પોષાક આપવાથી અને એકજ જાતની ઉંચાઇના માણસોનેજ પોલીસ બનાવવાથી આપણે તરત એમને ઓળખી શકીએ છીએ, ટ્રામ ડ્રાઇવરો, કંડકટરો વગેરેને પોષાક ઉપરથી ઓળખીએ છીએ અને એવી રીને ઓળખવામા કેટલીક સરલતા પણ રહેલી છે, પણ સાક્ષરોને એકજ જાતના ઉત્પન્ન કરવાથી શો લાભ? સમજાવશે કો ફીલ્સુફી—?

કેટલાક મનુષ્યો કહેશે કે સાક્ષરો અમુક જાતના હોવાજ જોઇએ એમ કોઇ માનતુ હોય એમ અમે માનતા નથી આ જાતની દલીલો લાવી શકાય તેમ છે, પણ તે દલીલોને તોડવાને માટે મારી પાસે સ્વાનુભવના પુરાવા મોજુદ છે સાચુ પુછાવો તો એ પુરાવાજ મારે પ્રજા સમક્ષ મુકવા હતા, પણ એ બાબત વિષે લખવાના વિચારમા ને વિચારમા ઉપર લખ્યુ છે તે લખી દેવાયુ

એક સુપ્રસિદ્ધ માસિકના તેવાજ સુપ્રસિદ્ધ તંત્રીએ મારા લેખ અન્ય માસિકોમા વાચ્યા અને વાચીને ઉત્સુક હૃદયે તેમણે મને પોતાના માસિકમા લેખ લખવાનુ આમંત્રણ કર્યું મે ઉદાર હૃદયે તે સ્વીકાર્યું અને એકાદ બે લેખ મોકલ્યા પણ ખરા તંત્રીજીને આથી લોભ લાગ્યો પોતાના માસિકમા સુધારા કેવા પ્રકારે થઇ શકે તે સંબંધી તેમણે ઘણીજ નમ્રતાથી મને એક લાંબો પત્ર લખ્યો

કોણ જાણે શાથી પણ તે વખતે મને ખાસ ફુરસદ હતી એટલે ઘણાજ ભપકાથી મે તેમનાથી દોઢગણો પત્ર લખીને તેમને ઉત્તર આપ્યો પત્રવ્યવહાર લંબાયો મારી 'ઓરીજીનલ' (અપૂર્વ) સુચનાઓથી મે એમને ચકિત કરી નાખ્યા એમને મારે માટે અપૂર્વ માન થયુ—અને—અમારા ઉભયના કમનસીબે, મને જાતે મળવાની ઇચ્છા એમને થઇ આવી. તેમણે તે ઇચ્છા પૂર્ણ કરવાના પ્રસંગો શોધવા માડયા

એમ કહેવાય છે કે જ્યારે મનુષ્ય છેલ્લી માંદગીમા પડે છે ત્યારે તેને મૃત્યુની ચોક્કસ આગાહી થાય છેજ એમ પણ કહેવાય છે કે જ્યારે આપણા જીવનમા કોઇ મહાન્ શુભ કે અશુભ પ્રસગ બનવાના હોય છે ત્યારે પણ આપણને આગાહી મળે છેજ માજી કૈઝરને ૧૯૧૮મા આ જાતની આગાહી થઈ હશે કે કેમ તે હુ જાણતો નથી નેપોલીઅનને વોટરલુના રણસગ્રામના આરભમા આવા ચિન્હ જણાયા હતા કે નહી તે હુ નિશ્ચયપૂર્વક કહી શકતો નથી મરાઠાઓના માનીતા સદાશિવ ભાઉને પાણીપતના યુદ્ધ વખતે ચેતવણી મળી હતી કે નહી એ બાબત ઇતિહાસમા કોઈ પુરાવો મારા વાચ્યામા આવ્યો નથી જ્ઞાતિમા લગ્નસરામાં જમણ-વારના ઇજનો ધમધોકાર આવતા જતા હોય, અને પેટ કેટલે સુધી બગડે ત્યા સુધી આપણે દૃઢ હૃદયે, યત્કિંચિત્ પણ ડર્યા વિના આ જમણવારોમા અગ્ર નેતા થઇને ભાગ લેવો એ વિચારમા મશગુલ બન્યા હોઇએ તેવામા આપણા દૂરના સગામા કોઇ વૃદ્ધાત્મા ૮૦ કે ૮૫ મે વર્ષે દેવલોક પહોચી જાય અને એથી આપણને સૂતક આવવાથી આપણાથી કોઇ પણ પ્રસગમા ભાગ નહી લઇ શકાય એવે પ્રસગે પણ આ પ્રકારની ગેબી સૂચના મળે છે કે નહી તેની મને ખબર નથી ગમે તેમ હો, પણ આ પ્રસગે કૈક વિચિત્ર લાગણી મને થઇ આવી એ તત્રીને મળવા જતા મને ડર ઉત્પન્ન થવા લાગ્યો એ પ્રસગ ન આવે એવા યત્નો મે યોજવા માડયા

બે ત્રણ માસ હુ એમા ફાવી શકયો, પણ પછી એકદા સહસા અમે ઉભય એકેકને મળી ગયા!

"હા, હા, હા! આવો ભાઇ, બેસો, તમારૂ નામ શુ? તમે સ્કુલમા જતા હશો?" મુછ ઉપર ગાભીર્યથી તાવ દેતા મને તત્રીજીએ પુછ્યુ

અસત્ય કથન કરવાથી યુધિષ્ઠિરનો રથ કેટલો નીચો પડયો હતો એ કથા મને સાભરતી હતી ગાધીજીના સત્ય પ્રત્યેના સ્નેહનુ મને પુરેપુરુ ભાન હતું છતા અસત્ય બોલવાનુ મન થયુ, પણ એટલામાજ મારી સાથેના એક મિત્રે ભાગરો વાટી દીધો "તમે એમને ઓળખતા નથી? અરે જાઓરે મારા સાહેબ! આ તો મિ. નાનાભાઇ,—ના લેખક, તમારા માસિકમા પણ અવારનવાર લખે છે ને?" બસ! સાધુના સાળામા ફરતો હુ કોઇ શયતાન

હોઉ તે પ્રમાણે મને તંત્રી ફાટી આંખે જોઇ રહ્યા. તેમણે મને પોતાના હૃદયમાં કોઇ છ ફીટ ઉંચી, વિશાળ છાતીવાળી, ભરાવદાર મુછોવાળી, કરડા ચહેરાવાળી, મોટી ફાંદવાળી અને યુનિવર્સીટીની અનેક ઉપાધિઓને ગજવામાં ઘાલી ફરવાવાળી આકૃતિ કલ્પી હશે, પણ તેને બદલે નીકળી પડયો હું !–પાંચ ફીટ ઉંચો, બે વેંતની છાતીવાળો, મુછ હતી ન હતી જેવી અને યુનિવર્સીટી સાથે તો પ્રથમથીજ અસહકાર માંડી બેઠેલો !

" તમે નાનાભાઇ ?" તંત્રીજીએ ઘણીજ કડક રીતે પુછ્યું

હું ભોંઠો પડી ગયો, ધ્રુજી ઉઠયો, કંપી ગયો મને "નાનાભાઇ" નામ પ્રત્યે તિરસ્કાર આવ્યો મારી ફોઇએ મને એ નામ આપ્યું એ માટે ફોઇની અજ્ઞાનતા પ્રત્યે દયાની લાગણી થઈ. બહુજ નમ્રતાથી મેં જવાબ આપ્યો, " હાજી, હું જ નાનાભાઈ"

" પેલા—નામના પુસ્તકના લેખક પણ તમેજ કે ?" ૫૬૭ રૂપીઆના કલાર્કની સાથે બહુ મિત્રાચારીથી વાત કરતાં કોઇ મોટા માણસ પકડાયા હોય અને જેવા તે ક્રોધિષ્ઠ થાય તેવા ક્રોધથી તંત્રીજી ગાજી ઉઠયા

ભુલમાં આપણે કોઇને મોટો માણસ ધારીને બોલાવીએ અને પરિણામે પેલો માણસ ઉતરતા દરજ્જાનો નીકળે તો તે સમયે આપણી સ્થિતિ કેવી દયાજનક થાય છે એ તમે કોઇએ અનુભવ્યું છે ? એક પ્રસંગે હું એક ડાકટરને ત્યાં બેઠો હતો એટલામાં સ્વચ્છ વસ્ત્રો અને મોટો ફેંટો પહેરેલો એક પુરૂષ આવ્યો ડાકટર સાહેબે એકદમ હસીને, બેસવાને ખુરશી બતાવીને કહ્યું " બયઠો, બયઠો, શેઠ ! આપકું ક્યા હુવા હય ?"

" જી–મેરેકુ–મય તો—" નવો આવનાર પુરૂષ બોલ્યો

" ઓહોહો ! એ તો સબ અચ્છા હો જાયગા અચ્છા, આપકા નામ ક્યા ?" ડાકટરે હસી હસીને પુછ્યું

" જી, મેરા નામ રામદીન ધોબી " નવા આવનાર પુરુષે કહ્યું

પછી ? પછી શું ! પોતાની પાસે ખાસ ખુરસી આપીને બેસાડેલો ગૃહસ્થ રામદીન ધોબી નીકળી પડયો એથી ડાકટરના હૃદયને જે વ્યથા થઇ તેનું વર્ણન હું કામાં આપવા બેસું તોપણ પાંચેક પૃષ્ટ ભરાઇ જાય—પણ હું મુળ વાત ઉપરજ આવું

તંત્રીજીના સવાલનો જવાબ આપતાં હું ટેંટેં પેંપેં થઇ ગયો મારાં કેવા કમભાગ્ય કે મેં એ પુસ્તક લખ્યું એ વિચારથી હું

"હાસ્યકથામંજરી", ભાગ ૨ જો.



" હું કોઇ શયતાન હોઉં તે પ્રમાણે મને તંત્રી ફાડી આંખે જોઇ ગ્યા "

[પૃષ્ઠ ૨૩૬

" ગુજગત"ના બન્ધુકૃત્યથી]

"હાસ્યકથામંજરી", ભાગ ૨ જો.



મે ઘર બતાવતા કહ્યું, "પેલા ઓટલા ઉપર બેસોને,
હું હમણા આવ્યો."

"ગુજરાત"ના બન્ધુકૃત્યથી ] [ પૃષ્ઠ ૨૩૮

દીન બની ગયો એ પુસ્તક રવિન્દ્રનાથની 'ગીતાંજલિ, જેવુ તો કદાચ નહી હોય, પણ બીજા અનેક કચરા જેવા પુસ્તક પ્રસિદ્ધ થાય છે તેના કરતા તો સારુ હતુજ એવી મારી ખાત્રી હતી હુ જેમ તેમ બોલ્યો " હાજી, એ મે લખ્યુ છે "

" હ અ, ઠીક. એ પ્રમાણે લખવાનો અભ્યાસ રાખશો તો પાચ દશ વર્ષે ઠીક લખતા થઇ જશો ચાલો, સાહેબજી" તત્રીજી બોલ્યા હુ ભગ્ન હૃદયે અપમાન સહન કરીને શાહબુદ્દીન ઘોરીના દરબારમાથી અધ પૃથુરાજને ચાલ્યા જવાનુ હોત તો તે જેમ ચાલ્યો ગયો હોત તે પ્રમાણે ચાલવાનો યત્ન કરતો બહાર ચાલ્યો ગયો

" મારા પુસ્તક જેવુ ગુજરાતી ભાષામા બીજુ પુસ્તક નથી મારી વિદ્વત્તા, મારી તર્કશકિત અને મારી વિવેચક બુદ્ધિ ઉત્તમ પ્રતિની છે " વગેરે વગેરે શબ્દો તત્રીજીએ મારા ઉપર લખેલા કાગળોમા હજી મારી પાસે મોજુદ છે એટલે એક સમયે મારે માટે તત્રીજીનો સારો અભિપ્રાય હશેજ એ તો નિર્વિવાદ વાત છે ત્યારે આ પ્રમાણે એ અભિપ્રાય બદલવાનુ કારણ શુ ? લેખકો–કવિઓ સાક્ષરો જેવા હોવા જોઇએ તેવો હુ અમુક બાબતમા નહીજ હોઇશ એમ મને લાગે છે, પણ તે કઇ કઈ બાબતમા ? મને કોણ ખુલાસો કરે ?

એક બીજો અનુભવ વર્ણવુ ? સાહિત્યોદ્યાનમા વિહરનાર એક રસિક યુવાન્ યુવાનીના સ્વપ્નોમા રાચતા અમારા ગામમા આવી ચઢયા અમારા ગામમા અમારા કમભાગ્યે ઘણા સાક્ષરો વસે છે એવી લોકવાયકા છે એટલે એ યુવાને પણ ત્યા આવીને ત્યા વસતા સાક્ષરોના નામ વિશે પોતાના એક મિત્રને પુછ્યુ પેલા મિત્રને અને મારે કૈ ખાસ દુશ્મનાવટ જેવુ તો હતુજ નહી, છતા પણ કોણ જાણે શાથી તેણે ચારેક સાક્ષરોના નામ આપ્યા તેમા મારુ નામ પણ ભેળવી માર્યું પેલા યુવાન પહેલા બીજા સાક્ષરોના દર્શને જઇને પોતાની જાતને કૃતાર્થ કરી આવ્યા અને પછી મારા દર્શનાર્થે, મારા પગ આગળ બેસીને મારા વચનામૃતનુ પાન કરવાના ઉમદા ઇરાદાથી મારે ત્યા આવ્યા.

તેઓ મારે ત્યા આવવાના છે એની મને ખબર નહતી. એ પોતે આવા સાહિત્યક્ષેત્રમા રસ લેનારા હશે, સાક્ષરોને પૂજતા હશે, તેની પણ મને ખાતરી નહતી. મને સાક્ષર ગણી લઈને મારા જ્ઞાનના ભડારમાથી થોડોક ભાગ પોતાને લેવાની આકાક્ષા હતી તે

વિશે પણ હુ જાણતો નહતો વસ્તુસ્થિતિ આવી હતી એટલે મને અન્યાય થયો હતો એ તો જાણી શકાય તેવીજ વાત છે

ગમે તેમ હો, સાજનો સમય હતો, રવિવાર હતો દસ દસ બાર બાર વર્ષના છોકરાઓને ભેગા કરીને રબરના બોલથી ક્રીકેટ મેચ રમવાનો અખાડો મે અમારા વાડામા જમાવ્યો હતો કુકુ પહેરણુ અને નાનાશા ધોતીઆનો કચ્છોટો એજ માત્ર મારા શરીરને તે વખતે આચ્છાદિત કરનાર વસ્ત્રો હતા ક્રીકેટમા આ જાતનો પોષાક પહેરવામા નથી આવતો એ વાતથી હુ અજ્ઞાત નથી છતા પણ ચોમાસુ હતું, વાડામા કાદવ પુષ્કળ હતો વગેરે જોતા મારાથી બીજો પોષાક પહેરી શકાય તેમ નહતું. તેમજ હું આગળ જણાવી ગયો તેમ, કોઇ પણ મનુષ્ય—કોઇ પણ મુમુક્ષુ—મારા દર્શન કરવાને કોઈ દિવસ આવશે એવો આછો આછો ભાસ પણ મને નહતો, એટલે હુ રસથી રમતમા ભાગ લઇ રહ્યો હતો ત્યા એ આતુર-હૃદયી યુવાન્ આવ્યા ! એ ચાર ક્ષણુ આકાશમાથી દેવતાઓ દીન ક્ષુદ્રાત્માઓને નીરખી રહે તે પ્રમાણે અમને બધાને તે નીરખી રહ્યા અને પછી તેમણે એક નાના છોકરાને પુછ્યુ "શ્રીયુત્ સુજ્ઞ નાનાભાઇ—પેલા સુપ્રસિદ્ધ લેખક અહી રહે છે ?"

છોકરો પ્રથમ તો એના મો સામુ જોઈ રહ્યો અને પછી અટ્ટહાસ્ય કરીને બોલ્યો "લ્યો નાનાભાઇ, આ તમને કોઈ મળવા આવ્યુ હોય એમ જણાય છે—પણ તમે સીજ્ઞુતસુગ નામ ક્યારથી રાખ્યુ અને તમે લેખક ક્યારથી થયા ?"

મને લાગ્યુ કે કોઈ પીડા નાહક કોઇનુ ઘર ખોળતી આવી હશે, તેને કોણ જાતે જવાબ આપવા જાય ! વળી તેજ વખતે મારો દાવ હતો મારી રમત ઉપર અમારી બાજુની ફત્તેહનો આધાર હતો, એટલે મે ઘર બતાવતા કહ્યું "પેલા ઓટલા ઉપર બેસોને, હુ હમણા આવ્યો "

પછી રમતમા હુ એ વાત ભુલી ગયો અને આશરે અરધાએક કલાકે હુ પેલા યુવાનને મળવા ગયો અત્યારસુધીના મારા વર્તનથી તેમનુ હૃદય વ્યગ્ર તો થઇજ ગયુ હતુ છતા તેમણે વિનયથી પુછ્યુ "બાળકોને આનદ આપતા હતા ?"

"ઓત્તારીની ! તમે પણ વળી શુ નવો ભમરડો ઘુમાવો છો ? હુ પોતેજ રમીને આનદ લેતો હતો—બીજાને આનદ આપવા

કોણુ નવરૂ બેસી રહ્યું હતુ ? પણુ ભાઇ, તમે મને મળવા આવ્યા છો ? શેને માટે ?" વિદ્વાન્ સાક્ષર તરીકેના મારા ઉચ્ચ દરજ્જાની જરા પણુ દરકાર કર્યા વિના મે તો ઉત્તર દઇ દીધો

પેલા રસિકનુ હૃદય વધારે વ્યથા પામ્યુ. મારી સાથે કેવી રીતે વાત શરૂ કરવી એ એમને સુઝયુ નહી. રમત છોડીને આવવુ પડ્યુ હોવાથી હું તો ચીઢાયો હતો એટલે મારે તો એ અપરિચિત માણુસ જોડે બોલવાની ઇચ્છાજ નહતી. આમ થોડીવાર મૌનજ રહ્યું. પછી પેલાએ પાછુ શરૂ કર્યું "ફલાણુાભાઇની કૃતિઓ આપે વાચી છે ?"

"હા, કેમ ?" મે કહ્યું.

"આપ એમને વિશે શુ ધારો છો ?" પેલાએ પુછ્યુ.

"શુ ધારૂ છુ ? વાહ ! માણુસ સારા છે, ખાસ્સા જાડા, પહોળા, પહોચતા છે, પણુ બીજાસમા સભાળવા જેવા છે પણુ તમને કૈ એમની સાથે વાધો પડયો છે ? મને વચ્ચે નાખીને સમાધાની કરવા માગો છો ?" મે પુછ્યુ.

પેલા ભાઇ તો એ સાક્ષર સબધી, એમના પુસ્તકો સબધી વગેરે વગેરે કૈક અનેરુ, દિવ્ય જાણુવાની આકાક્ષા રાખતા હતા તે મારો જવાબ સાભળીને સડકજ થઈ ગયા

મે પુછ્યુ "આ વખતે કવોડ્રે ગ્યુલર ટુર્નામેટમા કઇ ટીમ જીતશે ?"

તેમણે જવાબ આપ્યો "એવી ક્ષુલ્લક બાબતો ઉપર હુ વિચાર નથી કરતો અને આપના જેવાની પાસેથી હુ તેવાની આશા પણુ નથી રાખતો."

ક્રીકેટ જેવી રમત વિશે આવા અક્કલ વિનાના ઉદ્દગારો હુ સહન કરી શકયો નહિ એથી હુ બોલી ઉઠયો "હે ! શુ ? ક્રીકેટ ક્ષુલ્લક બાબત ! ત્યારે તો ટેનીસ પણુ ક્ષુલ્લક, પીંગ પોગ પણુ ક્ષુલક, આટાપાટા પણુ ક્ષુલ્લક ! પત્તા, સોગટાબાજી, બાઇબાઇ ચારણી બધુયે ક્ષુલ્લક !"

"ગુજરાતી સાહિત્ય, માસિકો, તેમના તત્રીઓ, વ્યવસ્થાપકો," પેલા ભાઇએ બહુ ગાભીર્યથી ચલાવ્યુ "લેખકો, કવિઓ, સાક્ષરો, તેમના પુસ્તકો, તેમાથી ઉદ્દભવતા અનેરા આલ્હાદો, દિવ્ય ભાવનાઓ આવા આવા વિષયોમા જ મારૂ જીવન ઓતપ્રોત થઇ ગયુ છે આપણુા સાહિત્યમા શુ નથી ? શેકસપીઅર છે, શેલી છે, બાયરન છે, ડુમા છે, ડીકન્સ છે, મેકોલે છે, બર્ક છે—શું

નથી ? કહો તો હું ગણાવું ! કલાપી શેલીથી ઉતરતા છે ? નરસિંહ-રાવ વર્ડઝવર્થને પણ ટક્કર મારે, મુનશી ડુમા, ડીકન્સ અને સ્કોટની જીવત ત્રિમૂર્તિરૂપ જ છે, રમણભાઇના ભદ્રંભદ્ર ઉપરથી તો ડીકન્સે "પીકવીક પેપર્સ' લખ્યા છે આપણા સૌજન્ય, વિનય——"

પછીથી એ શુ બોલ્યા અથવા તો એ શુ બોલવા જતા હતા એ હું કહી શકતો નથી, કારણ કે મે ઘણુ દબાવ્યુ છતા પણ અટ્ટ-હાસ્યનુ એક પ્રચડ મોજુ મારા મુખમાથી નીકળી પડયુ એટલે એ આત્મા છળ્યો અને ત્યાથી ત્વરિત ગતિએ પોતાના ગૃહ ભણી પોતાના શરીર તેમજ આત્માને તેણે પ્રયાણ કરાવી દીધુ

મને તે વખતે તો કૈ દુ ખ થયુ નહી અને હું પાછો અધુરી રહેલી રમતમા ભાગ લેવા ઉત્સુકતાથી દોડયો, પણ પાછળથી મારા હૃદયમા ઘણી વ્યથા થઇ સાક્ષરો–લેખકો–કવિઓથી હુ કૈંક જુદોજ પડી જતો હોઇશ, એમનામા જે દૂષણો હોવા જોઇએ નહી તે દૂષણો મારામા મોટા પ્રમાણમા હશે અને એમનામા જે દુષણો હોવા જોઇએ તે મારામા હશે જ નહી એમ મને લાગે છે પણ એ દૂષણો કયા હશે ? મને કોઈ કહેશે ?

( ૨૨ )

# મંગળ માણેરો અને સર્યૂ સોનારણ.

( બહુ જુના સમયની શોક–રસથી ભરપૂર કથા )

કાઠીઆવાડી કઠસ્થ સાહિત્ય હાલના જન સમાજમા બહુ પ્રિય વિષય થઇ પડયો છે જૂદા જૂદા અધિપતિઓ આ સબધી લેખો પ્રાપ્ત કરવા ભગીરથ પ્રયાસ કરી રહ્યા છે આવે સમયે અમને એક જૂના હસ્તલિખિત ગ્રથની પ્રાપ્તિ અનાયાસે થઇ છે, તેમા આજ સુધી પ્રકટ નહી થયેલ વીર, શૃગાર, શોક વગેરે વગેરે રસોથી ઉભરાતી, છલકાતી અનેક કથાઓ છે પણ જેમ આવી કથાઓને સબધે સ્વાભાવિક છે, તેમ આ કથાઓમા પણ કોઇ સપૂર્ણ સ્થિતિમા નથી બધી ત્રૂટક ત્રૂટક છે દુહાઓ પણ વચમા વચમા અધૂરા જણાય છે છતા એમાથી થોડીક કાંઈક પૂર્ણતાના અશવાળી

જણાઇ છે જો કાર્યવ્યવસાયી અધિપતિઓ એમને પોતાના અમૂલ્ય માસિકો યોગ્ય ગણશે, કમ્પોઝિટરો પોતાને હાથે એને પ્રસિદ્ધ કરવામા નાનમ નહી જુએ, અને ટપાલખાતાના અમલદારો વચમાંથી એ માસિકો આ અમૂલી કથાઓ વાચવા પ્રેરિત થઇને “ તફડમચી ખાતે ઉધાર ” નહી કરી જાય, અને પરિણામે જનસમાજના હાથમા જતા તેમને રૂચિકર થશે, તો ભવિષ્યમા એ કથાઓ વાચનારના કરકમલમા અર્પણ કરવાના પ્રયાસ આદરવામા આવશે.

આ કીમતી ગ્રથની પ્રાપ્તિ કેવી રીતે થઇ એ કથા ચમત્કારવાળી છે ચર્ચગેટ પાસેના સમુદ્રના તરગ જોતા હું સ્નેહભરી આખે સૂર્યાસ્ત પણ નિરખી રહ્યો હતો, ત્યા “ ગરમ મસાલેદાર ચીવડા ”-નુ સુમધુર સગીત મારા કર્ણને અથડાયુ હુ રસિક છુ એટલે સગીતથી પ્રેરાઇ મે અર્ધા આનાનો ચોવડો લીધો આ ચીવડો જેમા બાધવામા આવેલ તે કાગળના જીર્ણ કકડામા મે આ દુહાઓમાથી કેટલાક જોયા ! આથી ઉત્સુક હૃદયે અને પૂર્ણ ભક્તિભાવથી દર સાઝે અર્ધ અર્ધ આનાનો વ્યય કરીને આશરે એ માસ નિયમિત મે એ અણમોલા કાગળોનો સગ્રહ કર્યો. પરિણામ ઉપર જણાવેલ છે અસ્તુ

આવી કથાનો સમય નકકી કરવો એ મુશ્કેલ કાર્ય છે, છતા આ કથાનો સમય અડસટ્ટે કળી શકાય તેમ છે કથામા વપરાયેલ અમુક શબ્દો એ સમય નકકી કરવામા આપણને ઘણી સહાય આપે છે ઉદાહરણાર્થે પહેલા દુહામા વાપરવામા આવેલ શબ્દ “ચાટલા”–નો અર્થ તે સમયમા બહુ પ્રચલિત એવા આખના ચશ્મા–તે પણ કચકડાની ફ્રેમવાળા મોટા કદના–એમ થઇ શકે છે સાતમા દુહામાં “ બારવટ આદરૂ ” અને “ મેડા વાલકેસર ” એ બે વાકયો બહુ અર્થસૂચક છે જે સમયની આ કથા છે તે સમયમા દ્રવ્યપ્રાપ્તિ અર્થે લુચ્ચાઇ કરવી પડે એવી માન્યતા હતી, અને તેજ પ્રમાણે લોકો કરતાયે ખરા, અને “ બારવટ ” શબ્દ બારિસ્ટરના અપભ્રંશ તરીકે હોય. આ ધધામા ધન એકઠુ કર્યા કેડે દ્રવ્યવાન લોકો “ વાલકેસર ” એટલે કે તે કાળમાં “ વાલુકેશ્વર ” નામે એક સ્થાન પ્રસિદ્ધ હતું, ત્યા મોટી મોટી મહેલાતો બધાવીને રહેતા હતા. આઠમા દુહામા “ પૈડાળા ઘોડા ” છે એ આપણને બહુ મદદકર્તા થઇ પડે છે. આ શબ્દનો અર્થ તે જમાનામાં વપરાતુ

" મોટર કાર " નામનુ એક વાહન એવો લઇએ તો આખા દુહાનો ભાવાર્થ સ્પષ્ટ સમજી શકાય છે. આ મોટરકારો ધનાઢ્ય મનુષ્યોના અસબાબમા તે વખતમા એક આવશ્યક અગ ગણાતુ હતું. આ પ્રમાણે નવમા દુહામા આવેલ શબ્દો " ચરલી મૂછ, " " પગરખ વાકરના ", "પોતા," " કાઠલડા " એ પણ તે વખતમાં વપરાતા વસ્ત્રાભૂષણો હતા, એમ આપણે ઇતિહાસ દ્વારા જાણી શકીએ છીએ.

ઉપર જણાવેલ દૃષ્ટાન્તોથી આપણે ચોક્કસ અનુમાન કરી શકીએ કે આ કથા બહુ પ્રાચીન સમયની છે અને તેનો કાળ ઇસ્વીસનની વીસમી સદી અને તે પણ ૧૯૨૦ થી ૧૯૨૨ ની સાલજ હોઇ શકે, છતા કોઈ વિદ્વાન આ કથા બીજા કાળની છે એમ સિદ્ધ કરશે તો અમે સહજે તેમની દલીલ નિષ્પક્ષપાતપણે તપાસીશુ

× × × × ×

મગળ માણેરો અને સર્યૂ સોનારણ ઊચી જ્ઞાતિના યુવક અને યુવતી હતા મગળ માણેરાના માતપિતા પૈસેટકે સુખી હશે એમ લાગે છે સોનારણનુ કુટુબ તેમનાથી ઉતરતુ નહી હોય

> કામણગારો સધ, કોટે કાળા ધાબળા,
> કડીઆળી લૈ હથ્થ, આંખે રૂડા ચાટલા ૧
> ઓણુકી આ સાલ, ભણતર ઝાઝા લૈ ભણ્યા,
> મગળ માણેરાય બે ત્રણ માગા આવીયા ૨

આ બે દુહામા મગળનુ વર્ણન કવિએ તાદૃશ્ય કર્યું છે. મગળ શરીરે કામણગારો અને ઉજળા વર્ણનો, કાળી કાસ્મીરીના કોટ પાટલૂન પહેરતો, હાથમા કડીવાળી અર્થાત્ પાતળી નેતરની સોટી રૂપાની કડીવાળી રાખતો, અને આખે મોટા કચકડાની ફ્રેમવાળા ચશ્મા પહેરતો

મગળ ઝાઝા ભણતર એ સાલમા ભણી રહે છે એટલે કે તે સમયમા બી એ નામની વિદ્યાપીઠની ઉચી પદવી ગણાતી તે લે છે, એટલે જ્ઞાતિમાથી કન્યાઓના માગા આવવા માડે છે.

> સર્યૂ એમા એક ગગન ઘોડલે ચાદલો,
> માગા પાછા ઠેલતા કાળી નાગણ પરવર્યો ૩

માણેરો પોતાની વિદ્યા તેમજ ધનસપત્તિમા ગર્વિષ્ટ બનેલો હોઇ માગા પાછા ઠેલતો જાય છે તેમા સર્યૂ નામની રૂપવતી પણ રગે શ્યામવર્ણી કન્યાનુ માગુ પણ પાછુ ઠેલાય છે. કાળી નાગણ

જોવીને પાછી કાઢી એવા વિચારથી માણેરા બીજા માગાઓની રાહ જોતો અટારીએ ઉભો રહે છે.

માણેરાની વાટ સર્યૂ ઝબકી વીજળી,
શેલે ઓપે હાડ ઈંદરરાણી મલપતી ૪

થાવા કાળ તે માણેરો એક દિ પોતાની અટારીમાં ઉભો હતો, તેવે નીચેથી સુદરીઓનુ એક ટોળુ અદર અદર મજાક ઠઠ્ઠા કરતું–હાસ્ય વિનોદ કરતુ ચાલ્યુ ગયુ તે ટોળામા સર્યૂ પણ હતી સર્યૂએ તે વેળા ઘેરા આકાશના રગને મળતુ, ઝીણુ, શરીરના અગેઅગની સુદરતા ઓર દીપાવતુ શેલુ પહેર્યું હતુ, અને એને લઇને ઇદ્રાણીની પેઠે શોભતી સર્યૂ વીજળી ઝબકી હોય તેમ ઝબકી અને ચાલી ગઈ, પણ જતા જતા માણેરાના હૈયાને ચોરતી ગઇ

ચોથા અને પછીના પાચમા દુહાની વચ્ચે બીજા ત્રણ ચાર દુહાઓ હોવા જોઇએ એમ કથા વાચતા આપણને જણાય છે પણ તે ઘણી તપાસ કરવા છતા મળી શકયા નથી, એટલે વચમાની ત્રૂટીઓ અનુમાનથી સાધવી પડે છે

પાડ રાઇના રાત, વાહ્યા પાણી દોયલા,
મગળ કડવા રૂપ, શેલા વાહ્લા લાગીયા ૫
રૂપાવરણી દેહ મગળ! સપુત સાપડયો,
કાળી માગણુ જાત આભડછેટુ આવશે ૬

પોતાનુ દિલ ચોરી જનાર પેલી વીજળીને પોતાની કરવા માણેરાએ ઘણુ ઘણુ કર્યું પોતાની માને, બહેનને અને ભાભીને પણ સર્યૂને ત્યા મોકલી, પણ સર્યૂ એકની બે થઈ નહી પોતે માગુ મોકલ્યુ તે પાછુ ઠેલ્યુ હતુ એ વાત આ હઠીલી, જુવાનીને મદે ચડેલી સોનારણ ભૂલી ન હતી તેણે માગુ તેવી રીતે પાછુ ઠેલ્યુ. એટલુજ નહી, પણ પોતાના રૂપના કરતા પણ માણેરાને શેલુ વધુ સુદર લાગ્યુ એ હકીકત કહેતા મહેણા પણ મારી લીધા

તે કહે છે હે મગળ માણેરા ' રાઇના પાડ રાતે વહી ગયા છે, અને વહી ગયેલા પાણી મળવા કઠણ છે તને મારૂ રૂપ કદરૂપુ લાગ્યુ પણ મારૂ શેલુ વાહ્લું લાગ્યુ

મગળ! તારી માએ તો સપૂતને જન્મ આપ્યો છે, અને તારી કાયા રૂપાના જેવી ઉજળી છે અમારી માગણુની જાત ( પોતે પહેલા માગું કરેલ એટલા માટે ) કાળી છે, એટલે અમારી સાથે સંબંધ જોડતા તને આભડછેટ આવશે, અર્થાત્ કે તું નીચો ગણાઇ જશે

હૈડે રાણી તુય, તુંથો બારવટ આદર,
મડા વાલકેસર તું કાજે કબજે કર ૭
સર્યૂ તારે કાજ પૈડાળા ઘોડા લઉ,
. ... ... ૮

કેટલોક સમય વીતી જાય છે, અને મગળની સર્યૂ પ્રત્યેની લગની ઓછી થતી નથી એક વખતે પૂર્ણિમાને દિવસે ચદ્ર આકાશમા પોતાનુ સ્નેહભર્યું સામ્રાજ્ય સ્થાપી રહ્યો હતો, પ્રેમીઓ પોતાની પ્રેમગોષ્ટીઓમા મસ્ત બની રહ્યા, અને મોટા મોટા માર્ગો પણ મનુષ્યના પગરવ વિના શાત નિર્જન હતા, તે સમયે જ્ઞાતિભોજનમાથી પાછો ફરતો મગળ સર્યૂને પોતાની મેડીની બારીએ ઉભેલી જુએ છે

આવો પ્રસગ ફરી ફરી નહી મળે એમ ધારી મગળ સર્યૂને સબોધીને કહે છે હે સર્યૂ ! તુ મારા હૈયામા રાણી રૂપે છે તુ જો મારી થવાને કબુલ કરે તો હુ બારવટુ કહેતા એવો ધધો કરૂ, કે જેથી થોડા સમયમા વાલકેશ્વર ઉપરની મહેલાતો તારે માટે વચાતી લઇ લઉ.

તારે માટે હું મોટર કારો પણ વસાવુ—

( આ પછી દુહાની લીટી મળી શકતી નથી, અને દુહો અપૂર્ણ દશામા રહે છે. એ પૂરો મળ્યો હોત તો ઓર આનદ ઝામત )

સર્યૂ આ પોતાના પ્રેમમા મસ્ત બનેલા દર્દીના દુહા સાભળી રહી, પણ એણે ઉત્તર વાળ્યો નહીં, એટલે માણેરો ફરીથી બોલે છે

તુ વિણુ ચરલી મૂછ, પગરખ વાકરના ભલા,
પોતા ઘાલ્યા બાંય, કાઠડલા ઓપે નૈ ૯

સર્યૂ ! તારા વિના ચારલી ચેપીલનના જેવી મૂછ, વ્હાઇટવે લેડલોને ત્યાથી ખરીદેલા વોક ઓવરના બુટ, ખમીસની બાયમા ઘાલેલો રેશમી રૂમાલ અને કોલરો ઓપશે નહી, માટે માન ! ભલી ! માન !

શેલા ઓપે હાડ, હાડ વગર શેલા નૈ,
સર્યૂ ! કાળા કેર અધાપામા વાધીયા ૧૦

છતા સર્યૂએ જવાબ નહી આપ્યો, એટલે પોતે કરેલા ગુન્હાનો એકરાર ખરા દર્દીની પેઠે માણેરો કરે છે, અને પોતાની માની લીધેલી માશૂકની દીનતાથી માફી માગે છે તે બોલે છે શેલાં તો શરીરથોજ સારા લાગે છે, શરીર વિનાના શેલા મારે શા કામના ? સર્યૂ ! હુ તે વખતે આધળો હોઇશ કે મારાથી તારી

સુંદરતાને માટે આવો હલકો અભિપ્રાય બાંધી દેવાયો !

સુણુતા લાજુ છેક, મગળ તારી વાતડી,
વાઘાના આ કોડ આભ તૂટે યે નવ છૂટે ૧૧
રીઝ્યો શેલે કા મનખો આ માણે નહિ,
ભૂડા ! મા કર ધાડ સર્યૂના સપના હવે ૧૨

સર્યૂ આવી પ્રેમની આજીજીથી પણ પિગળી નહી, અને કઠણ હૈયાથી તેણે રોકડો જવાબ આપી દીધો મગળ ! તારી વાતોથી મને શરમ આવે છે તારો વસ્ત્રો પ્રત્યેનો મોહ એવો છે કે ઉચેથી આકાશ નીચે પડે છતા તે ઓછો નહી થાય હવે તું ગમે તેવું કાલુ કાલુ બોલીને મને રીઝવવા માગે છે, પણ તુ પહેલા શેલા ઉપર કેમ મોહી પડયો ? તુ હવે આ દેહને માણી શકવાનો નથી ભૂડા ! ઉતાવળ કરીને ગમે તે પગલુ ભરી બેસતો નહી, કારણ કે સર્યૂના તો હવે તારે સ્વપ્નાજ રહેવાના !

પાજર જાશે વૈ, આવખડાના નેદા નૈ,
રાયા ! મારે મેખ, મનના માગ્યા નવ મળે ૧૩

આ પ્રમાણે ઘેલોતુર પ્રેમી મગળ હતાશ થઇ વડલાના છાયા હેઠળ વીલે મ્હોડે બેસે છે, અને પોતાના ભાવી ઉપર વિચાર કરે છે તે વખતે કવિ તેને ઉદ્દેશીને કહે છે, કે હે રાયા મગળ ! મનુષ્યનુ શરીર જતે દહાડે ચાલ્યુ જશે, અને આયુષનો કઇ ભરોસો નહી, માટે હે ! નિરાશાવાદી ! તુ ઉઠ, મનુષ્યદેહ માગ્યો મળતો નથી માટે તારૂ ચિત્ત કઈ બીજામા પ્રેર !

* * * *

કથા અહી પૂરી થાય છે માણેરો પછી કોઇ બીજી કન્યા લાવ્યો કે હિમાલય તપશ્ચર્યા કરવા ચાલ્યો ગયો એ કથામા સ્પષ્ટ જણાવ્યુ નથી. પણ બીજી તપાસ કરતા એમ જણાય છે કે સર્યૂ સોનારણ અને મગળ માણેરો બન્ને જૂદે જૂદે ઘેર પરણ્યા હતા, અને લાબા કાળ પછી બન્ને વચ્ચે મિત્રભાવ પણ થયો હતો ખરે ! બાકી હૈયાની વાતું તો હરી જાણે !

સમાપ્ત.

# હિન્દુ ધર્મની પાઠમાળા.

ક્રાઉન ૧૬ પેજી પૃષ્ઠ ૪૩૦ સોનેરી ત્રણ નામનુ સુશોભિત પુઠુ.
કિંમત રૂ. સાડા ત્રણ. (વિ૦ પી૦ પોસ્ટેજ સાથે રૂ ચાર)
મૂળ લેખક—લાલા બૈજનાથ બી એ, રીટાયર સેશન જજ, આગ્રા
ઉત્તર હિન્દુસ્તાનની શાળાઓમા ટેક્સ્ટ બુક તરીકે ચાલતા હિન્દી ગ્રન્થ ઉપરથી આવશ્યક ફેરફાર તથા ઉપયુક્ત વિષયો—ચરિત્રો વગેરેનો વધારો કરીને તૈયાર કરેલા આ પુસ્તકમા નીચે પ્રમાણે ૧૩ ભાગ અને ૧૨૨ પાઠ છે

---

**ભાગ ૧ લો—ધર્મ અને તેના પ્રવર્ત્તક**

પાઠ—૧ ધર્મ ૨ વેદ ૩ સ્મૃતિ. ૪—૫ ઇતિહાસ—રામાયણ, મહાભારત ૬ પુરાણ ૭ ભારતવર્ષ અને તેનો મહિમા ૮ કાળનિયમ

**ભાગ બીજો—ઇશ્વર.**

પાઠ—૯ ઇશ્વર મહિમા, ૧૦ ભક્તિ, ૧૧ સવાર સાજની પ્રાર્થના, ૧૨ ભક્તિમહાત્મ્ય, ૧૩ ભક્તિ અને જ્ઞાનનો અભેદ

**ભાગ ત્રીજો—મનુષ્ય અને તેનું કર્તવ્ય**

પાઠ—૧૪ મનુષ્ય તત્વ, ૧૫ જીવાત્મા, ૧૬ જીવની નિત્યતા, ૧૭ સ્વર્ગ અને નરક, ૧૮ પાપ અને પુણ્ય

**ભાગ ચોથો—વર્ણાશ્રમ વ્યવસ્થા.**

પાઠ—૧૯ વર્ણવ્યવસ્થા, ૨૦ આશ્રમ, ૨૧ બ્રહ્મચર્ય, ૨૨ ગૃહસ્થાશ્રમ, ૨૩ વાનપ્રસ્થાશ્રમ, ૨૪ સન્યસ્તાશ્રમ.

**ભાગ પાંચમો—સસ્કાર.**

પાઠ—૨૫ સોળ સસ્કાર ૨૬ બાળરક્ષણના નિયમો ૨૭ યજ્ઞોપવિત, ૨૮ વિવાહ, ૨૯ અન્ત્યેષ્ઠી સસ્કાર

**ભાગ છઠ્ઠો—સ્ત્રીઓના ધર્મ અને પુરૂષોનું કર્તવ્ય.**

પાઠ—૩૦ સ્ત્રીના ધર્મ અને શિક્ષણ, ૩૧ સ્ત્રીલગ્નની ઉમર, ૩૨ સ્ત્રીઓની દિનચર્યા, ૩૩ સ્ત્રીઓએ આપત્તિના સમયે કેવી રીતે વર્તવુ, ૩૪ લાજ મર્યાદા, ૩૫ સ્ત્રીઓના વ્રત નિયમ અને સ્વાતન્ત્ર્ય ૩૬ પતિવ્રતા સ્ત્રીઓ—સાવિત્રી, ૪૭ સીતા, ૪૮ દમયન્તિ. ૩૯ તારામતિ, ૪૦ દ્રાપદી ૪૧ પતિનો પત્ની પ્રત્યેનો ધર્મ.

**ભાગ સાતમો—આચાર.**

પાઠ—૪૨ સામાન્ય આચાર, ૪૩ વિશેષ આચાર, ૪૪ દિનચર્યા, ૪૫ નિત્ય કર્મ, ૪૬ વિશેષ દિનચર્યા, ૪૭ ભોજન ૪૮ વ્યાયામ, ૪૯ ભાષાશુદ્ધિ, ૫૦ બપોર પછીના સમયનો ઉપયોગ.

૫૧ પોષાક, ૫૨ ઘરોની બાંધણી ૫૩ ઋતુચર્યા, ૫૪ વ્યવહાર શુદ્ધિ, ૫૫ બાહ્યશૌચ, ૫૬ આદર્શ મહાપુરૂષો—શ્રી રામચંદ્રજી, ૫૭ હનુમાનજી, ૫૮ ભીષ્મપિતામહ

### ભાગ આઠમો—પ્રચલિત ધર્મવ્યવસ્થા

પાઠ—૫૯ ધર્મ અને તેનું હાલનુ સ્વરૂપ, ૬૦ ત્રિમૂર્તિ—પંચાયતન ૬૧ શક્તિ ઉપાસના, ૬૨ અન્ય દેવોની પૂજા, ૬૩ મૂર્તિપૂજા. ૬૪ વૃક્ષોની પૂજા ૬૫ પશુ પૂજા, ૬૬ જપ, ૬૭ પઠન, ૬૮—૭૦ વ્રતઉત્સવ, ૭૧ વ્રતઉત્સવથી થતા લાભ, ૭૨ તીર્થયાત્રા, ૭૩—૭૬ હિંદુસ્થાનના તીર્થ ક્ષેત્રોની સવિસ્તર માહિતી ૭૭ ભગવાન શ્રીકૃષ્ણ ૭૮ તીર્થક્ષેત્રોની વર્તમાન સ્થિતિ

### ભાગ નવમો—દાનધર્મ.

પાઠ—૭૯ દાન, ૮૦ સર્વોત્કૃષ્ટ દાન, ૮૧ દાનનો મહિમા, ૮૨ દાનશુદ્ધિ

### ભાગ દશમો—અસત્ વિશ્વાસ અને તેનું પરિણામ

( ૧ ) ફલિત જ્યોતિષ, ( ૨ ) જંત્ર, મંત્ર, બાધા આખડી. ( ૩ ) સિદ્ધિ બતાવનાર ઠગો ( ૪ ) વેશધારી તપસ્વીઓ ( ૫ ) અંધપરંપરાની ગુરૂસેવા ( ૬ ) ભૂત પ્રેતાદિના ખોટા વહેમો વગેરે.

### ભાગ અગીઆરમો—પ્રચલિત સંપ્રદાયો અને તેની વ્યવસ્થા.

પાઠ—૮૪ સંપ્રદાયો અને તેનુ સ્વરૂપ ૮૫ સંપ્રદાયોની ઉત્પત્તિ અને હેતુ ૮૬ સ્માર્ત સંપ્રદાય ૮૭ શ્રી સંપ્રદાય ૮૮ રામાનંદી, કબીરપંથ, દાદૂપંથ ૮૯ મહાત્મા તુલસીદાસ ૯૦ સનક અને મધ્વ સંપ્રદાય ૯૧ ચૈતન્ય સંપ્રદાય ૯૨ પુષ્ટી સંપ્રદાય ૯૩ શક્તિ સંપ્રદાય ૯૪ શીખ સંપ્રદાય ૯૫ જૈન ૯૬ સ્વામીનારાયણ સંપ્રદાય ૯૭ સંપ્રદાયોનુ પરિણામ અને તેની સ્થિતિ

### ભાગ બારમો—ધર્મિષ્ઠ મહાપુરૂષોનાં જીવનવૃત્તાંત.

પાઠ—૯૮ બુદ્ધ ૯૯ મહાન્ અશોક ૧૦૦ વિક્રમાદિત્ય ૧૦૧ શ્રીશંકરાચાર્ય ૧૦૨ રામાનુજાચાર્ય ૧૦૩ રાણા પ્રતાપસિંહ ૧૦૪ સવાઇ જયસિંહ ૧૦૫ અહલ્યાબાઇ ૧૦૬ રાજા રામમોહનરાય. ૧૦૭ દયાનંદ સરસ્વતી

### ભાગ તેરમો—મોક્ષ.

અધ્યાત્મ શાસ્ત્રવિચાર. સત્સંગ. ઇન્દ્રિયનિગ્રહ સમાનતા, નિષ્કામ કર્મ અનન્યભક્તિ ધારણા, ધ્યાન ને સમાધી તપ. સંસારની નિત્યાનિત્યતા જીવાત્માનુ સ્વરૂપ જીવનમુક્તપુરૂષો. સ્વામી ભાસ્કરાનંદ. પરમહંસ રામકૃષ્ણ સ્વામી રામતીર્થ.

લખો.— **જીવનલાલ અમરશી મહેતા,**
પીરમશાહ રોડ, અમદાવાદ.

## કવિતા-સાહિત્યનાં પુસ્તકો.

**પૂર્વાલાપ**—સ્વ૦ કાન્ત-મણિશંકર રત્નજી ભટ્ટના કાવ્યોનો સંગ્રહ કીંમત રૂ ૦-૧૨-૦

**દીવાને સાગર**—સાગર કૃત ગજલો-ભજનો-વગેરેનો ૫૦૦ પૃષ્ઠનો મોટો સંગ્રહ સુફીઝમના ખાસ શબ્દોના કોશ તથા નારદમુનિ કૃત ભક્તિસૂત્ર સાથે કીમત રૂ ૩-૮-૦

**સ્મરણસંહિતા**—એક સચિત્ર કરુણ પ્રશસ્તિ લેખક ન૦ ભા૦ દીવેટીઆ પ્રો આનંદશંકર બાપુભાઇ ધ્રુવના લાંબા ઉપોદ્‌ઘાત તથા ખાસ ચિત્રો સાથે કિં રૂ દોઢ

**પ્રવાસ પુષ્પાંજલિ**—સ્વ હરિલાલ હર્ષદરાય ધ્રુવ કૃત યુરોપ યાત્રાના પ્રવાસ વર્ણનના સુન્દર દશ્ય કાવ્યોનો સંગ્રહ કિ. રૂ. દોઢ.

**સ્નેહસંગીત**—સચિત્ર કર્તા-રા કેશવ હ. શેઠ. કિંમત બાર આના. (૧) સ્નેહસંગીત. (૨) સ્નેહાર્પણ, (૩) સ્નેહતપ અને (૪) પ્રકીર્ણ એ ચાર પ્રકારના ત્રેપન કાવ્યો, રૂપેરી નામનુ સુંદર પુઠું દરેક લાયબ્રેરીમા ખાસ સંગ્રહવા યોગ્ય આ કાવ્યસંગ્રહ છે

**સ્રોતસ્વિની**—"કલ્લોલિના" કર્તા દામોદર ખુશાલદાસ બોટાદકરના નવીન કાવ્યોનો સંગ્રહ ઈનામ લાયબ્રેરી માટે મંજુર થયો છે કીં. બાર આના.

**નિર્ઝરિણી**—દામોદર ખુશાલદાસ બોટાદકરના નવીન કાવ્યોનો ત્રીજો સંગ્રહ સા શ્રી કૌશિકરામ વિઘ્નહરરામ મહેતાએ લખેલા ઉપોદ્‌ઘાત સાથે કીમત રૂ ૦-૧૨-૦.

**સ્વદેશગીતાવલિ**—કર્તા કેશવ હ શેઠ પાકું પુઠું એન્ટીક કાગળ કીં. ૦-૧૪-૦ આમાં સ્વદેશભક્તિ, સ્વદેશધર્મ અને દેશદાઝને લગતા કાવ્યો ઉપરાંત છત્રપતિ શિવાજીની રાજ્યવ્યવસ્થાવાળું એક વિસ્તૃત ખંડકાવ્ય છે.

# મેવાડ-પતન.

**બંગાળાના સુપ્રસિદ્ધ નાટકકાર બાબુ દ્વિજેન્દ્રલાલ રોયના ઐતિહાસિક ઉત્તમ નાટકનું તેવુંજ સુંદર ભાષાંતર કિં રૂ દોઢ**

આ નાટક મહારાણા પ્રતાપસિંહના પુત્ર અમરસિંહ તથા જહાંગીરના સમયનું છે તેમા પતિપ્રેમ, દેશપ્રેમ ને વિશ્વપ્રેમ એ ત્રણ ઉચ્ચતર પવિત્ર ભાવનાઓને અત્યંત મનોહર રીતે ખીલવી તાદ્દશ્ય કરી બતાવી છે મેવાડનું પતન થતા તે જહાંગીરના કબજામા જાય છે છતા હિંદુ મુસલમાનોનું ઐક્ય ઘણીજ સરસ રીતે સાધવાનો ઉત્તમ માર્ગ કવિએ આમા દર્શાવ્યો છે હિંદુ મુસલમાનની એકતા સાધવામા આ પુસ્તક હાલના એકતાના સમયે સરસ વિચારો આપે છે

# રાઇનો પર્વત.

કર્તા—રા. બ રમણભાઇ મહીપતરામ નીલકંઠ.

" પ્રભુથી સહુ કંઇ થાય છે, અમથી થાય ન કાંઈ,
" રાઇનો પર્વત કરે, પર્વત બાગનિ માંહિ "

આ દોહરો નાટકના સૂત્ર રૂપ છે, અને તે ઉપરથી જ તેમાના વિષયનો કંઇક ખ્યાલ આવી શકે છે હાઈસ્કુલોમા તથા વિનયમંદિરોમા ટેક્સ્ટ બુક દાખલ ચલાવવા મંજુર થયું છે આ ચોથી કિં. રૂ દોઢ.

# ચાર દશ્ય નાટકો.

ધ્રાંગધ્રા નરેશના આશ્રય નીચે સ્થપાયેલી શ્રી ભારતવિજય નાટક સમાજે ભજવેલા ગાયનો તથા પુરેપુરા ભાષણ સાથેના નીચેનાં ચાર નાટકોનુ પાકા પુઠાથી બાંધેલુ પુસ્તક

(૧) પ્રતાપી પ્રમીલા અથવા ઔરંગઝેબનો રાજરંગ.
(૨) કામલતા (૩) ચિતોડનો કરણ.
(૪) સત્યવાદી હરિશ્ચંદ્ર, (ઉર્દુ જબાન ને ગુજરાતી ટાઇપ)

કાચા પુઠાની આ દરેક નાટકની કીંમત આઠ આના છે, આ ચારે નાટક સાથે પાકા પુઠામા ભેગા બાંધેલા છતા કીં રૂ. એજ રાખી છે.

**મુક્તધારા**—મૂળ લેખક ડૉ૦ ટાગોર કીં આઠઆના.

## સ્ત્રીઓને વાંચવા લાયક કેટલાંક પુસ્તકો.

**ચંદા.** ઐતિહાસિક સ્વતંત્ર નવલકથા કિંમત રૂ ૧-૧૨-૦

આમાં ચારસો વર્ષ ઉપર થઈ ગયેલી રણથંભોરના દુર્ગરક્ષક સુરજનસિંહની પત્ની ક્ષત્રાણી ચંદાનો ચિતાર છે. સુરજનસિંહે લોભ-સ્વાર્થને વશ થઈને શહેનશાહ અકબરની સામે યુદ્ધ ન કરતા મેવાડના મહારાણાનો એ અજીત કીલ્લો તેને સોંપી દેવાનો વિચાર કર્યો, ને તે વિશેની જાણ તેની સ્ત્રીને થતા તેની વીર પત્ની ચંદાએ પોતાના સ્વામીદ્રોહી પતિનું જાતેજ ખુન કરી પોતે બળી મુઈ મની થઇ હતી આ નવલકથા અદ્ભુત ને અત્યંત રસિક છે

**સુશિક્ષિત સ્ત્રી.** ખાસ કરીને કેળવાએલી સન્નારીઓને વાંચવા સારૂ બાળકેળવણીના તથા સુગૃહિણીના ગૃહવ્યવસ્થાના ઉત્તમ નમુનારૂપે આ નવલકથાનું પુસ્તક લખવામાં આવ્યું છે પાકું સળંગ છીંટનું પુંઠું કિંમત રૂ. એક

**સ્ત્રીકેળવણીનો ખરો ઉપયોગ**—સ્ત્રી પુરૂષના પત્ર વ્યહારરૂપે કન્યાઓ તથા નવ પરિણીત સ્ત્રીઓને ખાસ ઉપયોગી પતિ પત્નીના અરસપરસ લખાયેલા ૩૨ પત્રોરૂપે આ પુસ્તક છે પુંઠું પાકું કીમત રૂ સવા

**વિપિન.** સામાજીક નવલકથા બીજી આવૃત્તિ કિંમત રૂ બે. લેખક રા રા રાજેન્દ્રરાય સોમનારાયણ દલાલ, બી. એ

વીસમી સદીના સમયની આ વાર્તામાં સંસાર સુધારાને અંગે ચર્ચાતા ઘણાક વિષયોનો ઉહાપોહ કર્યો છે. તીલસ્માતી કે પ્રેમના નામ નીચે ખોટા ટાયલાનો આમાં અંશ પણ નથી, પરંતુ સ્ત્રી-પુરૂષ કે બાળક સરખાજ રસથી વાંચે ને દરેક કાંઇને કાંઇ સારો સારો પાઠ શીખે તેવી ઉત્તમ બોધદાયક છે

**માયાનો બજાર.** ચાલુ જમાનાની હિંદુ સામાજીક નવલકથા—

કિંમત—૧ લા ભાગની રૂ ૨, બીજા ભાગની રૂ ૨-૪-૦

સર વોલ્ટર સ્કોટના જેવા મરાઠીમાં પ્રસિદ્ધ વાર્તા લેખક સ્વ હરિનારાયણ આપટેની એક નવલકથાનું આ ભાષાન્તર રા રા. મુકુન્દરામ નિત્યારામ મહેતાએ કરેલું છે. આખી નવલકથાના એકંદર ૬૬ પ્રકરણો છે. તેમાં ચાલુ જમાનાનું તથા જનસ્વભાવનું તાદૃશ્ય ને મનોહર દૃશ્ય છે

**સતીમંડળ** } ભાગ ૧-૨ લખક—રા રા કેશવજી વિશ્વનાથ ત્રિવેદી. નવી આવૃતિના દરેક ભાગની કીમત રૂ સાડાત્રણ.

**સીતા**—( સ્ત્રીઓને આદર્શરૂપ દ્વિજેન્દ્ર લાલરોય કૃત નવું નાટક ) કિંમત ૦-૧૨-૦

**સાવતનાં સ્મરણો**—લેખક સૌ ?મદા. કીંમત ૦-૧૨-૦

# જ્ઞાનવર્ધક પુસ્તકમાળાનાં પુસ્તકો.

( શરૂઆતથી તે ઇ૦ સન ૧૯૨૩ સુધીનાં )

**નવલકથા—**

૨—૦ હાસ્યમંદિર
૨—૮ ચોખેરવાલી, ભાગ ૧-૨
૨—૦ ચંદા–રાજસ્થાનની વીરરમણી ( ઐતિહાસિક )
૩—૦ ગુલામી વહેપાર, ભા ૧–૨
૨—૮ ચક્રવર્તી અશોક
૦—૮ નીલનેની
૨—૮ ધર્મપાળ ( ઐતિહાસિક )
૧—૮ મહારાણા પ્રતાપસિંહ
૨—૪ શારદાનુ સ્વાર્પણ
૨—૦ કથામંજરી, ભા ૧ લો
૩—૦ સદર ભા ૨ જો
૨—૦ હાસ્યકથામંજરી, ભા ૧ લો હાસ્યકથા મંજરી ભા ૨જો
૩—૦ શીકિશચંદ્ર, ભા ૧ લો
૨—૮ સદર ભા ૨ જો
૦–૧૨ સુભદ્રા ( સચિત્ર )
૦—૮ પાપીનો પસ્તાવો

**જીવનચરિત્ર-સંવાદ—**

૦–૧૨ ના ગોપાલ કૃષ્ણ ગોખલે
૨—૦ ટૉમસ એલવા એડીસન
૨—૦ ગુર્જર સાક્ષર જયંતીઓ
૦–૧૦ સોક્રેટીસ અને તેના બે સંવાદ
૨—૮ સંવાદમાલા હાસ્યકથામંજરી, ભાગ ૨ જો

**નીતિ–નિબંધ—**

૩—૦ તત્વચિંતન, ખંડ ૧–૨ સાથે
૦—૮ પશુમાંથી દેવ (જેમ્સ એલન)
૦—૮ સ્વર્ગની સામગ્રી ,,
૦—૮ વિજયધ્વજ ,,
૧—૮ સુખશાંતિ વિચારણા
૧—૮ જીવન સુધારણાના સન્માર્ગ
૧—૪ કરકસર-પૈસાદાર કેમ થવાય ?
૧—૦ મેઝેનીના લેખો-માનવી કર્તવ્યો.

**નાટક—**

૧—૮ સત્યભામા ( સચિત્ર )
૧—૪ મેવાડ–પતન ( ,, )
૧—૪ સ્વામી વિવકાનંદ
૦–૧૨ સીતા (શ્રી દ્વિજેન્દ્રલાલ રૉય)
૦—૮ મુક્તધારા (ન લે. ડૉ ટાગોર)

**દેશ–રાજ્ય–શિક્ષણ—**

૨—૦ જર્મનીની ઉન્નતિ શાથી થઈ
૧—૦ શિક્ષાનો આદર્શ
દેશદર્શન ( છપાય છે )

**ધર્મ—**

૩—૮ હિન્દુ ધર્મની પાઠમાળા
૧–૧૨ સુક્તિમાળા ખંડ ૧ લો
૦—૮ બાલગીતા–પૂર્વાર્ધ
૧—૮ ગીતાપરિચય.

**રૂ. એક પ્રવેશ ફી—**ગ્રાહક થતા એક વખત આપીને ગ્રાહક થયા પછી ચાલુ સાલના બધા પુસ્તકો અર્ધી કીમતે, અપાય છે, ને ઉપલામાથી જે માગે તે પોણી કીમતે મળે છે

# ગીતાપરિચય.

મૂળ લેખક—બાબુ રામદયાળ મજમુદાર, એમ. એ
રૂમી આઠ પેજી ૨૦૦ પૃષ્ટનો મનનીય ધર્મગ્રંથ સર્વ મતાનુયાયીઓને ઉપયોગી આ પુસ્તકના નીચે પ્રમાણે ૧૦ પ્રકરણો છે:—

પ્ર૦ ૧ લું—ગીતાનો આદર. પ્ર૦ ૨ જું—ગીતાનું સ્થાન, કાળ ને પાત્ર. પ્ર૦ ૩ જું—ગીતાનું વિશેષપણું. પ્ર૦ ૪ થું—ગીતામાં શક્તિનો સંચાર. પ્ર૦ ૫ મું—ગીતાનો સ્થૂલ પ્રચાર. પ્ર૦ ૬ ઠું—ગીતાનો રક્ષામંત્ર. પ્ર૦ ૭ મું—ગીતાનો લક્ષ્યસંકેત. પ્ર૦ ૮ મું—ગીતાનો કર્મસંકેત. પ્ર૦ ૯ મું—ગીતામાં જગતનો સંપૂર્ણ ધર્મ છે. પ્ર૦ ૧૦ મું—ગીતોક્ત ધર્મનું પ્રાચીનત્વ

કાશીથી પરમહંસ સ્વામી શ્રી પ્રણવાનંદજી લખે છે કે, "રામ ! તમારી ગીતા મેં વાંચી તમે ગીતારૂપી જે મહાનિધિ અમોને આપો છો તે અપૂર્વ છે પૂજ્યપાદ આચાર્યોના રચેલા જેટલા ભાષ્ય અને જેટલી ટીકાઓ જોવામાં આવેલ છે તે સર્વે કરતાં તમારી આ ટીકા મને વધારે પસંદ પડી છે તમારી ગીતા જેવી સરલ છે, તેવીજ ચિત્તને આકર્ષણ કરનારી છે. તે એક રીતે ગુરૂ સમાન છે." આવા સેંકડો અભિપ્રાયો આ પુસ્તક માટે મળેલા છે. કિંમત રૂ દોઢ.

# સુખશાંતિ—વિચારણા.

સુપ્રસિદ્ધ અંગ્રેજ સર જ્હોન લબકના એક પુસ્તકના આધારે પણ ઘણા ફેરફાર સાથે તૈયાર કરેલું આ પુસ્તક છે આમાં સામાજીક સુખની અભિવૃદ્ધિના નીચેના વિષયોનો વિચાર દાખલા દલીલો તથા આપણા હિંદુ ધર્મના શાસ્ત્રીય પ્રમાણો સાથે કર્યો છે:—

પ્ર૦ ૧ લું સુખ ૨ જું મન ૩ જું અભિલાષા. ૪ થું સંતોષ. ૫ મું વિપત્તિ ૬ ઠું ઔદાર્ય ૭ મું મિત્ર અને શત્રુ. ૮ મું ધન ૯ મું વિવેક બુદ્ધિ અને ૧૦ મું શાન્તિ.

કિંમત રૂ. ૧—૮—૦ ઇનામ લાયબ્રેરી માટે મંજુર થયું છે.

# પ્રવાસીના પત્રો.

દેશ—સમાજ—સાહિત્ય—વિદ્યા—હુન્નર—કેળવણી—રાજ્ય વગેરે વિષયોની પત્રવ્યવહાર રૂપે સુન્દર ચર્ચા, પાકું પૂંઠું કિ રૂ સવા

આ પુસ્તક વિષે રા. બ રમણભાઈ મ નીલકંઠ, રા. સા ગણપતરામ અ ત્રવાડી, રા. રા છગનલાલ હરિલાલ પંડયા બી એ. (કાદંબરીના ભાષાન્તરકાર) રા બ હરગોવિંદદાસ કાંટાવાળા, વગેરે ઘણા વિદ્વાનોના ઉત્તમ અભિપ્રાયો મળ્યા છે. સાધારણ નિબંધો કે લેખો વાચતા જે કંટાળો આવે છે તેવો કંટાળો આ વિવિધ પત્રો વાચતા જરા પણ આવતો નથી.

# ગુર્જર સાક્ષર જયન્તીઓ.

અમદાવાદની સાહિત્ય સભા તરફથી પ્રસિદ્ધ વિદ્વાનો—સાક્ષરોની જયન્તીઓ પ્રસંગે થયેલા ભાષણોનો આ સંગ્રહ "ગુજરાત વિદ્યાપીઠ"ના મહાવિદ્યાલયોમાં પાઠ્ય પુસ્તક તરીકે ચલાવવા પસંદ થવાથી આ સંગ્રહ એકત્ર કરીને છપાવ્યો છે, સરકારી હાઈસ્કૂલો વગેરે માટે પણ મંજુર થયેલ છે આમાં વિદ્વાનોના નીચેના લેખો આવ્યા છે,—

| વિષય | ભાષણકર્તા. |
|---|---|
| (૧) કલાપી | (૧) રા રા મણિશંકર રત્નજી ભટ |
| | (૨) રા બ. રમણભાઈ મહીપતરામ નીલકંઠ |
| (૨) આત્મા | રા રા નર્મદાશંકર દેવશંકર મહેતા |
| (૩) મીરાંબાઈ | રા રા ન્હાનાલાલ દલપતરામ કવિ |
| (૪) ગોવર્ધનરામ | રા રા લલિત |
| (૫) નર્મદાશંકર | (૧) રા રા. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી |
| | (૨) પ્રો આનંદશંકર બાપુભાઈ ધ્રુવ. |
| (૬) મણિલાલ નભુભાઈ | પ્રો આનંદશંકર બાપુભાઈ ધ્રુવ |
| (૭) ધીરો. | રા રા કૈશિકરામ વિઘ્નહરરામ મહેતા |
| (૮) ભાલણશંકર | રા રા રમમોહનરાય જસવંતરાય દેસાઈ |
| (૯) પ્રેમાનંદ | રા બ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ |

આ ઉપરાંત પહેલી સાહિત્ય પરિષદના પ્રમુખ સદ્‌ગત સા શ્રી ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીનું તથા બીજી પરિષદના પ્રમુખ સા શ્રી કેશવલાલ હર્ષદરાય ધ્રુવનું પ્રમુખ તરીકેનું ભાષણ પણ આમાં સંપૂર્ણ આપ્યું છે પૃષ્ઠ ૩૩૦, પાકું છીંટનું પુઠું કિંમત રૂ. ૨—૦—૦

---

# એડીસનનું જીવનચરિત્ર.

વીજળીના દીવા, તાર, ફોનોગ્રાફ, સીનેમેટોગ્રાફ, વગેરે સેંકડો શોધોના મહાન શોધક એડીસનનું નામ જગજાહેર છતાં તેના જીવનને લગતી અદ્‌ભુત વાર્તા ગુજરાતમાં છેકજ અજાણી છે આ પુસ્તક એ મહાપુરૂષે જાતે તપાસીને પસંદ કરી, તેમાંની બાબતોની સત્યતા માટે પોતે સર્ટીફીકટ લખી આપ્યું છે આ જીવનચરિત્ર છતાં અદ્‌ભુત નવલકથા જેવુંજ લાગે છે પૃષ્ઠ ૨૫૦ શોનેરી નામ વાળું પાકું પુઠું અને બે છબીઓ છે કીમત રૂ ૨

# મહાત્મા જેમ્સ એલન કૃત પુસ્તકો.

**સ્વચિંતન** } યાને નિત્યપાઠ શિક્ષાપત્રી—આ પુસ્તકમા દુનીઆ પરના કોઇ પણ ધર્મ પંથને બાધક ન થાય તેવા હંમેશા પાઠ કરવા જેવા સામાન્ય નીતિ-ધર્મ વિશેના સૂત્રો છે તા ૧ લી જાનેવારીથી ૩૧ મી ડીસેબર સુધીના ૩૬૫ દિવસમા દરરોજ પાઠ કરવા માટે તે તારીખવાર મુકેલા છે ને તેથી નિત્યપાઠ કરવા સારૂ એક નૈતિક ધાર્મિક ઉત્તમ પુસ્તક તરીકે ઉપયોગ કરવા યોગ્ય છે ગુજરાતી ભાષામા આવુ પુસ્તક બીજું એક નથી, છપાઇ બધાઇ ઉત્તમ છે કિ રૂ ત્રણ

**વર્ગની સામગ્રી** } (વિચાર તેવું વર્તન) મહાત્મા જેમ્સ એલનના જીવનચરિત્ર સાથે લેખક રાણા દોલતસિહજી સીસોદીઆ આ લઘુ પુસ્તકમા કર્મયોગ એટલે પરમાર્થ કેમ રીતે સધાય તે વિશેનુ લગભગ ભગવદ્ ગીતાને મળતુ જ વિવેચન છે આમા દર્શાવેલા સત્યો તમામ ધર્મોમાથી તારવી કાઢીને સૂત્ર રૂપે દર્શાવેલા હોય તેવા સર્વમાન્ય છે પ્રકરણ ૧-વિચાર તેવુ વર્તન. પ્ર ૨-સંજોગો ઉપર વિચારની અસર પ્ર ૩-તંદુરસ્તી અને શરીર ઉપર વિચારની અસર પ્ર ૪-વિચાર અને હેતુ પ્ર ૫-સિદ્ધિ મેળવવા વિચારની મહાયકતા પ્ર ૬-સ્વપ્ન અને મનોરથો પ્ર ૭-શાન્તિ પાકુ પુઠુ કિ. આઠ આના.

**પશુમાંથી દેવ.** } આ કર્તા મોહનલાલ વિઠલદાસ ગાંધી બી એ એલ એલ બી તથા ઉપોદ્‌ઘાત લખનાર સાગર આ ન્હાના પુસ્તકના સાત પ્રકરણો પાડી તેમા માણસ જીવનની ઉચ્ચ સ્થિતિ કેવી રીતે પ્રાપ્ત કરી શકે, તે વિશેનુ મનનીય વિવેચન છપાઈ બધાઇ ઉત્તમ છે. કિ. આઠ આના

**વિજયધ્વજ** } "લાઇફ્ ઓફ્ ટ્રાયમ્ફન્ટ"નું ભાષાન્તર કર્તા રતિલાલ પાતરામ ઉ પડયા, બી એ કીં આઠ આના.

## માનવવિચાર અને તેની શક્તિઓ.

"એઝ આ મેન થિન્કેથ" તથા "આઉટ ફ્રોમ ધિ હાર્ટ" એ પુસ્તકોનુ ભાષાન્તર આમા સાથે છે કાચુ પુઠુ કિંમત ૦-૮-૦.

**જીવનલાલ અમરશી મહેતા;—અમદાવાદ.**

# ધર્મપાળ યાને કલ્યાણીનો આત્મોત્સર્ગ.

કિંમત રૂ ૨—૮—૦

( બુદ્ધ સમયની ઐતિહાસિક નવલકથા ) ગુજરાતી સાહિત્યમાં પ્રાચીન ભારતવર્ષની જાહોજલાલીનુ દિગ્દર્શન કરાવનાર ઐતિહાસિક નવલકથાઓ માત્ર આંગળીના વેઢા ઉપર ગણી શકાય એટલીજ છે અંગ્રેજી સાહિત્યમા મિસર અને બાબીલોનના પ્રાચિન ઇતિહાસના આધારે ઘણી નવલકથાઓ રચાવવા માં આવી છે, અને જેથી સભ્ય—જગતમા એ બન્ને પ્રાચિન દેશોની સારી પેઠે ખ્યાતિ પ્રસરી ગઇ છે. પ્રસ્તુત નવલકથા પણ તેવાજ હેતુથી ભારતવર્ષ ના પ્રાચિન ઇતિહાસના આધારે તથા બૌદ્ધ સમયને અનુસરી લખવામા આવેલી હોવાથી તેની વસ્તુસંકલના અત્યંત રસમય હોવા ઉપરાન્ત તદ્દન નિર્દોષ છે

# ગુલામી વહેપાર

## દાસત્વપ્રથા-દુખદર્શન (બે ભાગમાં પુરી)

આફ્રિકામાથી કાફ્રી—હબસી લોકોને લાલચ આપીને અથવા બળાત્કારે અમેરિકા લઇ આવી તેઓને બકરા અને મેંઢાની માફક વેચી દેવામા આવતા હતા. ત્યા ગુલામો ઉપર કેવા કેવા ભયાનક અત્યાચાર કરવામા આવતા હતા તે સાભળતા પણ પત્થર જેવુ હૃદય પણ પિગળી જાય ગુલામોના માલિકો પ્રાણ લેતા તો પણ કાયદાની રૂએ તેઓને શિક્ષા કરવામા આવતી નહોતી ગુલામો ઉપર ગુજરતા આવા ભયંકર અત્યાચાર જોઇને મિસીસ એચ બી સ્ટો નામની એક અમેરીકન વિદુષીએ લોકો ગુલામગીરીનુ ખરૂં સ્વરૂપ જાણી શકે તે માટે ' અન્કલ ટોમ્સ કૅબીન ' નામનો એક સર્વોત્કૃષ્ટ ગ્રંથ નોવેલ રૂપે લખ્યો. એ પુસ્તક પ્રસિદ્ધ થયા પછી થોડા વખતમાજ ઉત્તર તથા દક્ષિણ પ્રદેશનાં રહેવાસીઓ વચ્ચે ગુલામોને સ્વતંત્રતા આપવા માટે એક ભયંકર યુદ્ધ શરૂ થયુ અને તે લગભગ ચાર પાચ વર્ષ ચાલ્યુ. અને ઈ સ. ૧૮૬૫ મા ત્યા ગુલામગીરીનો અંત આવ્યો. આ પુસ્તકમા વર્ણ- વેલી સર્વ બાબતો સાચી છે. કેટલીક તો એ વિદુષીબાઇએ પોતાની આંખો- થી જોયેલી છે આવી જગપ્રસિદ્ધ લોકપ્રિય તથા ઐતિહાસિક સત્ય બનાવોથી ભરપુર નવલકથા અવશ્ય વાંચવા લાયક છે. બન્ને ભાગની કિંમત રૂ. ૩—૦—૦ પાકું સોનેરી નામનુ પૂંઠુ છે

જીવનલાલ અમરશી મહેતા; અમદાવાદ.

# કથામંજરી ભાગ-પહેલો.

# કથામંજરી-ભાગ બીજો.

( આવડાજ મોટા પૃષ્ટ સોનેરી સુંદર બંધાઈ-કિંમત રૂ. ત્રણ )

આ ભાગમા વિદ્વાન લેખકોની નીચેની ચૌદ વાતે-કથાઓ છે

૧ નિર્મંળા ( લગભગ ૧૦૦ પૃષ્ટની અપ્રસિદ્ધ પવિત્ર સ્નેહકથા ૨ ગુલછરીના બાગમા ગુલામ ( લેખક મી શિયાવક્ષ નસરવાનજી મોદીઆ, પારસી મઝારી સ્નેહકથા ), ૩ બે મુખનાયક (જીવનલાલ અમરશી મહેતા, આત્મભોગ વડે પરમાર્થ સાધનની અપ્રસિદ્ધ કરુણ કથા ) ૪ સુખી રાજકુમાર ( રા રા સવાઇલાલ ચુનીલાલ યાજ્ઞિક ઉપદ્યીજ કથાના સિદ્ધાતવાળી કથા ) ૫ એક સ્વપ્ન ( રા રા પુષ્કરરાવ વામનરાવ મહેતા, એમ એ એલએલ બી ), ૬ મદનનો મનોરથ ( રા રા મોહનલાલ પાર્વતીશકર દવે, એમ એ એલ એલ બી ઉછરતા યુવક અને પ્રેમી જીવનનુ એક સુંદર દૃશ્ય ), ૭ નિર્ભયતાની મૂર્તિ ( લે શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજી ), ૮ માટીનો છોકરી ( રા રા ડાહ્યાભાઇ રામચદ્ર મહેતા ), ૯ ચતુર્મુખ-ચાર મુખનુ કૌતક ( લે રા બ રમણભાઇ મહીપતરામ નીલકંઠ, બી એ એલએલ બી, બુદ્ધિચાતુર્યની અદ્ભુત વાર્તા ), ૧૦ બુદ્ધિસ્ત્રોમ્બ ( લે રા બ રમણભાઇ મહિપતરામ નીલકંઠ, બી એ એલએલ બી બુદ્ધિચાતુર્યની અદ્ભુત વાર્તા ) ૧૧ વિચિત્ર વીર ( લે રા રા પુષ્કરરાવ વામનરાવ મહેતા ), ૧૨ હીરા માણેકની મોટી ખાણ ( લે રા રા મણિશકર રત્નજી ભટ ), ૧૩ દુખમાંથી સુખ ( સ્વ રાજકવિ કલાપી ), ૧૪ માતૃભુમિ પ્રત્યેનો પ્રેમ.

---

# હાસ્યકથા મંજરી-ભાગ પહેલો.

( કથામંજરીનો ત્રીજો ભાગ )

રા બ રમણભાઇ મહીપતરામે લખેલો ઉપોદ્ઘાત, રા રા મોતીભાઇ નરસિંહભાઈ અમીને લખેલી " પટેલપોથી " ની પ્રસ્તાવના તથા રા રા મોહનલાલ પાર્વતીશકર દવેનો " હાસ્યરસ " વિશેનો નિબંધ, અને સામાજીક તથા સાહિત્યવિષયક હાસ્યરસિક કટાક્ષમય ૨૭ લેખો, વાતો, સ્કેચ વગેરેનો આ અત્યંત રમુજી છતા મહત્વનો સંગ્રહ છે આ માપનાજ પૃષ્ટ ૨૫૦ ઉપરાત. ગ્લેજ'કાગળ ને સોનેરી નામનુ સુન્દર પુઠું કીમત રૂ બે.

# સંવાદમાલા

[ વિદ્વાન લેખકોની આઠ છબીઓ અને સોનેરી નમનુ સુંદર પાકુ પુઠું. કીં રૂ ૨—૮—૦ આ ગ્રન્થમા પ્રતિષ્ઠિત ગુર્જર વિદ્વાનોના કુલ છત્રીશ સંવાદો છે, તેમાના કેટલાકની વિગત —

| | |
|---|---|
| સ્વ રાજવી કવિ કલાપીના | સંવાદ ચાર |
| સ્વ. મણિશંકર રત્નજી ભટ્ટ–કાન્તના | . પાંચ |
| શ્રી ન્હાનાલાલ દલપતરામ કવિના | બે |
| શ્રી નરસિંહરાવ ભોળાનાથ દીવેટીઆનો . . | એક. |
| પ્રો. બળવંતરાય કલ્યાણરાય ઠાકોરનો . | એક. |
| પ્રો. અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદીનો | એક. |
| શ્રી સાગરના .. . | બે |
| શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજીના | બે |
| સૌ. વિદ્યાગૌરી રમણભાઈ નીલકંઠના | બે |
| વકીલ-ભીમજી હરજીવન મહેતાના . | બે. |

---

## કલાપી—કાન્તના સંવાદો

તથા

## કલાપીના ધર્મવિચારો.

આમા સ્વ. કલાપીના ચાર તથા કાન્તના પાંચ મળીને કુલ સ્વતંત્ર લખાયેલા સંવાદો અને કલાપીએ લખેલું સ્વીડનબોર્ગના ધાર્મિક સિદ્ધાન્તો ઉપર વાર્તિક આપ્યુ છે કીમત બાર આના

---

## ચાર વર્ષનું બાળક.

( ઇ. સન ૧૯૨૩ ના સુબોધના "બાળક" વિભાગનુ પાકુ બાંધેલુ પુસ્તક )

ખાસ બાળકો માટે લખાયેલા ઉપદેશક લેખો—કવિતાઓ—નાની નાની વાતો—સંવાદો—જીવનચરિત્રો—સિંહાસન બત્રીસીની આઠ વાર્તાઓ—રામાયણની બાર વાતો—વગેરે અનેક જાતના લેખોથી ભરપુર લગભગ ૩૦૦ પૃષ્ટ અને કેટલાક ચિત્રો સાથે કિંમત રૂા. બે. વી. પી ખર્ચ જુદુ. લખો;—

મંત્રીઃ—" સુબોધ "; પીરમશા રોડ—અમદાવાદ.